શ્રીમંત ગાયકવાડ સરકારનું દેશી કેળવણી ખાતું.

શિક્ષકોપયોગી

# હિન્દુ વેદધર્મ.

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ એમની આજ્ઞાથી

તૈયાર કરનાર

પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

એમ. એ, એલએલ. બી.

અમદાવાદ.



આવૃત્તિ પહેલી. ] [ પ્રત ૩૦૦૦.

સં. ૧૯૭૫. ઈ. સ. ૧૯૧૯.

કિંમત રૂ. ૧-૧૪-૦.

# જાહેરાત



વડોદરા રાજ્યની નિશાળોમાં ધર્મનીતિને લગતી કેળવણી આપવાની શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ, શમશેર બહાદુર, જી. સી. એસ. આઈ; જી. સી. આઈ. ઈ. એઓશ્રીએ લોકહિતાર્થ આજ્ઞા કરેલી તદનુસાર એ ઉપયોગી વિષયો ઉપર એક શિક્ષક-શિષ્યને ઉપયોગી થઈ પડે તેવી ગ્રંથમાળા રચી આપવાનું કામ અધ્યાપક રા. રા. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ. એ. : એલએલ. બી. ને સોંપવામાં આવેલું, અને તે પ્રમાણે રા. રા. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવે એ માળા પૈકીનો આ નવો મણકો તૈયાર કરેલો છે તે પ્રસિદ્ધિમાં મુકવામાં આવે છે.

આશા છે કે, આ ગ્રંથ ગુર્જર પ્રજાને માન્ય થઈ પડશે.

| | | |
|---|---|---|
| વડોદરા. | જ. પુ. જોષીપુરા | A. B. Clarke |
| ૧૪-૮-૧૯ | ભા. મ. | વિદ્યાધિકારી. |



# પ્રસ્તાવના.



૧. આ પુસ્તક "શિક્ષકોપયોગી" છે, એટલે કે બાલોપયોગી નથી અને લોકોપયોગી પણ નથી. "બાલોપયોગી ધર્મવર્ણન" માં પૃથ્વીના જુદા જુદા ધર્મોનું બાલ વિદ્યાર્થીઓને શીખવી શકાય તેવા રૂપમાં વર્ણન કરવામાં આવ્યું હતું. પણ એ વર્ણનમાં સમાવેલી હકીકત કરતાં શિક્ષકનું પોતાનું જ્ઞાન વધારે વ્યાપક હોવું જોઇએ. તે માટે જોઇતું સાધન પૂરૂં પાડવાના ઉદ્દેશથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. જે લોકને મૂળ પ્રમાણ અને કાંઇક વિશેષ વિગત સાથે ધર્મનું વર્ણનાત્મક જ્ઞાન મેળવવા ઇચ્છા છે, અને તે માટે જેઓ અભ્યાસનો શ્રમ કરવા તત્પર છે—તેવા લોકને પણ આ પુસ્તક ઉપયોગી થશે ખરૂં; પણ એ ઉપયોગ તે એનો ઉદ્દેશ નથી. અને તેથી જે ઉદ્દેશથી એ લખવામાં આવ્યું છે તે જ ખાસ નજર આગળ રાખીને "બાલોપયોગી ધર્મવર્ણન" ને અનુસરતો જ વિષયવિભાગ અત્રે કરવામાં આવ્યો છે; સામાન્ય વાચક વર્ગને આકર્ષે એવા સ્વરૂપ માટે યત્ન કરવામાં આવ્યો નથી.

૨. હું અત્યન્ત દિલગીર છું કે મારા ઉપર ઇન્ફ્લુએન્ઝાના વારંવાર હલ્લા અને તજ્જન્ય એક ભારે મંદવાડ આવી પડવાથી નીતિ અને ધર્મશિક્ષણ સંબન્ધી શ્રીમન્ત મહારાજાશ્રીની યોજના હું પૂરી કરી શકતો નથી; એટલું જ નહિ, પણ આ પુસ્તક પણ મારે ખરી રીતે જોતાં, અધૂરા રૂપમાં જ વાચક આગળ મૂકવું પડે છે. પૂર્વોક્ત યોજનાની ત્રીજી ભૂમિકા—"ધર્મચિન્તન"—માટે પૃથ્વીના સઘળા ધર્મોનું વર્ણન બીજી ભૂમિકામાં થઈ જવું જોઇએ. પણ ત્રીજી ભૂમિકા રચવી અત્યારે શક્ય રહી નથી તો હિન્દુ ધર્મ સિવાયના બીજા ધર્મોનું વર્ણન આ પુસ્તકમાં આપી શકાયું નથી એ ન્યૂનતા લક્ષમાં ન લઇએ તો ચાલે. પણ હિન્દુ ધર્મના જ ત્રણ વિભાગ—બ્રાહ્મણ (વૈદિક), જૈન અને બૌદ્ધ—એ પણ ત્રણે અત્રે નિરૂપી શકાયા નથી, અને માત્ર એક જ બ્રાહ્મણ ( વેદ— ) ધર્મનું જ નિરૂપણ કરીને અટકવું પડયું છે એ, 'ત્રણ' ધર્મ કહેવાતા પણ મારા પોતાના મત પ્રમાણે વસ્તુતઃ 'એક' જ ધર્મના નિરૂપણમાં મ્હોટી ઊણપ છે. પણ તે માટે ખેદ દર્શાવવા ઉપરાંત અત્યારે બીજો ઇલાજ નથી.

૩. આ અનેક ખામીઓ માટે, તેમજ મારી સરતચૂકથી, સમજણની ખામીથી, કે છાપખાનાની ભૂલથી આ પુસ્તકમાં જે જે કાંઈ દોષ રહ્યા હોય તે સર્વને માટે વાચકની ક્ષમા યાચું છું.

અમદાવાદ.
વિ. સં. ૧૯૭૫
આષાઢ શુક્લ. ૧૧

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.

# અનુક્રમણિકા.

## ઉપોદ્ઘાત.

# હિન્દુ (વેદ) ધર્મ.

## ૧.

## હિન્દુધર્મ: એનું લક્ષણ અને શાસ્ત્રો.

નીતિશિક્ષણ પછી ધર્મશિક્ષણ: કારણ કે ધર્મ એ નીતિ કરતાં વધારે વિશાળ અને ઊંડો છે. હવે ધર્મનું ખરૂં સ્વરૂપ જાણવા માટે, પ્રથમ, જગતના વિવિધ ધર્મોમાં શું શું માનવામાં આવે છે તથા કેવા કેવા આચાર-વિચાર ચાલે છે એ જાણવું અગત્યનું છે. એ જાણ્યા પછી ધર્મનું સામાન્ય સ્વરૂપ તારવી કઢાય, તથા એ સ્વરૂપ આપણા અન્તર્‌ને સન્તોષ ઉપજાવી શકે એમ છે કે કેમ એ વિચારી શકાય. એ તારણ કાઢવાનો તથા વિચાર કરવાનો વખત આવતા પુસ્તકમાં આવશે. પરંતુ હાલ તો આપણે જગત્‌માં જે જે ધર્મો પ્રવર્તે છે, કે અસલ પ્રવર્તતા હતા, એનું સ્વરૂપ જાણવાનો જ યત્ન કરીશું.

તેમાં સૌથી પહેલો આપણે ‘ હિન્દુ ધર્મ ’ લઇશું. કારણ કે આ દેશમાં વસતા વિવિધ ધર્મના લોકોમાં હિન્દુઓ સૌથી જૂના અને સંખ્યામાં વધારે છે.

૧. **હિન્દુધર્મ કોને કહેવો ?** આ પ્રશ્નનો ઉત્તર દેવો સહેલો નથી.* (૧) કેટલાક **વેદમાં શ્રદ્ધા** એને હિન્દુધર્મનું લક્ષણ માને છે. (૨) કેટલાક **વર્ણાશ્રમધર્મ**ને એનું તત્ત્વ ઠરાવે છે. (૩) કેટલાક એ ધર્મના અન્તર્ગત **સંસ્કાર**ને આવશ્યક જણાવે છે. (૪) કેટલાક એ ધર્મનાં તત્ત્વમાં વર્ણાશ્રમધર્મ ઉપરાંત, **કર્મ પુનર્જન્મ** અને **મોક્ષ** વિષેની માન્યતા ગણાવે છે. (૫) કેટલાક વળી એમાં **કુલદેવતા** અને **પંચાયતન** દેવની પૂજા, **અવતારની** માન્યતા, અને **શ્રાદ્ધની** ક્રિયા ઉમેરે છે. (૬) કેટલાક **ગાય બ્રાહ્મણ** અને વેદ એવાં ત્રણ સાદાં તત્ત્વો જ બતાવે છે. અને આ સિવાય વળી (૭) ‘ પોતાને હિન્દુ માને તે હિન્દુ ’, ‘ નાત બહાર ન

---

* જુવો મિ. નટેશને પ્રસિદ્ધ કરેલો ‘ Essentials of Hinduism ’ નામનો મતસંગ્રહ.

થયો હોય તે હિન્દુ', ' હિન્દુસ્થાનના રહેવાશીઓમાંથી મુસલમાન ખ્રિસ્તી વગેરે અન્ય ધર્મનાં મનુષ્યો બાદ કરતાં જે રહે તે હિન્દુ '—ઇત્યાદિ બીજાં નિઃસત્ત્વ કે ઉપહાસ અને અવજ્ઞાનાં લક્ષણો પણ આપણે સાંભળીએ છીએ. આમાંનાં આ છેલ્લી જાતનાં લક્ષણોને તો આપણે બાજુ ઉપર જ મૂકી દઇશું. બાકીનાં લક્ષણુ વિચારવા જેવાં છે. (૧) જૈનો—જેઓ વસ્તી-પત્રકના વિભાગ દાખલ થતા પહેલાં પોતાને હિન્દુઓ જ જાણુતા હતા, અને તે સિવાયના વ્યવહારમાં હજી પણ જાણે છે—તેઓ વેદને માનતા નથી. વળી હિન્દુઓમાં મ્હોટી સંખ્યા એવી છે કે જે ફક્ત વેદનું નામ માત્ર જ જાણે છે, અને ધર્મ તો તે તે પન્થનોજ પાળે છે. તેઓ વેદનો નિષેધ કરતા નથી એ ખરૂં, પરંતુ તેથી વેદમાં શ્રદ્ધા એ એમના ધર્મનું જીવાતુ-ભૂત તત્ત્વ છે એમ કહી શકાતું નથી. (૨) વર્ણાશ્રમધર્મ અત્યારે બહુ થોડા પળાય છે, અને તેમાં પણ વર્ણવ્યવસ્થા જે એક સામાજિક વ્યવસ્થા છે તેને તદ્દન ધર્મનું તત્ત્વ કરી નાંખવું એ બરાબર ગણાય કે કેમ એ શંકા સંભવે છે. વર્ણવ્યવસ્થા હિન્દુધર્મમાં આવશ્યક છે એમ માનીએ તો પણ એકલી સામાજિક વ્યવસ્થાથી ધર્મનું સ્વરૂપ બંધાય ખરૂં ?–એ એક પ્રશ્ન છે. (૩) સંસ્કાર પણ અત્યારે—લગ્ન જનોઈ અને મરણક્રિયા સિવાય—જુજ જ રહ્યા છે. અને જેટલા રહ્યા છે તેટલા સઘળા હિન્દુઓમાં શાસ્ત્રોક્ત રીતે થતા નથી. (૪) કર્મ–પુનર્જન્મના અને મોક્ષના સિદ્ધાન્તો, તથા શ્રાદ્ધ પંચાયતનપૂજા વગેરે ક્રિયાઓ, એ હિન્દુધર્મનું તત્ત્વ છે એમ કહેવું મુસ્કેલ છે. કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાન્ત એટલે આ જગતમાં નીતિનું રાજ્ય છે એવી માન્યતાઃ આટલી એક માન્યતાને આખા હિન્દુ-ધર્મના સમગ્ર તત્ત્વરૂપ બનાવી શકાય નહિ. મોક્ષનો સિદ્ધાન્ત પણ માત્ર હિન્દુધર્મમાં છે એમ નથી; ખ્રિસ્તીધર્મમાં પણ છે. શ્રાદ્ધની ક્રિયા બીજા ઘણા ધર્મોમાં જોવામાં આવે છે. (૫) કુળદેવતાની પૂજા અડધાસુધરેલા અને ટોળીઓ બાંધી વસતા ઘણા પ્રાચીન લોકોમાં જોવામાં આવે છે, અને હિન્દુઓમાં બધા જ કાંઈ કુલદેવતાની પૂજા કરતા કે જાણુતા નથી. પંચાયતનના પાંચ દેવની પૂજા પણ સઘળા હિન્દુઓ કરે છે એમ કાંઈ નથી. અને એમાંના એક એક દેવને જ માનનારા, અથવા તો વિશેષનામરહિત કેવલ પરમાત્માને જ માનનારા એવા પણ હિન્દુઓ છે. ( ૬ ) ગાયને જરથોસ્તીઓ પણ પવિત્ર માને છે; અને બ્રાહ્મણ તથા વેદને જૈનો માનતા નથી.

આમ હિન્દુધર્મનું લક્ષણ બાંધવા જતાં અનેક મુશ્કેલીઓ આવે છે.* પરંતુ આ મુશ્કેલી તે હિન્દુધર્મનું દૂષણ છે એમ સમજવું નહિ. એ દૂષણ નથી, પણ ભૂષણ છે. જગતના સર્વ ધર્મોમાં આ મુશ્કેલી એ એના જીવન્ત-પણાની જ નિશાની છે. પ્રકૃતિમાં જેમ વસ્તુ ઊંચી, તેમ એની સંઘટ-નામાં વધારે ઝીણવટ અને વધારે ગૂંચ; અને જેમ ઝીણવટ અને ગૂંચ વધારે, તેમ એનું લક્ષણ બાંધવું પણ વધારે કઠણ. તેથી નિર્જીવ પદાર્થ કરતાં સજીવ પદાર્થનું લક્ષણ બાંધવું વધારે મુશ્કેલ પડે છે. એવા પદા-ર્થનું લક્ષણ બાંધવાનો એક જ માર્ગ છે, તે એ કે—એના જીવનના સમગ્ર ઇતિહાસને એના લક્ષણમાં પ્રવેશ કરાવવો, અને પછી એ ઇતિ-હાસને વર્ણવવો. માટે, જ્યારથી આર્યો+ સિન્ધુ નદીના પ્રદેશમાં વસતા§

---

* અમુક વ્યક્તિના નામથી ચાલેલા ધર્મમાં—જેમ કે ઇસુખ્રિસ્તે પ્રવર્તાવેલો ધર્મ તે ખ્રિસ્તી ધર્મ—આ મુશ્કેલી ઓછી ગણાય છે. પણ એ વ્યક્તિએ પ્રવર્તાવેલો ધર્મ શો હતો એ પ્રશ્ન પૂછી જ્યાં એનું લક્ષણ બાંધવાનો યત્ન કરશો ત્યાં ઉપર હિન્દુધર્મમાં જણાવી તેવી સઘળી મુશ્કેલીઓ ઊભી થશે.

\+ હિન્દુ-ઇરાની-ગ્રીક વગેરે ભાષાના સામાન્ય શબ્દો ઉપરથી પ્રો. મેક્સમૂલરે મૂળ એક આર્ય ભાષા ઠરાવી છે. પણ એક જ ભાષા બોલનારા તે એક જ જાતિના હોવા જોઇએ એમ નિયમ નથી, અને વસ્તુતઃ આર્ય ભાષા બોલનારા સઘળા એક જ જાતિના ન હતા એમ શરીરલક્ષણને આધારે જાતિશાસ્ત્રીઓનું કહેવું છે. તેથી એક આર્ય જાતિ હોવાનો આગ્રહ છોડી દઈ પ્રો. મૅક્સમૂલરે ખુલાસો કર્યો છે કે આર્ય એટલે અમુક—આર્ય-ભાષા બોલનારા, પછી તે ગમે તે જાતિના હો. પણ એ ભાષા બોલનારા, લોકોમાંનો કેટલોક ભાગ તો એક જાતિનો જ હશે એમ એમનાં શારીરિક લક્ષણ ઉપરથી ગણાય છે.

§ આર્યો બહારથી આવી સિન્ધુ-નદીના પ્રદેશમાં વસ્યા છે એવું અ-ત્રેના આર્યોનું સ્મરણ નથી. પણ કેટલાંક પ્રમાણ ઉપરથી યુરોપીઅન વિદ્વા-નોએ આ કલ્પના કરી છે. જો આર્યો મૂળ આ દેશના જ વતની હોય તો ડુંગરામાં અને જંગલોમાં જે અનાર્ય લોકની વસ્તી જોઇએ છીએ તે સંભવે નહિ. એક બીજાથી તદ્દન ભિન્ન એવા લોકો એક જ દેશના મૂળ વતની કેમ હોઈ શકે? દ્રાવિડ જાતિના લોકો પણ એ જ પ્રમાણે—આર્યોથી પણ પૂર્વે—બહારથી આવેલા છે અને અત્રેની મૂળ જંગલી વસ્તી કરતાં જુદા છે.

આપણા જાણવામાં આવે છે, અને જ્યારથી અન્ય આર્યોથી પોતાની સ્વતન્ત્ર જમાવટ કરી બેઠેલા આપણે એમને જોઇએ છીએ×—ત્યારના સ્વરૂપથી માંડીને, એક જીવન્ત શક્તિ તરીકે એ ધર્મમાં જે જે ધાર્મિક વિકાસ થયો તે સર્વને આપણે '**હિન્દુધર્મ**' એવું નામ આપીશું. અને એ ઇતિહાસના એક ખંડને પણ જે કોઈ જન પોતાનો કરીને માને છે, તે સર્વને આપણે 'હિન્દુ' કહીશું. તેથી, 'હિન્દુધર્મ' નું લક્ષણ આપણા લઘુ પુસ્તકમાં આ પ્રમાણે બાંધ્યું છે:—

**"હિન્દુસ્થાનમાં વસેલા પ્રાચીન આર્યોનો ધર્મ તે હિન્દુધર્મ. એ આર્યો જે ધર્મ પાળતા, અને એમાંથી જતે દહાડે જે ધર્મનો વિકાસ થયો—એ સર્વનો 'હિન્દુધર્મ'માં સમાવેશ થાય છે."**

૨. આ હિન્દુધર્મની ત્રણ શાખાઓ છે: (૧) **વેદ** (**બ્રાહ્મણ**) ધર્મ; (૨) **જૈન** ધર્મ, અને (૩) **બૌદ્ધ** ધર્મ. આ ત્રણે ધર્મને એક જ ધર્મની શાખાઓ ગણવાનાં પુષ્કળ કારણો છે. જૈન અને બૌદ્ધ ધર્મનાં પુસ્તકો કહે છે તે માનીએ તો મૂળ ધર્મ વિકાર પામીને વેદધર્મ થયો છે. વેદધર્મ, અને

---

આર્યો ક્યાંથી આવી વસ્યા છે એ વિષે વિદ્વાનોમાં મતભેદ છે. કેટલાક મધ્ય એશિયાને, કેટલાક પૂર્વ યૂરોપને અને કેટલાક ઉત્તર ધ્રુવને આર્યોનું મૂળ રહેઠાણ માને છે.

× આ પહેલાં એ લોકના ધર્મનું શું સ્વરૂપ હતું એનો પૂરેપૂરો નિર્ણય કરવો અત્યારે અશક્ય છે. હિન્દુ–ઇરાની–ગ્રીક–રોમન વગેરે આર્ય પ્રજાની ભાષા તથા એમના ધર્મનાં સામાન્ય તત્ત્વો તારવી કાઢી એ ઉપરથી—મૂળ આર્ય જાતિના ધર્મનું સ્વરૂપ નક્કી કરવાનો વિદ્વાનોએ યત્ન કર્યો છે. એ યત્ન આ સામાન્ય તત્ત્વો પૂરતો તો બેશક ફતેહમન્દ નીવડયો છે. પરંતુ એટલામાં જ આર્ય જાતિના મૂળ ધર્મનો સમાવેશ થઈ જાય છે એમ કહેવાને કાંઈ આધાર નથી. એ સામાન્ય તત્ત્વો—જેવાં કે પિતૃઓની પૂજા, ગૃહ્યાગ્નિની પૂજા, પ્રકૃતિના મહાન પદાર્થો (આકાશનાં જ્યોતિઓ) વગેરેની પૂજા—એ તત્ત્વો એવાં નથી કે જે ઉચ્ચ તત્ત્વજ્ઞાન અને ધાર્મિક વૃત્તિની સાથે અસંગત હોય. જગતના બધા પ્રાચીન ધર્મોમાં આ અતિપ્રાચીન કાળના ધર્મનાં સ્મરણો તથા થોડાક પૂરાવા છે તે આ ઉચ્ચતાનું અનુમાન કરવા આપણને દોરે છે. પણ હજી વિશેષ શોધ અને પ્રમાણને અભાવે નિશ્ચયપૂર્વક પ્રતિપાદન કરવું અયોગ્ય ગણાય.

અત્યારસુધી શોધાએલો હિન્દુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ જોઇએ, તો વેદ-ધર્મમાંથી જૈન અને બૌદ્ધ ધર્મ ઉત્પન્ન થયા છે. પણ બંને રીતે આટલું તો સિદ્ધ છે કે આ ત્રણ ધર્મ એક બીજાથી સ્વતન્ત્ર ઉત્પન્ન થયા નથી, પણ એક જ વૃક્ષની પેરાઇઓ છે. એ પેરાઇઓમાં આગળ ગમે તે હો, પાછળ ગમે તે હો–તેથી એ સર્વ એક જ વૃક્ષનાં અવયવો છે એ વાતને બાધ આવતો નથી.

૩. આ હિન્દુધર્મની એક શાખા **વેદધર્મ** યાને બ્રાહ્મણધર્મ–એનું મુખ્ય પ્રમાણ વેદ છે. 'વેદ' એટલે જ્ઞાન. એનું બીજું નામ '**શ્રુતિ**' છે. 'શ્રુતિ' એટલે સાંભળેલું: પ્રાચીન ઋષિઓએ પરમાત્મા પાસેથી પોતાના અન્તરાત્મામાં સાક્ષાત્ સાંભળેલું તે. એ સાક્ષાત્ સાંભળવું બંધ થયું તે પછીના ઋષિઓમાં માત્ર એનું સ્મરણ રહ્યું. એ સ્મરણને આધારે એમણે અનેક ગ્રન્થો રચ્યા, તે '**સ્મૃતિ**' કહેવાય છે. આ સ્મૃતિમાં **ધર્મશાસ્ત્રો, દર્શનગ્રન્થો**, અને **ઇતિહાસ–પુરાણ**નો પણ સમાવેશ થાય છે. છેવટે, **સંતોની વાણી** એ પણ પ્રમાણ ગણાય છે. આ રીતે જોતાં, સ્પષ્ટ સમજાશે કે હિન્દુઓના ધર્મનું મૂળ જો કે વેદ છે, તથાપિ જતે દહાડે એમાં બીજાં અનેક શાસ્ત્રો અને વચનો પ્રમાણ મનાયાં છે. આ એ ધર્મની જીવન્ત દશાની જ નિશાની છે.

૪. આ ગ્રન્થોનો ઇતિહાસ ત્રણ ભૂમિકામાં ગોઠવી શકાય.

(૧) **વેદયુગ:** ઇ. સ. પૂર્વે ?* થી
ઇ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ સુધી.†

---

* આ યુગનો આરંભકાળ નક્કી થઈ શકતો નથી. ઈ. સ. પૂ. ૬૦૦૦ વર્ષથી માંડી ઈ. સ. પૂ. ૪૦૦૦–૩૦૦૦–૨૦૦૦–૧૪૦૦–૧૨૦૦–૧૦૦૦ એમ અનેક કાલમર્યાદા સૂચવાઈ છે. પણ કલ્પના રુચિ અને સન્દિગ્ધ પ્રમાણ સિવાય હજી આને માટે નિશ્ચયકારક આધાર મળતો નથી.

† પ્રો. મૅકડોનલ વેદાંગના સમયને વેદયુગમાં ગણી ઇ. સ. પૂ. ૧૫૦૦ થી ઇ. સ. પૂ. ૨૦૦ સુધીના કાળને 'વેદયુગ' કહે છે. હું વેદાંગના યુગને સંસ્કૃત યુગ કહું છું. કારણ કે એની ભાષા લૌકિક સંસ્કૃત છે; તેમ જ, ઇ. સ. પૂ. ૨૦૦ સુધીના સમયને 'વેદયુગ' કહીએ તો મહાભારત પણ એમાં આવે, અને મહાભારતના સમયને 'વેદયુગ' કહેવો એ વિચિત્ર છે.

(૨) **સંસ્કૃતયુગઃ** ઇ. સ. પૂર્વે ૧૦૦૦–૮૦૦ થી
ઇ. સ. પછી ૧૦૦૦ સુધી.
(૩) **ભાષાયુગઃ** ઇ. સ. પછી ૧૦૦૦–૧૨૦૦ પછીનો.

સંસ્કૃતયુગમાં વેદનું પ્રામાણ્ય મનાતું નહિ, અથવા તો ભાષાયુગમાં સંસ્કૃતમાં શાસ્ત્રો રચાતાં બંધ થયાં એમ સમજવાનું નથી. પરંતુ તે તે યુગમાં પ્રજા એની ધાર્મિક વૃત્તિ ઘણે ભાગે કયી કયી જાતના ગ્રન્થોમાં પ્રકટ કરતી એ ઉપરથી આ યુગનાં નામ પાડ્યાં છે. એ યુગમાં હિન્દુધર્મનું શું શું સ્વરૂપ હતું એ આગળ ઉપર જાણવામાં આવશે.

---

## ઊતારા.

૧. अस्य महतो भूतस्य निश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानि........

( बृ० उपनिषद् )

= અરે ! આ મહાન સત્ત્વ ( પરમાત્મા ) નું આ નિઃશ્વસિત છેઃ આ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અથર્વાંગિરસ; ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદ્, શ્લોકો, સૂત્રો, વ્યાખ્યાન, અનુવ્યાખ્યાન. એ આ સર્વ નિઃશ્વસિત ( ઉચ્ચાર, ઉદ્ગાર ) એનાં જ છે.

( બૃ૦ ઉપનિષદ્. )

૨. वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ ( मनु० )

= સકલ વેદ, વેદ જાણનારાઓનાં સ્મૃતિ અને શીલ, સત્પુરુષોના આચાર, અને આત્માની તુષ્ટિ ( સન્તોષ )—એ ધર્મનું મૂલ છે.

( મનુ૦ )

३. शिष्टाचारः स्मृतिर्वेदास्त्रिविधं धर्मलक्षणम् । ( मनु० )

= શિષ્ટ પુરુષોનો આચાર, સ્મૃતિ અને વેદ—એમ ત્રણ પ્રકારનું ધર્મનું લક્ષણ ( સ્વરૂપકથન ) છે.

( મનુ૦ )

४. दुर्बोधा वैदिकाः शब्दाः प्रकीर्णत्वाच्च येऽखिलाः ।
तर्कैस्त एव स्पष्टार्थाः स्मृतितन्त्रे प्रतिष्ठिताः । ( मरीचि० )

= વૈદિક શબ્દો—જે, વીખરાએલા હોવાથી, સમજવા કઠણ પડે છે—તે સર્વનો તર્ક વડે અર્થ સ્પષ્ટ કરી એમને સ્મૃતિગ્રન્થોમાં ગોઠવ્યાં છે.

( મરીચિ૦ )

५. इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति ॥ ( बृहस्पति० )

= ઇતિહાસ અને પુરાણ વડે વેદનું સારી રીતે ઉપબૃંહણ (વિસ્તાર) કરવું. અલ્પ શ્રુત ( જેણે બહુ થોડું જ વાંચ્યું–સાંભળ્યું છે ) એવા જનથી વેદ બ્હીએ છે—રખેને એ મને પ્રહાર (ઘાત) કરે.

( બૃહસ્પતિ૦ )

६. पुराणन्यायमीमांसाधर्मशास्त्राङ्गमिश्रिताः ।
वेदाः स्थानानि विद्यानां धर्मस्य च चतुर्दश ॥ ( याज्ञवल्क्य० )

= પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, અને ૭ અંગ સહવર્તમાન ચાર વેદ—એ ચૌદ, વિદ્યાનાં અને ધર્મનાં સ્થાન છે.

( યાજ્ઞવલ્ક્ય૦ )

७. एतैर्यानि प्रणीतानि धर्मशास्त्राणि वै पुरा ।
तान्येतानि प्रमाणानि न हन्तव्यानि हेतुभिः ॥ ( यम० )

= આ ઋષિઓએ પૂર્વે જે ધર્મશાસ્ત્રો રચ્યાં છે એ પ્રમાણ છે—એનો તર્ક વડે ઘાત કરવો નહિ.

( યમ૦ )

८. यस्तर्केणानुसन्धत्ते स धर्मं वेद नेतरः (मनु० )

= જે ધર્મને તર્ક ( બુદ્ધિ ) વડે સમજણમાં ગોઠવે છે તે જ એને સમજે છે, બીજો નહિ.

( મનુ૦ )

ધર્મ એ મનુષ્યના અખિલ સ્વરૂપને વ્યાપી દેનાર મહાન શક્તિ છે–અને તેથી એ સ્વરૂપના વિવિધ ભાગોને સન્તોષવા, ઉપલા ઉતારાઓમાં સમાએલાં સઘળાં પ્રમાણોની જરૂર છે. એના મુખ્ય પ્રકાર: ( ૧ ) વેદ, (૨) વેદનું ઉપબૃંહણ કરનાર ઇતિહાસ-પુરાણાદિ શાસ્ત્રો, (૩) સત્પુરુષોન આચાર-વિચાર, અને (૪) તર્ક.

---

૨.

# વેદ અને એના વિભાગ.

૧. વેદ ચાર છે: (૧) **ઋગ્વેદ**, (૨) **યજુર્વેદ**, (૩) **સામવેદ**, અને (૪) **અથર્વવેદ.** મૂળ આદિ કાળમાં વેદ એક જ, પણ યજ્ઞમાં—હોતા, અધ્વર્યુ ઉદ્ગાતા અને બ્રહ્મા—એવા ચાર મુખ્ય ઋત્વિજો ભાગ લેતા, તેમને માટે વેદની ચાર જુદી જુદી સંહિતાઓ કરવામાં આવી. અને તેનાં ઉપર પ્રમાણે ચાર નામ પડ્યાં.

[ વેદઋષિપ્રણીત નથી, પણ પરમાત્માનો પોતાનો ઉદ્ગાર (' નિઃશ્વસિત ') છે એમ ઉપનિષદ્ કહે છે; અને એ જ વાત બ્રહ્માના ચાર મુખમાંથી ચાર વેદ નીકળ્યા એમ પુરાણની ભાષામાં કહેવામાં આવે છે—એનો અર્થ હવે સમજાશે. પરમાત્મા કાંઈ મનુષ્યની માફક મનુષ્યની સામે ઊભો રહીને બોલતો નથી. મનુષ્યના અન્તરમાં જ એનો ધ્વનિ નીકળે છે, અને તેથી પરમાત્મા સંબન્ધી જે પૂર્ણ અને પરમ સત્યો મનુષ્યસુધારાના આદિકાળમાં ઋષિઓના અન્તરમાં પ્રકટ થયાં,

તેને પરમાત્માનો પોતાનો ઉદ્ગાર કહેવામાં આવે એ યોગ્ય જ છે. વળી, બ્રહ્માના ચાર મુખમાંથી ચાર વેદ નીકળ્યા એમ જે કહેવામાં આવે છે તેનું રહસ્ય એ જ છે કે યજ્ઞના ચાર ઋત્વિજો માટે ચાર સંહિતાઓ થઇ. **बृह् (बृंहौ)** ધાતુ ઉપરથી થએલા **ब्रह्मन्** શબ્દનો એક અર્થ–આ વિશ્વમાં વ્યાપેલું વિશાળ ધાર્મિકતાનું તત્ત્વ, ધાર્મિકવૃત્તિ, પરમાત્માની સ્તુતિ, યજ્ઞ—એવો વેદમાં થાય છે. અને યજ્ઞ એ પણ પરમાત્માની જ મૂર્તિ હોઈ, એ ઉપરથી પુંલિંગદેવતાવાચક 'બ્રહ્મા' શબ્દ થયો છે. હવે, યજ્ઞના ચાર ઋત્વિજો તે બ્રહ્માનાં ચાર મુખ; અને એમને માટે કરેલી વેદની ચાર સંહિતાઓ તે બ્રહ્માને મુખેથી નીકળેલા ચાર વેદ. આમ આ પૌરાણિક કથાનું ગૂઢ તાત્પર્ય છે. ]

આમ 'બ્રહ્મા'માંથી ઉત્પન્ન થએલા વેદના ચાર ઋત્વિજોને લઈ ચાર વિભાગો પડેલા જ હતા, પણ એ વિભાગને ચોકસ રીતે ચાર સંહિતામાં ગોઠવવાનું માન કૃષ્ણદ્વૈપાયન નામના મુનિવરને છે. એમણે વેદની ચાર જુદી જુદી સંહિતાઓ કરી, તેથી તે 'વ્યાસ' (**वि+अस्** ધાતુ ઉપરથી, વિભાગ કરનાર) કહેવાયા. એ વ્યાસજીએ પોતાના ચાર શિષ્યોને એક એક સંહિતા આપી: પૈલને ઋગ્વેદની, વૈશંપાયનને યજુર્વેદની, જૈમિનિને સામવેદની, અને સુમન્તુને અથર્વવેદની. ચાર ઋષિઓએ તે તે સંહિતા પોતપોતાના શિષ્યોને ભણાવી, એમણે વળી એમના શિષ્યોને ભણાવી, અને એમ કરતાં કરતાં વેદની અસંખ્ય શાખાઓ થઈ. એમાંની કેટલીક શાખાઓ અત્યારે લુપ્ત થઈ છે.

૨. પ્રથમ સંહિતા, તેમાં બીજા ગ્રન્થો ઉમેરાઈ દરેક વેદના ત્રણ ત્રણ વિભાગ પડ્યા છે: (૧) **સંહિતા**, (૨) **બ્રાહ્મણ**, અને (૩) **આરણ્યક** તથા **ઉપનિષદ્**. જો કે મૂળ સંહિતા જ હતી, તથાપિ એમાં બ્રાહ્મણ આરણ્યક અને ઉપનિષદ્ ઉમેરી, સર્વને એકત્ર કરી, સર્વ એક વેદ યા શ્રુતિને નામે પરમ પ્રમાણ માનવામાં ઋષિઓએ ધર્મના તત્ત્વનું ઘણું ઊંડું જ્ઞાન દર્શાવ્યું છે. કારણ કે એ ત્રણે ભાગને એકઠા કરીને લેતાં જ, ધર્મનું પૂરેપૂરૂં સ્વરૂપ બંધાય છે. ધર્મનાં ત્રણ અંગો છે—ભક્તિ, કર્મ, અને જ્ઞાન; અને તે ક્રમવાર વેદના આ ત્રણ ભાગમાં પ્રતીત થાય છે:—(૧) **સંહિતા**-માં પરમાત્માની સ્તુતિ અને પ્રાર્થના છે; (૨) **બ્રાહ્મણ**માં 'બ્રહ્મન્' કહેતાં યજ્ઞ, તે પ્રધાનપણે છે; (૩) **આરણ્યક** તથા **ઉપનિષદ્**માં,

અરણ્યમાં વસીને, તેમ જ યજ્ઞવાટમાં અને રાજમહેલમાં, બ્રહ્મર્ષિઓએ અને રાજર્ષિઓ ધર્મના રહસ્યનું તથા જીવાત્મા અને પરમાત્માના સ્વરૂપનું ચિન્તન કરેલું તે જોવામાં આવે છે.

૩. આ ચાર વેદનું વિશેષ સ્વરૂપ નીચે પ્રમાણે છેઃ—

(૧) **ઋગ્વેદ:** એની સંહિતામાં ‘ ઋચાઓ ’ નો—દેવતાઓની પ્રાર્થના અને સ્તુતિઓનો—સંગ્રહ છે. એના દશ ભાગ છે—તે ‘ મંડળ ’ કહેવાય છે, અને એ મંડળોમાં બધાં મળી ૧૦૧૭ ( પરિશિષ્ટનાં ૧૧ જે વાલખિલ્ય કહેવાય છે તે ઉમેરતાં ૧૦૨૮ ) સૂક્તો છે, અને એ સૂક્તોમાં બધી મળી આશરે ૧૦૬૦૦ પદ્યાત્મક ઋચાઓ છે. બીજાથી સાતમા મંડળના દ્રષ્ટા ( ક્રમવાર ) ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, ભરદ્વાજ અને વસિષ્ઠ ગોત્રના ઋષિઓ છે. બાકીનાં વિવિધ ઋષિઓને જણાએલાં છે. તેમાં આઠમું ઘણું ખરૂં કાણ્વ ગોત્રના ઋષિઓનું છે, અને નવમું પવમાન ‘ સોમ ’ને લગતું છે. દસમું મંડળ બરાબર પહેલા મંડળ જેટલું જ મ્હોટું છે—અને તે બાકીના મંડળની પછી થએલું ગણાય છે. પરંતુ વેદધર્મનું સ્વરૂપ સમજવા માટે એની ઉપયોગિતા ઓછી નથી.

‘ ઐતરેય ’ અને ‘ કૌષીતકિ ’ એ નામનાં ઋગ્વેદનાં બે બ્રાહ્મણો છે. અને એ જ નામનાં એનાં બે આરણ્યકો છે. અને એને અંગે એ જ નામનાં બે ઉપનિષદ્ છે.

(૨) **યજુર્વેદ:** એની મુખ્ય બે સંહિતાઓ છે, ‘ તૈત્તિરીય ’ અને ‘વાજસનેયિ.’ એમાંની પહેલી કૃષ્ણ યજુર્વેદ, અને બીજી શુકલ યજુર્વેદને નામે પ્રસિદ્ધ છે. તૈત્તિરીય સંહિતા સાથે ‘ તૈત્તિરીય ’ નામનું બ્રાહ્મણ જોડાએલું છે. એનું એ જ નામનું આરણ્યક છે, અને એ આરણ્યકનો એક ભાગ ‘ તૈત્તિરીય ઉપનિષદ્ ’ છે. શુકલ યજુર્વેદમાં સંહિતા અને બ્રાહ્મણને છૂટાં પાડવામાં આવ્યાં છે, અને તેથી જ તે ‘શુકલ’ (સ્વચ્છ) કહેવાતો હશે એમ હાલના વિદ્વાનો અનુમાન કરે છે. એની સંહિતા ‘ વાજસનેયિ સંહિતા ’ કહેવાય છે, અને એનું બ્રાહ્મણ ‘ શતપથ બ્રાહ્મણ ’ ને નામે પ્રસિદ્ધ છે. એનું એક ઉપનિષદ્, વાજસનેયિ સંહિતાનો છેલ્લો અધ્યાય હોઇ, ‘ વાજસનેયિસંહિતોપનિષદ્’

કહેવાય છે. એનું બીજું નામ એના આરંભના શબ્દો ઉપરથી, ‘ ઈશાવાસ્યોપનિષદ્ ’ છે. એનું બીજું ઉપનિષદ્ શતપથ બ્રાહ્મણનો ભાગ છે—અને તે ‘ બૃહદારણ્યક–ઉપનિષદ્ ’ કહેવાય છે. આ ઉપનિષદ્ ઘણું વિશાળ અને વેદાન્તના અભ્યાસીને બહુ ઉપયોગી છે. આ ઉપરાંત કઠોપનિષદ્ નામનું એક સુન્દર ઉપનિષદ્ છે. યજુર્વેદની સંહિતાનું આ એક ખાસ લક્ષણ કે એમાં પદ્ય અને ગદ્ય બંને આવે છે; અને એના નામ પ્રમાણે એ યજ્ઞનો ( અને અધ્વર્યુનો ) વેદ હોઈ, એમાં યજ્ઞની ક્રિયાનું પ્રાધાન્ય છે.

(૩) **સામવેદ:** આ યજ્ઞ વખતનાં ગાનનો વેદ છે. સોમયજ્ઞ વખતે ઉદ્ગાતાને ઋગ્વેદની ઋચાઓનું ગાન કરવા માટે સામવેદની સંહિતા કરેલી છે. એ સંહિતાના મુખ્ય બે ભાગ છે: પૂર્વ આર્ચિક અને ઉત્તર આર્ચિક. ઉત્તર આર્ચિકમાં, ઋગ્વેદની કેટલીક ઋચાઓ સોમયાગ વખતે ગાવા માટે જે ક્રમમાં જોઈએ તે ક્રમમાં ગોઠવેલી છે. અને પૂર્વ આર્ચિકમાં એનાં ગાન–એટલે કે ગાનના અભ્યાસ માટે ઉપયોગી થાય એવી ઋચાઓ—આપેલી છે. ‘ ગ્રામગેયગાન ’ ‘ અરણ્યગાન ’ વગેરે એ ગાનનાં નામ છે. ‘ તાંડ્ય મહાબ્રાહ્મણ ’ યાને ‘ પંચવિંશ બ્રાહ્મણ, ’ ‘ ષડ્વિંશ બ્રાહ્મણ, ’ ‘ છાન્દોગ્ય બ્રાહ્મણ, ’ ‘ તલવકાર બ્રાહ્મણ ’ વગેરે ઘણાં સામવેદનાં બ્રાહ્મણો છે. છાન્દોગ્ય બ્રાહ્મણનો એક ભાગ તે ‘ છાન્દોગ્ય–ઉપનિષદ્, ’ અને તલવકાર બ્રાહ્મણનો એક ભાગ ‘ તલવકાર ’ યાને ‘ કેનોપનિષદ્ ’ને નામે પ્રસિદ્ધ છે. આ છાન્દોગ્ય ઉપનિષદ્, બૃહદારણ્યક ઉપનિષદ્‌થી ન્હાનું, પણ એના જેટલા જ મહત્ત્વનું છે.

(૪) **અથર્વવેદ:** વેદ ‘ ત્રયી ’ કહેવાય છે, અને વેદનાં નામ ગણાવતાં, પ્રાચીન ગ્રન્થોમાં ઘણે ઠેકાણે, ઉપરના ત્રણ વેદનાં જ નામ આપવામાં આવે છે—તે ઉપરથી, તથા અન્ય કેટલાંક કારણોને લીધે, અથર્વવેદ પાછળથી ઉમેરાએલો વેદ છે એમ હાલના વિદ્વાનોનું માનવું છે.

આ સંબન્ધમાં સાંપ્રદાયિક માન્યતા એવી છે કે અથર્વવેદ અન્ય વેદો જેટલો જ જૂનો છે–માત્ર એમાં જે અભિચારપ્રયોગ ( જાદુ–મન્ત્રના પ્રયોગ ) છે તે આચરવા અનિષ્ટ છે, અને સામાન્ય

લોકને ઉપદેશવા જેવા નથી, તેથી જ એ વેદને બીજા વેદો સાથે ગણવામાં આવતો નથી. આ બે મતનું તોલન કરીએ તો આટલું સ્પષ્ટ છે કે—અથર્વવેદસંહિતાનો કેટલોક ભાગ પ્રાચીન છે એ હાલના વિદ્વાનોને પણ કબૂલ કરવું પડે છે. વળી, 'અથર્વન્' અને 'અંગિરસ્' બ્રાહ્મણો જેમના ઉપરથી આ વેદ 'અથર્વાંગિરસ' કહેવાય છે એ ઋગ્વેદસંહિતાના સમયમાં પણ હતા.* તે સામે એ પણ યાદ રાખવા જેવું છે કે આર્યોના પવિત્ર અને મંગળ ધર્મથી જુદી જ તરેહનો ધર્મ—જાદુમન્ત્રનો ધર્મ—આ સંહિતામાં નજરે પડે છે, અને તેથી એમાં અનાર્ય ધર્મની અસર હોવાનો સંભવ છે. આ અથર્વસંહિતાનો બહુ મ્હોટો ભાગ પદ્યમાં છે, થોડોક ગદ્યાત્મક છે. એના બ્રાહ્મણનું નામ 'ગોપથ બ્રાહ્મણ' છે. એના ઉપનિષદોનો પાર નથી. એમાંનાં કેટલાં બેશક પ્રાચીન છે, કેટલાંક બેશક નવીન છે. બેશક પ્રાચીન એવાં ઉપનિષદ્માં મુખ્ય 'પ્રશ્ન,' 'મુંડક' અને 'માંડૂક્ય' છે.

---

## ઊતારા.

ऋग्यजुःसामाथर्वाख्यान् वेदान् पूर्वादिभिर्मुखैः ।
शास्त्रमिज्यां स्तुतिस्तोमं प्रायश्चित्तं व्यधात् क्रमान् ॥

... ... ... ...

तेनासौ चतुरो वेदांश्चतुर्भिर्वदनैर्विभुः ।
सव्याहृतिकान् सोंकारांश्चातुर्होत्रविवक्षया ।
पुत्रानध्यापयत्तांस्तु ब्रह्मर्षीन् ब्रह्मकोविदान् ॥

... ... ... ...

पराशरात्सत्यवत्यामंशांशकलया विभुः ।
अवतीर्णो महाभाग वेदं चक्रे चतुर्विधम् ।

( भागवत )

* અવસ્તામાં 'અથર્વન્' ને મળતો 'આથ્રવન'—શબ્દ છે—જેથી એની પ્રાચીનતાની વિશેષ ખાતરી થાય છે.

= પૂર્વાદિ ચાર મુખો વડે ઋક્, યજુઃ, સામ, અને અથર્વ—એ નામના વેદ—જે ક્રમે કરી શસ્ત્ર, ઇજ્યા, સ્તુતિ અને પ્રાયશ્ચિત્ત રૂપ છે તે—પૃથક્ પૃથક્ કર્યા.

એ વિભુ અને જ્ઞાની બ્રહ્માએ ચાતુર્હોત્ર (હોતા—અધ્વર્યુ, ઉદ્ગાતા અને બ્રહ્મા એ ચાર ઋત્વિજોનાં કર્મ) પ્રકટ કરવાની ઇચ્છાથી ચાર મુખ વડે ચાર વેદ ઉત્પન્ન કર્યા, અને તે પોતાના પુત્ર—બ્રહ્મને જાણનારા એવા બ્રહ્મર્ષિ—તેઓને શીખવ્યા......( એ પ્રમાણે વેદ પરંપરાથી ચાલી આવતો હતો. ) પરાશર થકી સત્યવતીને પેટે, એક અંશાંશ ભાગે કરી, ભગવાન અવતર્યા, અને વેદના ચાર પ્રકાર કર્યા.

( ભાગવત. )

---

૩.

# ઋગ્વેદસંહિતાનો ધર્મ.

આપણે ઉપર જોયું કે વેદધર્મી હિન્દુઓ, જેઓ વેદને પરમ પ્રમાણ માને છે, તેઓ વેદમાં સંહિતા, બ્રાહ્મણ અને ઉપનિષદ્ ત્રણેનો સમાવેશ કરે છે. અને તેથી તેઓની ધર્મ સંબન્ધી ઉત્તમ ભાવના શી છે એ સમજવા માટે માત્ર ઋગ્વેદસંહિતા જ નહિ, પણ અન્ય સંહિતાઓ, તેમ જ બ્રાહ્મણો અને ઉપનિષદો સર્વને લેવાં જોઇએ. આમ સર્વને લેવાથી વૈદિક ધર્મનું સ્વરૂપ-વધારે વિપુલ સિદ્ધ થાય છે એટલું જ નહિ, પણ પ્રત્યેક અંગને પૃથક્ પૃથક્ અવલોકીએ તે કરતાં એને એક બીજાના પ્રકાશમાં અવલોકવાથી સ્વરૂપ-દર્શનમાં ફેર પડે છેઃ દાખલા તરીકે, ઋગ્વેદસંહિતાને એકલી અવલોકીએ, અને બ્રાહ્મણ કે ઉપનિષદ્‌ની દૃષ્ટિથી અવલોકીએ, એમાં ફેર છે. હવે, આ એમાંથી ખરી અવલોકનપદ્ધતિ કયી ? ઋગ્વેદસંહિતામાં શો ધર્મ હતો, બ્રાહ્મણમાં શો હતો, ઉપનિષદ્‌માં શો હતો—એ નિર્ણય કરવો હોય તો તો એ ત્રણેને એક બીજાથી સ્વતન્ત્ર લેવાં એ ઠીક છે. પરંતુ, હિન્દુઓ જેને ઉત્તમ પ્રમાણ માને છે, જેને પરમાત્માના પોતાના મુખનો ઉચ્ચાર કહે છે, એમાં

ધર્મનું સ્વરૂપ કેવું નજરે પડે છે એ પ્રશ્નનો જ્યાં ઉત્તર કરવાનો છે, ત્યાં તો વેદના એ ત્રણે ભાગને અવલોકવા જોઇએ; એટલું જ નહિ, પણ દરેકને એક બીજાના પ્રકાશમાં અવલોકવા જોઇએ. આ અવલોકન આપણે આ ત્રણે ભાગના નિરૂપણને અન્તે કરીશું. પણ તે કરતા પહેલાં, હાલના વિદ્વાનોની પદ્ધતિને અનુસરી, દરેક ભાગને પૃથક્ પૃથક્ જોઈ જઇશું. તેમાં પહેલો ભાગ, **ઋગ્વેદસંહિતા.**

૧. ઋગ્વેદસંહિતામાં, 'ઋષિઓ એક સત્—અર્થાત્ સત્ય પરમાર્થ વસ્તુ પરમાત્મા—તેને બહુ બહુ રીતે કથે છે.' અગ્નિ, સૂર્ય, ચન્દ્ર, વરુણ વગેરે અનેક નામો આપે છે, અને એના અનેક ધર્મો વર્ણવે છે. આ અનેકતા ઉપરથી કેટલાકને વેદમાં અનેકદેવવાદ હોવાની ભ્રાન્તિ થાય છે. પરન્તુ વસ્તુતઃ એ ભ્રાન્તિનું બીજ પરમાત્મા સંબન્ધી અપૂર્ણ વિચારમાં રહેલું છે. પરમાત્મા કાંઈ આ જગતની પાર એકલો બેઠેલો નથી—એ તો જગતની પાર છે, તેમ જ જગતની અંદર છે. પરમાત્માનાં આ 'પાર' અને 'અંદર' બંને સ્વરૂપ ધ્યાનમાં રખાય, ત્યારે જ એનું ખરૂં સ્વરૂપ પૂરેપૂરૂં લક્ષમાં આવ્યું ગણાય. આ બે સ્વરૂપમાંનું પહેલું—અર્થાત્ સૃષ્ટિની પાર રહેલું સ્વરૂપ—છે એમ જાણવાનું છે. પણ પ્રત્યક્ષ અનુભવમાં લેવાનું સ્વરૂપ તે આ સૃષ્ટિમાં મૂર્તિમન્ત થતું બીજું સ્વરૂપ છે. ઋગ્વેદસંહિતામાં આ બીજા સ્વરૂપને અખંડાકારે, તેમ જ વિવિધ ખંડ રૂપે, ઋષિઓએ વર્ણવ્યું છે. પરંતુ તેથી—ઋષિઓ પરમાત્માને બદલે જડ પદાર્થોને પૂજે છે ( Physiolatry ), અથવા તો અનેકદેવ ( Polytheism ) માને છે એમ કહેવું વાજબી નથી.

[ (૧) ઋગ્વેદસંહિતાનો ધર્મ અનેકદેવની ઉપાસનાનો નથી એ વાતનું કાંઇક ભાન થવાથી—પ્રો. મૅક્સમૂલરે એને માટે 'Henotheism' શબ્દ યોજ્યો છેઃ એનો અર્થ એવો છે કે ઋષિ જે વખતે જે દેવની સ્તુતિ કરે છે તે વખતે એક દેવને જ માને છે. પરંતુ 'Monotheism'– યાને એકદેવવાદ શબ્દ વાપરતાં એ વિદ્વાન અટકી ગયા છે તેનું કારણ એટલું જ છે કે એ શબ્દ સામાન્ય ખ્રિસ્તી ધર્મમાં સૃષ્ટિથી ભિન્ન એક ઈશ્વરની માન્યતાને લાગુ પાડવામાં આવે છે. ઋષિ જે વખતે જે દેવની સ્તુતિ કરે છે તે વખતે તે દેવને જ શાથી માને છેઃ—એમ પ્રશ્ન પૂછી કારણ શોધવાનો યત્ન કર્યો હોત તો જણાત કે—વસ્તુતઃ ઋષિ એક પરમાત્માને જ તે દેવમાં પ્રત્યક્ષ થતો જુવે છે, અને અનેકદેવ તે સૃષ્ટિના વિવિધ ભાગમાં પ્રકટ થતાં પર-

માત્માનાં વિવિધ સ્વરૂપો જ છે એમ જાણે છે. (૨) **એડવર્ડ કેર્ડ** નામના એક વિદ્વાને ધર્મની વિકાસની ભૂમિકાઓ નક્કી કરી છે, તેમાં એ કહે છે કે "We look out before we look in; and we look in before we look up." અર્થાત્—પ્રથમ બહિર્દષ્ટિ, પછી અન્તર્દષ્ટિ, અને છેવટે ઊર્ધ્વ દૃષ્ટિ: પ્રથમ ઈશ્વરનું દર્શન બાહ્ય સૃષ્ટિમાં થાય, પછી અન્તર્ આત્મામાં (કર્તવ્યનું ભાન, વગેરેમાં) થાય, અને છેવટે ઉભયની એકતામાં થાય. આ ક્રમમાં, ઋગ્વેદસંહિતાના ધર્મને પહેલી ભૂમિકામાં મૂક્યો છે, યાહુદી ધર્મને બીજી ભૂમિકામાં મૂક્યો છે, અને ખ્રિસ્તી ધર્મને સર્વોત્તમ ભૂમિકામાં મૂક્યો છે. આપણે ધર્મની સરખામણીના વિવાદમાં ઊતરવું નથી—પરંતુ એટલું કહેવાની જરૂર છે કે પરમાત્માનાં બંને સ્વરૂપ જે ત્રીજી ભૂમિકામાં પ્રત્યક્ષ થાય છે તે ઋગ્વેદસંહિતામાં સારી પેઠે જાણીતાં છે. અને આ વાત એવી ખુલ્લી છે કે એનો નિષેધ ન થઈ શકવાથી કેટલાક વિદ્વાને§ ત્યાં સુધી કહેવાની હિંમત ધરી છે કે—ઋગ્વેદસંહિતામાં વરુણદેવ જે નીતિનો દેવ છે તે યાહુદી અસરથી બન્યો હશે! પણ વસ્તુતઃ, એ આર્ય પ્રજાનો ઘણો જૂનો દેવ છે એ ઘણાં પ્રમાણોથી સિદ્ધ છે.]

**૨.** ઋષિઓનાં હૃદય ઊંચાં અને દૃષ્ટિ પ્રતિભાવાળી હોવાથી—આ અખિલ વિશ્વમાં તેમ જ એના વિવિધ પદાર્થોમાં એમને ચૈતન્યની ઝલક દેખાતી, અને એ ચૈતન્યની ઝલકને તથા ઝલકવાળા પદાર્થોને એ 'દેવ' (**दिव्** ચળકવું ઉપરથી) કહેતા. એ પદાર્થોના વિવિધ ગુણ અને કર્મ પ્રમાણે તે તે દેવનાં જુદાં જુદાં નામ પડ્યાં હતાં, અને એક **અ**નન્ત પદાર્થમાંથી એ વિવિધ પદાર્થો નીકળે છે તેથી એ અનન્ત પદાર્થની દેવતાને તેઓ દેવમાતા '**અદિતિ**'‡ (**दो**-કાપવું ઉપરથી) કહેતા. એ અદિતિમાંથી નીકળેલા—અદિતિના પુત્રો—તે 'આદિત્ય.'

---

§ કેવળ જડ પદાર્થોને કોઈ પ્રજા પૂજતી નથી. પૂજનક્રિયા જ એવી છે કે એ જડ પ્રત્યે જતી જ નથી. હું પ્રેમથી તમને ભેટું છું ત્યારે તમારા શરીરને વળગતો દેખાઉં છું, પણ વસ્તુતઃ હું તમારા આત્માને જ મારી સાથે મેળવું છું.

‡ યાસ્ક (નિરુક્તાચાર્ય) મુનિ '**अदीना देवमाता**' એમ 'અદિતિ'નું નિર્વચન કરે છે. ('દીન' એટલે કે સાંકડી અને દયામણી એવી નહિ, પણ વિશાળ અને ભવ્ય એવી દેવમાતા.)

૩. આ દેવોની ઋષિઓ સ્તુતિ કરતા, તેમાં એમની પાસે ધન-ધાન્ય-પશુ-પુત્ર-આરોગ્ય-સદ્બુદ્ધિ-પવિત્રતા અને દેવકૃપા વગેરે સર્વ જાતની ઉત્તમ વસ્તુઓ માગતા. ઋક્સંહિતાના ધર્મની આ એક ખૂબી છે કે—સંસારના સુખના પદાર્થો, જે માટે સામાન્ય મનુષ્યને ઇચ્છા રહે છે, અને જેના ઉપર જનસમાજનું જીવન આધાર રાખે છે, તેની એમાં અવગણના કરી નથી. બલ્કે, એ પદાર્થો દેવની કૃપાથી જ મળે છે એવી ધાર્મિક બુદ્ધિ એ પદાર્થોની ઇચ્છા સાથે જોડાએલી છે. પરંતુ ધન ધાન્ય પશુ પુત્ર વગેરેની ઇચ્છા દર્શાવવામાં આવે છે તેથી સદ્બુદ્ધિ પવિત્રતા કે પ્રભુપ્રેમની ઋષિઓને દરકાર ન હતી એમ સમજવું ભૂલભરેલું છે. ઋષિઓ કહે છે કે—"હે દેવ ! અમે મનુષ્ય હોઈ પ્રતિદિન તારો અપરાધ કરીએ છીએ, તારા ધર્મ લોપીએ છીએ—પણ તું અમારા ઉપર કૃપા રાખજે. અમે પાપી રહીને તારો અનુગ્રહ ભોગવીએ એમ ન થશો." આવાં અનેક વચનો ઋક્સંહિતામાં છે. વળી એ સંહિતાના પ્રસિદ્ધ ગાયત્રીમન્ત્રમાં પરમાત્માના 'વરેણ્ય' ('વરવા,' પસંદ કરવા, ચાહવા લાયક ) તેજનું ઋષિઓ ધ્યાન કરે છે—તે એટલા માટે કે પરમાત્મા આપણી બુદ્ધિનો પ્રેરક અર્થાત્ અન્તર્યામી છે.

૪. ઋક્સંહિતાનો ધર્મ તે માત્ર પ્રભુભક્તિનો જ ધર્મ છે એમ નથી.* ઋષિઓ મુખે જેમ પ્રભુની પ્રાર્થના કરતા અને યશ ગાતા, તેમ હાથે યજ્ઞની વેદિ રચી, અગ્નિ પ્રજવાળી એમાં ઘી વગેરે પદાર્થો હોમતાઃ અર્થાત્ એમનામાં ભક્તિ સાથે કર્મ પણ જોડાયાં હતાં. બલિદાનમાં પશુનાં બલિદાન થતાં પણ જોવામાં આવે છે—અને જ્યાં ધર્મનાં સઘળાં રૂપો પ્રકટ થયાં છે ત્યાં આ રૂપ—જે જગતના બધા પ્રાચીન ધર્મોમાં જોવામાં આવે છે એ પણ હોય એમાં નવાઈ નથી. પરંતુ ખાસ લક્ષ ખેંચે એવું તો એ છે કે આવાં બલિદાનવાળાં સૂક્તો થોડાંક જ અને દૂધ-ઘી-સોમરસ વગેરે હિંસારહિત પદાર્થો વારંવાર દેવને અર્પાતા આપણે જોઇએ છીએ.

૫. હૃદયમાં ભક્તિ, મુખે સ્તુતિ, કે હાથે ક્રિયા એટલામાં જ ઋષિઓનો ધર્મ સમાપ્ત થતો ન હતો. તેઓ જ્ઞાની હતા, અને આ લોક અને પરલોક સંબન્ધી બહુ ઊંડા વિચારો ધરાવતા હતા. એમના થોડાક ધર્મવાચક શબ્દો જોશો તો તેમાંથી પણ આ વાત સ્પષ્ટ રીતે જણાઈ આવશે. પ્રથમ તો '**ધર્મ**' એ શબ્દ જ જુવો. એ **ધૃ** ધાતુ ઉપરથી થયો છે, અને એનો

* જુવો Dr. Haug નો ઐતરેય બ્રાહ્મણનો ઉપોદ્ઘાત.

અર્થ ઉત્તમ આચાર-વિચાર—જે વડે આ વિશ્વનું ધારણ થઈ રહ્યું છે—એવો થાય છે. બીજો એક શબ્દ 'ऋत' છે. એનો મૂળ અર્થ સીધી લીટી, નિયમ થાય છે. અને એ ઉપરથી, આ વિશ્વમાં જે અબાધ્ય નિયમ પ્રવર્તે છે તેને માટે એ શબ્દ વપરાય છે. વળી એ શબ્દ બાહ્ય સૃષ્ટિના નિયમને જ નહિ, પણ મનુષ્યની નીતિ અને ધર્મના નિયમને પણ લગાડવામાં આવે છે. 'ब्रह्मन्' શબ્દ વિષે તો ઉપર કહેવાઈ ગયું છે: बृह् ધાતુ ઉપરથી થએલા એ શબ્દનો મૂળ અર્થ વૃદ્ધિ-વિકાસ-વિશાળતાનું તત્ત્વ એવો છે. તે ઉપરથી એ શબ્દ ધાર્મિકતા, સ્તુતિ, યજ્ઞ એને લગાડવામાં આવે છે. ચોથો 'व्रत' શબ્દ છે. वृ-વીંટવું, છાવું, અથવા वृ-પસંદ કરવું ઉપરથી એ થયો છે. અને એનો અર્થ પરમાત્માથી વીંટાએલું, છવાએલું જીવન; અથવા તો, જે પરમાત્માને પસંદ છે અને તેથી મનુષ્યે પણ પસંદ કરવાનું છે એવું જીવન. 'વરુણ' સાથે આ શબ્દ વારંવાર જોડવામાં આવે છે, અને વરુણ નીતિનો દેવ છે, તેથી 'વ્રત' શબ્દના અર્થમાં પણ નૈતિક ભાવના રહેલી છે. વળી એક 'सव' શબ્દ છે. 'સવિતા' સાથે એ ઘણી વાર વપરાય છે, અને એનો અર્થ सू-ઉત્પન્ન કરવું એ ધાતુ ઉપરથી પરમાત્માની ઉત્પાદક શક્તિ એવો થાય છે. ઋષિઓ કહે છે કે "અમે સવિતાના 'સવ' માં રહીએ"—અર્થાત્ અમે જડ પડી ન રહેતાં, પરમાત્મા આ સૃષ્ટિનો જે વિકાસ કરે છે એમાં ભાગ લઇએ. આમ ઋગ્વેદસંહિતાના ધર્મવાચક વિવિધ શબ્દો જોતાં પ્રાચીન ઋષિઓની ધર્મભાવના કેવી ઊંચી અને વ્યાપક છે એનો આપણને કાંઇક ખ્યાલ આવે છે.

---

૪.

# ઋગ્વેદસંહિતાની દેવતાઓ.

૧.

**૧. अदिति**—(૧) **दो**-કાપવું ધાતુ ઉપરથી× 'દિતિ' થી ઉલટું અખંડ, અભેદ્ય (છેદી કે ભેદી શકાય નહિ એવું) તત્ત્વ; અથવા, (૨) **दा**-બાંધવું ધાતુ ઉપરથી, બન્ધનરહિતપણું, મુક્તિ*—એમ મુખ્ય બે રીતે આ

× મૅક્સમૂલર વગેરે. * ઓલ્ડનબર્ગ વગેરે.

શબ્દના અર્થ કરવામાં આવે છે. ઘૌઃ—આકાશ—એ એની પ્રત્યક્ષ મૂર્તિ છે. અને 'આદિત્યો—' દેવો એનામાંથી ઉત્પન્ન થયા છે. યાસ્ક મુનિ 'અદિતિ' શબ્દનું નિર્વચન કરતાં એને 'અદીના દેવમાતા' અર્થાત્ દીન નહિ એવી એટલે કે મહાન, દેવોની માતા કહે છે. એ આપણને દુઃખ અને પાપમાંથી છોડવે છે. આ રીતે, માતાપણું અને મુક્તિ (બન્ધનથી મુક્ત હોવું, તેમ જ મુક્તિ આપવી) એ બે ધર્મો અદિતિ સાથે વારંવાર જોડાય છે. [ આ અદિતિનું સ્વરૂપ આદિકાળના ઋષિઓને જણાયું હોય એ યુરોપિયન વિદ્વાનોને ઘણું આશ્ચર્યકારક લાગે છે. અને તેથી કેટલાકે એવી કલ્પના કરી છે કે 'આદિત્યઃ' પછી 'અદિતિ' શબ્દ થયો હશે.† પણ વસ્તુતઃ અદિતિ-શબ્દનું સ્વરૂપ જોતાં જ, એ શબ્દ અને એની ભાવના આદિત્યના પહેલાંની જણાઈ આવે છે. અને ઋગ્વેદસંહિતાના સર્વ ભાગમાં—જૂનામાં જૂના ભાગમાં પણ—એ મળે છે. ]

अदि॑ति॒र्द्यौरदि॑तिर॒न्तरि॑क्ष॒मदि॑तिर्मा॒ता स पि॒ता स पु॒त्रः ।
विश्वे॑ दे॒वा अदि॑तिः॒ पञ्च॒जना॒ अदि॑तिर्जा॒तमदि॑ति॒र्जनि॑त्वम् ।

= અદિતિ ઘૌ છે, અદિતિ અન્તરિક્ષ છે; અદિતિ માતા છે, અદિતિ એ પિતા છે, એ પુત્ર છે; સર્વ દેવો અદિતિ છે; પંચજનો અદિતિ છે; ઉત્પન્ન થએલું અદિતિ છે, ઉત્પન્ન થવાનું અદિતિ છે.

त आ॑दि॒त्यास॑ उ॒रवो॑ गभी॒रा अद॑ब्धासो॒ दिप्स॑न्तो भूर्य॒क्षाः ।
अ॒न्तः प॑श्यन्ति वृजि॒नोत सा॒धु सर्वं॒ राज॑भ्यः पर॒मा चि॒दन्ति॑ ॥

= એ આદિત્યો વિશાળ અને ઊંડા છે, એ કોઇથી દબાએલા નથીઃ પણ સૌને દાબમાં રાખે છે; બહુ નેત્રવાળા એ આદિત્યો આપણા અન્તરમાં સર્વ પાપ અને પુણ્ય જુવે છે; એ રાજાઓને સઘળું દૂર તે પણ પાસે છે.

† જુવો બ્લૂમ્ફીલ્ડનું 'રિલિજ્યન ઑફ ધ ઋગ્વેદ' (અમેરિકન લેક્ચર્સ). એમાં આપેલી 'આદિત્ય' શબ્દની નિરુક્તિ–'આદિકાળના જૂના દેવ'–હજી સુધી કોઇ જ વિદ્વાને સ્વીકારી નથી.

૨. **द्यौः** અને **पृथिवी–द्यौष्**=દીપતું, તેજોમય આકાશ; અને **पृथिवी**=વિશાળ, વિસ્તરેલી પૃથ્વીઃ જગતનાં પિતા અને માતા. ઘણે ભાગે એ બે નામ એકઠાં જ આવે છે. પણ કેટલીક વાર છૂટાં પણ હોય છે. એક સ્થળે **'द्यौष् पितर्'**–' હે પિતા ઘૌઃ!' એમ સંબોધન છે. [ **द्यौष्** તે ગ્રીક 'ઝ્યૂસ્'* અને '**द्यौष् पितर्**' તે લૅટિન 'જ્યુપિટર.' ]

द्यौ३ष्पितः पृथिवि मातरध्रुगग्ने भ्रातर्वसवो मृळता नः।

विश्वे आदित्या अदिते सजोषा अस्मभ्यं शर्म बहुलं वियन्त ॥

= હે પિતા દ્યૌ! માતા પૃથ્વી! સ્નેહી ભાઈ અગ્નિ! અને વસુઓ! અમારા ઉપર કૃપા કરો. સર્વ આદિત્યો, અદિતિ સહવર્તમાન, અમને પુષ્કળ સુખ આપો.

૩. **त्वष्टा**–( **त्वक्ष्–तक्ष्** ધાતુ ઉપરથી ) ઘડનાર, આ ચરાચર વિશ્વનો ઘડનાર; સર્વનો પિતા; ઇન્દ્રનો પણ પિતા; ઇન્દ્રનું વજ્ર ઘડનાર એ; સોમનો પ્યાલો ઘડનાર પણ એ; બૃહસ્પતિનો પિતા, અને અગ્નિનો પિતા. તાત્પર્ય કે આ સઘળું વિશ્વ, આ વિશ્વમાં પ્રકટ થતી શક્તિ, અને મનુષ્યની ધાર્મિક વૃત્તિ–સર્વનો બનાવનાર જે કુશળ પરમાત્મા છે તે 'ત્વષ્ટા.' એને 'વિશ્વરૂપ' એવું વિશેષણ લગાડવામાં આવે છે— અર્થાત્ કે, એ સર્વરૂપવાળો છે; અને એનાથી આ સર્વરૂપવાળું જગત્ થયું છે, તેથી 'વિશ્વરૂપ' એવું એના પુત્રનું પણ નામ છે. [ ઋગ્વેદસંહિતા પહેલાંના દેવમંડળનો આ એક દેવ છે એમ કેટલાક યુરોપિયન વિદ્વાનોનું માનવું છે. વિશ્વના ઘડનાર તરીકે સૂર્યનું આ મૂળ વિશેષણ છે—અને તેથી ત્વષ્ટા તે સૂર્યદેવ એમ પણ કહેવામાં આવે છે. ]

देवस्त्वष्टा सविता विश्वरूपः पुपोष प्रजाः पुरुधा जजान।

इमा च विश्वा भुवनान्यस्य महद्देवानामसुरत्वमेकम् ॥

= દેવ ત્વષ્ટા–સવિતા–જે સર્વ રૂપવાળો છે, તે સર્વ પ્રજા ( ઉત્પન્ન થએલી

* ઍંગ્લોસૅક્સન 'Tiw' ( ટિઉવ્ ) યુદ્ધનો દેવ, જેના ઉપરથી અંગ્રેજી 'Tuesday' ટ્યૂઝડે—મંગળવાર.

સૃષ્ટિના પદાર્થો ) નું પોષણ કરે છે, અને એને બહુ રીતે ઉત્પન્ન કરે છે. આ સર્વ ભુવનો એનાં છે. દેવોનું એક અદ્વિતીય-અસુરત્વ-( અસ્તિત્વ-પ્રાણ દાતાપણું ) મ્હોટું છે.

૪. **विश्वकर्मा**—વિશ્વનો કર્તા, પરમાત્મા.

विश्वतश्चक्षुरुत विश्वतोमुखो विश्वतोबाहुरुत विश्वतस्पात् ।
सं बाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन्देव एकः ॥
किं स्विद्वनं क उ स वृक्ष आस यतो द्यावापृथिवी निष्टतक्षुः
मनीषिणो मनसा पृच्छतेदु तद्यदध्यतिष्ठद्भुवनानि धारयन् ॥

= સર્વ પાસ નેત્રવાળો, સર્વ પાસ મુખવાળો, સર્વ પાસ હાથવાળો, સર્વ પાસ પગવાળો-બાહુવડે અને પાંખવડે ધમીને ( અગ્નિ ફૂંકીને, લોહાર લોઢું ઘડે છે એમ ) દ્યૌ અને પૃથ્વીને ઉત્પન્ન કરનાર એક દેવ છે. એ શું વન હતું ? શું વૃક્ષ હતું ?-જેમાંથી દ્યૌ અને પૃથ્વી ઘડી કાઢયાં ? ડાહ્યા માણસો ! મનવડે વિચારો. ( ઉત્તરઃ ) ભુવનોનું ધારણ કરતો જે એનો અધિષ્ઠાતા છે તે જ ( એ વન, તે જ એ વૃક્ષ. ).

यो नः पिता जनिता यो विधाता धामानि वेद भुवनानि विश्वा ।
यो देवानां नामधा एक एव तं संप्रश्नं भुवना यन्त्यन्या ॥

= જે અમારો પિતા, અમારો ઉત્પન્ન કર્તા, અમારો વિધાતા—જે સઘળાં ભુવનરૂપી ધામ ( તેજોમય સ્થાન ) જાણે છે; જે દેવોનો નામ પાડનાર છે-એ અજ્ઞેય ( પ્રશ્નરૂપ ) પ્રત્યે જુદાં જુદાં (વિવિધ) ભુવનો પ્રયાણ કરે છે.

तमिद्गर्भं प्रथमं दध्र आपो यत्र देवाः समगच्छन्त विश्वे ।
अजस्य नाभावध्येकमर्पितं यस्मिन् विश्वानि भुवनानि तस्थुः ॥

= એને ગર્ભરૂપે પ્રથમ જળે ધારણ કર્યો—જેમાં સર્વ દેવો એકત્ર થાય છે. એ એક અજન્માની નાભિમાં રહેલું છે—જેમાં સઘળાં ભુવનો રહ્યાં છે.

**५. हिरण्यगर्भ** અને **प्रजापति**—ઉત્પન્ન થએલી વસ્તુ માત્રનો પતિ—ધણી, પાલન કરનાર—પરમાત્મા તે 'પ્રજાપતિ.' એ જ જગત્‌નું સુવર્ણ તેજોમય બીજ, હિરણ્મય અંડ, હિરણ્યગર્ભ.

हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।
स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥
य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः ।
यस्य छायामृतं यस्य मृत्युः कस्मै देवाय हविषा विधेम ॥
यः प्राणतो निमिषतो महित्वैक इद्राजा जगतो बभूव ।
य ईशे अस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥
यस्येमे हिमवन्तो महित्वा यस्य समुद्रं रसया सहाहुः ।
यस्येमाः प्रदिशो यस्य बाहू कस्मै देवाय हविषा विधेम ॥
येन द्यौरुग्रा पृथिवी च दृळ्हा येन स्वः स्तभितं येन नाकः ।
यो अन्तरिक्षे रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥
यं क्रन्दसी अवसा तस्तभाने अभ्यैक्षेतां मनसा रेजमाने ।
यत्राधि सूर उदितो विभाति कस्मै देवाय हविषा विधेम ॥ ६ ॥
आपो ह यद्बृहतीर्विश्वमायन्गर्भं दधाना जनयन्तीरग्निम् ।
ततो देवानां समवर्ततासुरेकः कस्मै देवाय हविषा विधेम ॥ ७ ॥
यश्चिदापो महिना पर्यपश्यद्दक्षं दधाना जनयन्तीर्यज्ञम् ।
यो देवेष्वधि देव एक आसीत्कस्मै देवाय हविषा विधेम ॥ ८ ॥
मा नो हिंसीज्जनिता यः पृथिव्या यो वा दिवं सत्यधर्मा जजान ।
यश्चापश्चन्द्रा बृहतीर्जजान कस्मै देवाय हविषा विधेम ॥ ९ ॥

प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परि ता बभूव ।
यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥१०॥

= પૂર્વે હિરણ્યગર્ભ હતો—જે પદાર્થ માત્રનો એક જ પતિ બનેલો હતો. તેણે પૃથ્વી ધારણ કરી, અને આ આકાશ ધારણ કર્યું. કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

જે આત્મદાયી ( આત્મા આપનાર ) છે, બલદાયી છે, જેની આજ્ઞા સર્વ કોઈ દેવો પણ સેવે છે, અમૃત જેની છાયા છે, મૃત્યુ જેની છાયા છે. કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

પોતાના મહિમા વડે, શ્વાસ લેતા અને આંખ મચમચાવતા ( પ્રાણી માત્ર ) જગતનો રાજા બનેલો છે; આ બે પગવાળાં અને ચાર પગવાળાંનો જે ઈશ્વર છે. કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

જેના મહિમાને લીધે, આ હિમવંત પર્વતો ટકેલા છે, પૃથ્વી સહવર્તમાન સમુદ્ર જેનો કહેવાય છે, આ દિશાઓ જેના હાથ છે. કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

જેને લીધે દ્યૌ ( પ્રકાશતું ગગનમંડળ ) ઊંચું થંભી રહેલું છે, અને પૃથ્વી દૃઢ રહેલી છે;—જેનાથી સ્વર્ગ થંભેલું છે, અને અન્તરિક્ષ થંભેલું છે; જે અન્તરિક્ષમાં જળનો બનાવનાર છે. કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

જેના રક્ષણથી ટકેલાં પૃથ્વી અને આકાશ, મનમાંથી કંપતાં, જેને જુવે છે; ઊગેલો સૂર્ય જેનામાં રહીને પ્રકાશે છે. કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

જ્યારે મ્હોટાં જળ વિશ્વમાં આવ્યાં—ગર્ભ ધારણ કરતાં, અને અગ્નિને ઊપજાવતાં એવાં—ત્યારે દેવોનો એક પ્રાણ સર્વત્ર હતો. કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

એણે પોતાના મહિમાએ કરી, જળ ચારે તરફથી જોયાં, જે જળ દક્ષ( કુશળ, જ્ઞાનમય આત્મા )ને ધારણ કરતાં હતાં, અને યજ્ઞ ઊપજાવતાં હતાં; જે દેવોમાં એક ઉપરિ દેવ હતો. કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

એ દેવ અમને મારશો નહિ—જે સત્ય ધર્મનો દેવ, પૃથ્વીના ઉત્પન્ન કરનાર છે; જેણે દ્યૌ ઉત્પન્ન કર્યું છે; જેણે મોટાં મનોહર જળ ઉત્પન્ન કર્યાં છે. કયા દેવની હવિ વડે સેવા કરીએ ?

હે પ્રજાપતિ ! તારા વિના બીજો કોઈ આ સર્વ ઉત્પન્ન થએલા પદાર્થોને વ્યાપીને રહ્યો નથી. જે ઇચ્છા રાખીને અમે તને બોલાવીએ છીએ, તે અમારી સિદ્ધ થાઓ, અમે લક્ષ્મીના સ્વામી થઇએ !

नासदासीन्नो सदासीत्तदानीं नासीद्रजो नो व्योमा परो यत् ।
किमावरीवः कुह कस्य शर्मन्नम्भः किमासीद्गहनं गभीरम् ॥ ..
न मृत्युरासीदमृतं न तर्हि न रात्र्या अह्न आसीत्प्रकेतः ।
आनीदवातं स्वधया तदेकं तस्माद्धान्यन्न परः किंचनास ॥
तम आसीत्तमसा गूळहमग्रे ऽप्रकेतं सलिलं सर्वमा इदम् ।
तुच्छ्येनाभ्वपिहितं यदासीत् तपसस्तन्महिनाजायतैकम्

... ... ... ... ... ...

कोअद्धा वेद क इह प्रवोचत् कुत आ जाता कुत इयं विसृष्टिः ॥
अर्वाग्देवा अस्य विसर्जनेनाथा को वेद यत आबभूव ॥
इयं विसृष्टिर्यत आबभूव यदि वा दधे यदि वा न ॥
यो अस्याध्यक्षः परमे व्योमन्त्सोऽङ्ग वेद यदि वा न वेद ॥

... ... ... ... ... ...

= તે વખતે આ સત્ ન હતું, અસત્ ન હતું. અન્તરિક્ષ ન હતું, એના પાર જે વ્યોમ ( દ્યુલોક ) છે તે ન હતું. આને શું ઢાંકીને બેઠું હતું ? આ કોના રક્ષણમાં હતું ? ગહન ઊંડું એવું જળ હતું ? તે વારે મૃત્યુ ન હતું, અમૃત ન હતું. રાત કે દિવસનું ઓળખાણ પડે એવું કાંઈ ન હતું. એ એક પોતાના સ્વતન્ત્ર સામર્થ્યે કરી પ્રાણ લેતું હતું. ( ચેતન પરમાત્મા હતો. ) એના સિવાય એની પાર બીજું કાંઇ જ ન હતું. આરંભમાં અન્ધકાર અન્ધ-

કારથી છવાએલો હતો, આ સર્વ ઓળખાય નહિ એવું જળ (પ્રકૃતિ) હતું. તુચ્છ અસત્‌થી જ્યારે એ ઢંકાએલું હતું–તે વખતે તપ (જ્ઞાન-બળ) વડે એક ઉત્પન્ન થયું. કોણ જાણે? કોણ કહે?–કે આ ક્યાંથી ઉત્પન્ન થઇ? ક્યાંથી આ વિવિધ સૃષ્ટિ નીકળી? આની ઉત્પત્તિ પછી દેવો થએલા છે—કોણ જાણી શકે કે આ ક્યાંથી થયું? આ વિવિધ સૃષ્ટિ ક્યાંથી થઈ? કોઇએ કરી છે કે નથી કરી? જે પરમવ્યોમમાં રહેલો એનો અધ્યક્ષ છે તે જાણે, અથવા એ પણ ન જાણે!

૬. **પુરુષ**—સર્વના અન્તરમાં રહેલો, વિશ્વરૂપે વિરાજનાર—'વિરાટ'—આત્મા, પરમાત્મા.

सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् ॥
पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम् ।
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥
एतावानस्य महिमातो ज्यायांश्च पूरुषः ।
पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥

... ... ... ... ...

तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे ।
छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायत ॥
ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥
चन्द्रमा मनसो जातश्चक्षोः सूर्यो अजायत ।
मुखादिन्द्रश्चाग्निश्च प्राणाद्वायुरजायत ॥
यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् ।
ते ह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥

= હજાર મસ્તકવાળો, હજાર આંખવાળો, હજાર પગવાળો પુરુષ તે, ભૂમિને સર્વ તરફથી વીંટીને, દશ આંગળ વિશેષ વધ્યો.

જે કાંઈ થએલું અને જે કાંઈ થવાનું તે આ સર્વ, પુરુષ જ છે. તથા અમૃતત્વનો એ આધપતિ છે–જે અન્ન વડે વિશેષ ઊગે છે.

આટલો બધો એનો મહિમા છે, છતાં એ એ કરતાં પણ અધિક છે. સર્વ ભૂતમાત્ર તે એનો એક પાદ (ચોથો ભાગ) છે, એના ત્રણ પાદ જે અમૃત છે, તે ઘુલોકમાં છે.

ત્રણ પાદ ઊંચે એવો પુરુષ ઊભો છે પણ તેનો એક પાદ અહીં રહ્યો છે. તે થકી ચેતન અને અચેતન એણે વ્યાપેલાં છે.

એ સર્વહુત યજ્ઞમાંથી ઋક્ અને સામ ઉત્પન્ન થયાં; છન્દ ઉત્પન્ન થયાં; એમાંથી યજુષ્ ઉત્પન્ન થયું.

બ્રાહ્મણ એનું મુખ હતો; ક્ષત્રિયને એના હાથ બનાવવામાં આવ્યો; જે વૈશ્ય તે એના ઊરૂ (જંઘા); અને પગમાંથી શૂદ્ર ઉત્પન્ન થયો.

ચન્દ્રમા મનમાંથી ઉત્પન્ન થયો; નેત્રમાંથી સૂર્ય ઉત્પન્ન થયો, મુખમાંથી ઇન્દ્ર અને અગ્નિ; પ્રાણમાંથી વાયુ ઉત્પન્ન થયો; નાભિમાંથી અન્તરિક્ષ થયું, મસ્તકમાંથી દ્યૌ (આકાશ) થયું, પગમાંથી પૃથ્વી; કાનમાંથી દિશાઓ: આ રીતે લોક કલ્પ્યા.

દેવોએ યજ્ઞવડે યજ્ઞ (યજન કરવા યોગ્ય પરમ પુરુષ)નું યજન કર્યું–એ પ્રથમ ધર્મો હતા.

૯. **अग्नि**—એ મનુષ્યને પરમાત્મા સાથે જોડનાર, દિવ્ય શક્તિ છે. એ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર—મનુષ્યોને ઘેર—આવી વસેલો 'અતિથિ' તથા દેવોનો સન્દેશ વહનાર 'દૂત' છે. એ દેવોને યજ્ઞમાં બોલાવી લાવે છે, અને દેવો પ્રત્યે બલિ લઈ જાય છે. એની દ્વારા મનુષ્ય દેવોને બોલાવે છે, અને એ દેવોનું સ્વરૂપ જાણે છે તેથી ઋષિઓ એને 'હોતા', 'પુરોહિત', 'ઋષિ', 'કવિ' વગેરે વિશેષણો લગાડે છે. સર્વ દેવોમાં મનુષ્યની નિકટમાં નિકટ વસતો દેવ એ છે. એ પૃથ્વી

ઉપર વસતો દેવ છે; પૃથ્વીની નાભિમાં રહેલો છે; એટલું જ નહિ પણ ખાસ ઘરનો દેવ છે. મનુષ્યનું ઘર તે એનું જ છે, અને તેથી તે 'ગૃહપતિ'§ કહેવાય છે. એ અગ્નિનાં ત્રણ સ્થાન છે—પૃથ્વી, અન્તરિક્ષ (મધ્યમ લોક) અને દ્યૌસ્ (તૃતીય લોક, સ્વર્ગ.) મૂળ એ અગ્નિ 'પરમ વ્યોમ' (દ્યૌસ્) કહેતાં સ્વર્ગમાં વસતો હતો, ત્યાંથી માતરિશ્વાએ એને પૃથ્વી ઉપર ઉતાર્યો છે. યજ્ઞમાં અરણી–કાષ્ઠ–ના મન્થન† વડે (ઘસવાથી) એ ઉત્પન્ન થાય છે, અને અન્તરિક્ષમાં વિદ્યુત્ રૂપે જળમાંથી ઉત્પન્ન થાય છે; અને તેની ઉપર આકાશમાં સૂર્ય રૂપે એ વિરાજમાન છે. 'વૈશ્વાનર' અને 'નરાશંસ' એવાં બે એ અગ્નિનાં વિશેષરૂપો યાને વિશેષણો છે. તેમાં, 'વૈશ્વાનર' તે સર્વ મનુષ્યમાં વસતો અને 'નરાશંસ' તે મનુષ્ય માત્ર જેની સ્તુતિ કરે છે તે—એમ એ બે નામનો અર્થ થાય છે. એ ઉપરાંત 'તનૂનપાત્' એ શબ્દ પણ અગ્નિ માટે પ્રયોજાય છે. એનો અર્થ સ્વયંભૂ છે ('તનૂ' કહેતાં શરીર યા પોતે, તેનો 'નપાત્' કહેતાં અપત્ય યાને પુત્ર; અર્થાત્ પોતે જ પોતાનો પુત્ર–પોતામાંથી જ જન્મેલો.+)

[ 'અગ્નિ'ને મળતો લૅટિન 'Ignis' શબ્દ છે. અગ્નિપૂજા ઘણી પ્રાચીન છે. પ્રાચીન ઇરાનના આર્યોમાં એ જોવામાં આવે છે એટલું જ નહિ, પણ ગ્રીસ અને રોમના આર્યો પણ 'Hestia' અને 'Vesta' એ નામથી ગૃહદેવતારૂપ અગ્નિને પૂજતા. ]

अ॒ग्निमी॑ळे पु॒रोहि॑तं य॒ज्ञस्य॑ दे॒वमृ॒त्विज॑म् । होता॑रं रत्न॒धात॑मम् ॥

યજ્ઞનો દિવ્ય પુરોહિત ઋત્વિજ અને હોતા એવો જે અગ્નિ, જે ઉત્તમ રત્ન ધારણ કરનાર છે, તેની હું સ્તુતિ કરૂં છું.

---

§ તથા '**દમૂનાઃ**'–વૈ. સં. '**દમઃ**'=લૅટિન 'domus'=ઘર ઉપરથી.

† સરખાવો ગ્રીક પુરાણકથામાં પ્રોમિથિયુસે સ્વર્ગમાંથી અગ્નિ આણ્યાની વાર્તા.

+ સરખાવો ખ્રિસ્તી ધર્મનો સિદ્ધાન્તઃ પ્રભુ પોતે જ પોતાનો પુત્ર ઇસુ ખ્રિસ્ત.

अग्निर्होता गृहपतिः स राजा विश्वा वेद जनिमा जातवेदाः ।
देवानामुत यो मर्त्यानां यजिष्ठः स प्रयजतामृतावा ॥

= અગ્નિ—હોતા, ગૃહપતિ અને રાજા—એ જાતવેદા (સર્વ વસ્તુને જાણનાર, અગ્નિ) સર્વ જન્મોને યા જન્મેલી વસ્તુઓને જાણે છે. એ દેવોનો અને મર્ત્યોનો ઉત્તમ પૂજવા યોગ્ય છે. એ ઋતવાન્ અગ્નિ દેવોનું સારી રીતે યજન કરો.

अग्निं मन्ये पितरमग्निमापिमग्निं भ्रातरं सदमित्सखायम् ।
अग्नेरनीकं बृहतः सपर्यं दिवि शुक्रं यजतं सूर्यस्य ॥

= અગ્નિને હું પિતા માનું છું, સંબન્ધી માનું છું, ભાઇ માનું છું, સખા માનું છું. મહાન અગ્નિનું મુખ પૂજવા યોગ્ય છે; આકાશમાં પ્રકાશતું સૂર્યનું રૂપ પૂજવા યોગ્ય છે.

वि यो रजांस्यमिमीत सुक्रतुर्वैश्वानरो वि दिवो रोचना कविः ।
परि यो विश्वा भुवनानि पप्रथेऽदब्धो गोपाऽअमृतस्य रक्षिता ॥

= શોભન ક્રતુ( ક્રિયા વા જ્ઞાન )વાળો વૈશ્વાનર ( અગ્નિ ),—જેણે જુદા જુદા લોક ( વા, અન્તરિક્ષલોક ) માપી અને બનાવી મૂકયા છે, તથા જે જ્ઞાની દેવે પ્રકાશવંત આકાશ બનાવ્યાં છે, જેણે આ સર્વ ભુવનોને ચોતરફ વિસ્તાર્યાં છે, એ સ્વતન્ત્ર ગોપ, અમૃતત્વનો રક્ષક છે.

૮. **વરુણ**—એ, વૃ–વીંટવું ધાતુ ઉપરથી, પરમાત્માનું સર્વને આવરીને ( વીંટીને ) રહેતું સર્વજ્ઞ, અન્તર્યામી સ્વરૂપ છે. એ આ વિશ્વનો 'સુક્ષત્ર' સારા બળવાળો–રાજા છે, 'સમ્રાટ્' છે. પ્રાણી માત્ર એના નિયમથી બંધાએલા છે. એનો પવિત્ર નિયમ તે 'વ્રત' કહેવાય છે. એ નિયમ પોતે પાળે છે અને આપણે પાળીએ એમ ઇચ્છે છે. ( તેથી 'ધૃતવ્રત' શબ્દ વરુણનું યજન કરનાર યજમાનને પણ લગાડવામાં આવે છે. ) પ્રાણી માત્રનાં સારાં–ખોટાં કૃત્યો એ જુવે છે. એની દૃષ્ટિ વિશાળ છે. અન્તરિક્ષમાં ફરતાં પક્ષીઓનો અને દરિયામાં ફરતાં વહાણોનો માર્ગ એ જાણે છે. એના 'સ્પશ' કહેતાં ચર વા દૂત એની આસપાસ બેઠેલા છે–પૃથ્વી ઉપર તેઓ ઊતરે છે,

અને હજારો આંખોથી એ આખા જગતને જુવે છે. વરુણ પાપીને પાશમાં બાંધે છે, શિક્ષા કરે છે–પણ જે પાપ માટે પશ્ચાત્તાપ કરે છે તેના ઉપર દયા લાવી એનાં પાપની ક્ષમા કરે છે. વરુણ નદીઓને પોતાના નિયમાનુસાર વહેવરાવે છે, અને એ જળનો પણ રાજા છે.§

[ મૂળ સાત આદિત્યો–પાંચ ગ્રહ, સૂર્ય અને ચન્દ્ર–તેમાં સૂર્ય તે 'મિત્ર' અને ચન્દ્ર તે 'વરુણ'—એમ ઓલ્ડનબર્ગ નામે એક યુરોપિઅન વિદ્વાન વરુણને પશ્ચિમ એશિઆમાં વસતી સેમેટિક પ્રજાનો ચન્દ્રદેવ ધારે છે. પણ સેમેટિક ધર્મમાં ચન્દ્રદેવ સાથે ઉગ્રનીતિની ભાવના જોડાએલી જોવામાં આવતી નથી, અને વરુણ એ મિત્ર ( સૂર્ય ) કરતાં આગળ પડતો દેવ છે એ વાત વરુણને ચન્દ્રદેવ તરીકે લેતાં બંધ બેસતી નથી—તેથી ઓલ્ડનબર્ગના મત અન્ય વિદ્વાનો સ્વીકારવા ના પાડે છે, અને ગ્રીક 'Ouranos'—ઊરેનોસ–એટલે કે આવરીને રહેતું આકાશ એ જ વરુણ હોવાનો વધારે સંભવ છે એમ કહે છે. પરંતુ આ સમજણ પણ સન્તોષકારક નથી કેવળ ભૌતિક આકાશમાં ઉત્તમ પવિત્રતા અને નીતિની ભાવના સમાતી નથી. અને ભૌતિક આકાશ અર્થ કરવાથી વરુણના ઉપર કહેલા નીતિ અને પવિત્રતાના ખાસ ગુણોનો ખુલાસો થવો રહી જાય છે. વરુણને આકાશમાં તેમજ નીતિના આચરણમાં પ્રકટ થતું સર્વને આવરીને રહેલું પરમાત્માનું સ્વરૂપ–એ રીતે લઇએ તો જ વરુણના સઘળા સ્વરૂપનો સઘળો ખુલાસો થઈ શકે છે.×]

यच्चिद्धि ते विशो' यथा प्र देव वरुण व्रतम् ।
मिनीमसि द्यवि'द्यवि ॥
परा हि मे विमन्यवः पतन्ति वस्यइष्टये ।
वयो न वसतीरुप ॥
वेदा यो वीनां पदमन्तरिक्षेण पतताम् ।
वेदं नावः समुद्रियः ॥

---

§ પાછળથી પુરાણોમાં આ સ્વરૂપ જ ખાસ જોવામાં આવે છે.

× वृ–પસંદ કરવું ધાતુ ઉપરથી ' વરુણ ' શબ્દ થએલો હોય એ સંભવિત છે, કારણ કે એનો પવિત્ર નિયમ જે ' વ્રત ' કહેવાય છે તેમાં પણ નીતિની પસંદગીનો અર્થ રહેલો છે. આમ મારી કલ્પના જાય છે. પણ વિશેષ પુષ્ટિને અભાવે આ ઉપર હું બહુ ભાર મૂકતો નથી.

वेद वातस्य वर्तनिमुरोर्ऋष्वस्य बृहतः ।
वेदा ये अध्यासते ॥
निषसाद धृतव्रतो वरुणः पस्त्या३स्वा ।
साम्राज्याय सुक्रतुः ॥
अतो विश्वान्यद्भुता चिकित्वाँ अभि पश्यति ।
कृतानि या च कर्त्वा ॥
बिभ्रद्द्रापिं हिरण्ययं वरुणो वस्त निर्णिजम् ।
परि स्पशो नि षेदिरे ॥
स नो विश्वाहा सुक्रतुरादित्यः सुपथा करत् ।
प्र ण आयूंषि तारिषत् ॥
परा मे यन्ति धीतयो गावो न गव्यूतीरनु ।
इच्छन्तीरुरुचक्षसम् ॥
उदुत्तमं मुमुग्धि नो वि पाशं मध्यमं चृत ।
अवाधमानि जीवसे ॥

* * *

मो षु वरुण मृन्मयं गृहं राजन्नहं गमम् ।
मृळा सुक्षत्र मृळय ॥
यदेमि प्रस्फुरन्निव दृतिर्न ध्मातो अद्रिवः ।
मृळा सुक्षत्र मृळय ॥
क्रत्वः समह दीनता प्रतीपं जगमा शुचे ।
मृळा सुक्षत्र मृळय ॥
अपां मध्ये तस्थिवांसं तृष्णाविदज्जरितारम् ।
मृळा सुक्षत्र मृळय ॥

यत्किंचेदं वरुण दैव्ये जने-
ऽभिद्रोहं मनुष्या३श्चरामसि ।
अचित्ती यत्तव धर्मा युयोपिम ।
मा नस्तस्मादेनसो देव रीरिषः॥

= હે દેવ વરુણ! અમે એવા તો સામાન્ય મનુષ્ય છીએ કે પ્રતિદિવસ અમે તારા વ્રતનો ભંગ કરીએ છીએ.

અમારી વિવિધ વૃત્તિઓ-પક્ષીઓ માળા તરફ દોડે તેમ-તારી તરફ કલ્યાણની ઇચ્છાથી દોડે છે.

અન્તરિક્ષમાં ઊડતાં પક્ષીઓનો માર્ગ જે જાણે છે અને સમુદ્રના નાવનો જાણે છે;

જે વિશાળ ઊંચા અને મ્હોટા વાયુનો માર્ગ તથા તે ઉપર જેઓ (દેવો) વસે છે તેમને જાણે છે.

સુક્રતુ (સારી કૃતિ-પ્રયત્ન-શક્તિ યા કર્મવાળો) ધૃતવ્રત વરુણ મહેલોમાં બેઠો છે, અને સામ્રાજ્ય કરે છે.

ત્યાંથી સઘળા અદ્ભુત પદાર્થો-જે થએલા છે અને થવાના છે તે એ જ્ઞાની (સર્વજ્ઞ વરુણ) જુવે છે.

એ સુક્રતુ આદિત્ય હમેશાં આપણે માટે સારા માર્ગ કરો, આપણાં આયુષ્ય વધારો!

હિરણ્મય વસ્ત્ર અને બખ્તર વરુણે ધારણ કરેલાં છે, અને એની આસપાસ એના સ્પશ (દૂતો) બેઠેલા છે.

મારી વૃત્તિઓ ગાયો એમના વાડા પ્રત્યે વળે તેમ એ ઉરુચક્ષા (સર્વને જોતા, વિશાળ નેત્રવાળા) વરુણને ઇચ્છતી એમની તરફ પાછી વળે છે.

અમારો સૌથી ઉપરનો અને વચલો અને નીચેનો પાશ (બંધ) છોડ-જેથી અમે જીવીએ.

* * * * *

હે રાજા વરુણ! માટીને ઘેર હું ન જાઉં. દયા કરો, હે સુક્ષત્ર! (સુન્દર, શુભ બળ વાળા રાજા) દયા કરો.

પાણી વચ્ચે ઊભેલા તારા સ્તોતા (ભક્તને)ને તૃષા લાગી છે. દયા કરો૦

હે દૃઢ દેવ! ફૂલેલા ચર્મકોશની માફક હું ફરફર કરતો ફરૂં છું. દયા કરો૦

હે મહાપવિત્ર દેવ! સંકલ્પની નિર્બળતાને લીધે હું આડો ગયો છું. દયા કરો૦

હે વરુણ! અમે મનુષ્ય હોઈ દૈવી જનો પ્રત્યે જે કાંઈ દ્રોહ કર્યો હોય, અજ્ઞાનથી તારા ધર્મ લોપ્યા હોય, એ પાપ માટે હે દેવ! તું અમારા ઉપર ગુસ્સે ન થઇશ.

૯. **इन्द्र**—આ પરમાત્માનું શક્તિમન્ત સ્વરૂપ છે. [‘શક્ર’, ‘શતક્રતુ’, ‘શચીપતિ’ વગેરે વિશેષણો એને લાગુ પાડવામાં આવે છે: ‘શક્ર’ એટલે શક્તિમાન્; ‘શતક્રતુ’ એટલે સેંકડો છે ‘ક્રતુ’ કહેતાં સંકલ્પ યાને ક્રિયા, બળ, શક્તિ જેનાં; ‘શચીપતિ’ એટલે શક્તિનો પતિ] એ હાથમાં વજ્ર ધારણ કરે છે, અને વૃત્ર અહિ વગેરે દૈત્ય–દાનવોને મારી જગતને અન્ધકાર અનાવૃષ્ટિ અને દુઃખમાંથી મુક્ત કરે છે. આકાશ અને પૃથ્વી–બંનેમાં એની શક્તિ પ્રતીત થાય છે. આકાશમાં વજ્ર (વીજળી) વડે મેઘને ફાડી એ વૃષ્ટિ કરાવે છે, અને પૃથ્વી ઉપર આર્યોની મદદે રહી દસ્યુઓનો યુદ્ધમાં નાશ કરે છે. પૃથ્વી અને આકાશ એનો કમરપટો થવાને પણ પૂરતાં નથી–એવી એની વિશાળતા છે. એને સોમરસ બહુ પ્રિય છે.

द्यावा चिदस्मै पृथिवी नमेते शुष्माच्चिदस्य पर्वता भयन्ते
यः सोमपा निचितो वज्रबाहुर्यो वज्रहस्तः स जनास इन्द्रः

=દ્યૌ અને પૃથ્વી એને નમે છે. એના ફૂંફવાટા(બળ)થી પર્વતો બ્હીએ છે; જે સોમપાન કરનાર તરીકે જાણીતો છે; જે વજ્રબાહુ, વજ્રહસ્ત છે—હે જનો! એ ઇન્દ્ર છે.

इन्द्रो दिव इन्द्र ईशे पृथिव्या इन्द्रो अपामिन्द्र इत्पर्वतानाम् ।
इन्द्रो वृधामिन्द्र इन्मेधिराणामिन्द्रः क्षेमे योगे हव्य इन्द्रः ॥

= ઇન્દ્ર ઘુલોકનો અને પૃથ્વીનો સ્વામી છે; ઇન્દ્ર જળનો અને પર્વતોનો સ્વામી છે; ઇન્દ્ર વૃદ્ધિ પામનારાઓનો અને જ્ઞાનીઓનો સ્વામી છે; ક્ષેમમાં અને યોગમાં ( શ્રેયના રક્ષણને અને પ્રાપ્તિને અર્થે ) ઇન્દ્ર બોલાવવા યોગ્ય છે.

૧૦ **વિષ્ણુઃ**—( **વિશ્**–પ્રવેશવું* ધાતુ ઉપરથી ) પરમાત્માનું વિશ્વના અન્તરૂમાં પ્રવેશેલું સર્વવ્યાપક સ્વરૂપ. વિષ્ણુરૂપ પરમાત્મા સર્વ વિશ્વમાં વ્યાપેલો છે. ત્રણ પગલાંથી એણે આખું વિશ્વ ભરી નાંખ્યું છે, અને તેથી 'ઉરુક્રમ', 'ઉરુગાય'—વિશાળ પગલાંવાળો, વિશાળ ગતિવાળો—વગેરે વિશેષણો એને લગાડવામાં આવે છે. એનાં બે પગલાં તે પૃથ્વી અને અન્તરિક્ષ છે, ત્રીજું પગલું એની પાર છે. એ વિષ્ણુનું પરમ પદ સામાન્ય મનુષ્યને નજરે પડતું નથી, પણ જ્ઞાનીઓ એને—આ દેદીપ્યમાન આકાશમાં પરમાત્માના ખુલ્લા ચક્ષુ જેવો સ્પષ્ટ જુવે છે. એનાં ત્રણે પગલાં ઉજ્જ્વલ આનન્દ અને મધુરતાથી ભરેલાં છે, એના પરમપદમાં મધુરતાનાં ઝરણાં છે, ઋષિઓ એના પરમ ધામમાં જવા ઇચ્છે છે—જે ધામમાં અનેક શીંગડાંવાળી ગાયો છે. વિષ્ણુ એ સમર્થ 'ગોપ' છે, ઇન્દ્રનો રણમાં સખા છે. એનાં 'વીર્ય'—અર્થાત્ વીરત્વભર્યાં કર્મ અસંખ્ય છે.

[ આદિત્ય–સૂર્ય §—એ વિષ્ણુનું પ્રકટ સ્વરૂપ છે. અને તેથી ત્રણ પગલાં ભરનાર વિષ્ણુ તે પ્રાતર્ મધ્યાહ્ન અને સાયંકાળના સૂર્ય એમ ઘણા વિદ્વાનો† અર્થ કરે છે, પણ વિષ્ણુનું ત્રીજું પગલું બે પગલાંથી ઊંચું કહ્યું છે એ જોતાં આ અર્થ બંધ બેસતો નથીઃ વિશ્વનાં ત્રણ સ્થાન—પૃથ્વી અન્તરિક્ષ અને દ્યો એ અર્થ વધારે સારો છે, અને તે કેટલાક+ વિદ્વાનોએ કર્યો છે. ]

---

* મૅકડોનલ '**વિશ્**–to be active' કહે છે. બ્લૂમ્સફીલ્ડ '**વિ–સ્નુ**' આકાશનું પૃષ્ઠ, શિખર એમ વ્યુત્પત્તિ આપે છે.

§ વિષ્ણુને સૂર્ય સાથે કાંઇજ સંબન્ધ નથી, માત્ર ત્રિસંખ્યાના શોખથી ત્રણ પગલાં કલ્પ્યાં છે—એમ ઓલ્ડનબર્ગનું કહેવું છે.

† યાસ્ક પહેલાં થઈ ગએલા ઔર્ણવાભ નામના એક મુનિ, અને વર્તમાન સમયમાં ઘણા ખરા યુરોપિઅન વિદ્વાનો—જેમ કે મૅક્સમૂલર, વ્હિટની વગેરે.

+ યાસ્ક પહેલાંના શાકપૂણિ મુનિ, અને યુરોપિઅન વિદ્વાનો પૈકી બર્ગેઇન અને મૅકડોનલ.

त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः। अतो धर्माणि धारयन् ॥
विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे । इन्द्रस्य युज्यः सखा ॥
तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः । दिवीव चक्षुराततम् ॥

= ક્રોધથી દબાય નહિ એવો ગોપ* વિષ્ણુ—તેણે ત્રણ પગલાં ભર્યાં. અહીંથી એ ધર્મનું ધારણ કરે છે.

વિષ્ણુનાં કર્મ જુવો—જ્યાંથી એ વ્રત તપાસે છે. ઇન્દ્રનો એ સાથી સખા છે.

એ વિષ્ણુનું પરમ પદ સદા જ્ઞાનીઓ જુવે છે—આકાશમાં વિસ્તરેલા—ખુલેલા—ચક્ષુ જેવું.

यस्य त्री पूर्णा मधुना पदान्यक्षीयमाणा स्वधया मदन्ति ।
य उ त्रिधातु पृथिवीमुत द्यामेको दाधार भुवनानि विश्वा ॥

= જેનાં ત્રણ પદ ( પગલાં, સ્થાન ) મધુથી ભર્યાં છે; કદી ક્ષય પામતાં નથી, અને સ્વતન્ત્રતાથી આનન્દ કરે છે. જે એકલો ત્રણે ભુવનનું—પૃથ્વી, ( અન્તરિક્ષ ) અને દ્યૌ ( આકાશ ) નું, અને સઘળા પદાર્થોનું—ધારણ કરે છે.

૧૧. सविता—(सू-ઉત્પન્ન કરવું ઉપરથી) પ્રેરક, ઉત્પાદક—એવી પરમાત્માની તેજોમય શક્તિનું રૂપ છે. ગાયત્રીનો મહામન્ત્ર-જેમાં આપણી બુદ્ધિના પ્રેરક પરમાત્માના ‘ વરેણ્ય ’ તેજનું ધ્યાન કરવામાં આવે છે, તથા એ આપણી બુદ્ધિને પ્રેરે એમ પ્રાર્થના કરવામાં આવે છે-એ મન્ત્ર સવિતાદેવનો છે. એ દેવનાં નેત્ર હસ્ત વગેરે સર્વ અવયવો સુવર્ણનાં છે. કુશળ આંગળીઓથી એણે આ જગત્ બનાવ્યું છે.

तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥

= એ સવિતાનું ‘ વરેણ્ય ’—પ્રેમથી ચાહવા લાયક—તેજનું અમે ધ્યાન કરીએ છીએ—જે અમારી બુદ્ધિની પ્રેરણા કરે.

* નન્દગોપને ત્યાં ગોપ થઈ રહેલા કૃષ્ણની પૌરાણિક આખ્યાયિકાનું બીજ હોવાનો સંભવ.

अचित्ती यच्चकृमा दैव्ये जने दीनैर्दक्षैः प्रभूती पूरुषत्वता ।
देवेषु च सवितर्मानुषेषु च त्वंनो अत्र सुवतादनागसः ॥

= બુદ્ધિની નિર્બળતાથી, પ્રભુતાના કે મનુષ્યપણાના કારણથી, અજાણ્યે, દેવલોક પ્રત્યેના અમે જે કાંઈ ( પાપ ) કર્યું હોય—દેવો અને મનુષ્યો પ્રત્યેના તે સર્વ દોષમાંથી, હે સવિતા ! અમને મુક્ત કરો.

**૧૨. सूर्य**—સૂર્ય [ ગ્રીક Helios–સૂર્ય. ]

चित्रं देवानामुद्गादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः
आप्रा द्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

= દેવોનું અદ્‌ભુત મુખ ઊગ્યું છે—મિત્ર વરુણ અને અગ્નિનું જે નેત્ર છે. એ સૂર્યે દ્યૌ પૃથ્વી અને અન્તરિક્ષ ભરી નાંખ્યાં છે—સૂર્ય, જે ચર અને અચર( જંગમ અને સ્થાવર )નો આત્મા છે.

**૧૩. पूषा**—સૂર્યરૂપી પોષકદેવ ( **पुष्**–પોષવું ધાતુ ઉપરથી ) એ પરમાત્માનું પોષક સ્વરૂપ છે. એ સ્થાવર અને જંગમનો નિયન્તા અને પાલક છે. ભૂલાં પડેલાં ઢોર અને ખોવાઇ ગએલી વસ્તુ એ જાણે છે, અને પાછી લાવી આપે છે. એનાં ઢોર કદી ખોવાતાં નથી. એ ચોર અને દુષ્ટજનોને દૂર કરે છે, આકાશ અને પૃથ્વીને જોડે છે, પરલોક જતા જીવનો વળાવો છે. તે માટે એ ‘ પથસ્પતિ ’—માર્ગનો રક્ષક દેવ–કહેવાય છે. પૂષા ધન ધાન્ય સમૃદ્ધિ વડે મનુષ્યનું પોષણ કરે છે. એ એ ઉપરાંત પોષક દેવ તરીકે એનું મુખ્ય કૃત્ય લગ્ન સંબન્ધ છે. એ કન્યાને હાથ ઝાલીને લગ્નની ભાવનામાં પ્રવેશ કરાવે છે, અને સુખ આપે છે.

सं पूषन्नध्वनस्तिर व्यंहो विमुचो नपात् । सक्ष्वा देव प्रणस्पुरः ॥

= હે પૂષન્! અને રસ્તાની પાર લઈ જાઓ. મુક્તિનો પુત્ર, મને નાશકારી–પાપ–થી મુક્ત કરો. હે દેવ! અમારી આગળ ચાલો.

तां पूषञ्छिवतमामेरयस्व....

= અતિ કલ્યાણરૂપ વધૂને–હે પૂષન્! મારી તરફ પ્રેરે.

૧૪. **अश्विनौ**—એ બે દેવોનું જોડકું છે. એમનાં બીજાં નામ '**दस्रौ**' અને '**नासत्यौ**' છે. '**दस्रौ**' એટલે આશ્ચર્યકારક; '**नासत्यौ**'—અસત્ય નહિ એવા એટલે કે સત્યસ્વરૂપ વા સત્યનિષ્ઠ. [ ગૉથિક ભાષામાં **नस्** બચાવવું—ધાતુ છે એની મદદથી, 'નાસત્યૌ' એટલે 'દુઃખમાંથી બચાવનાર'–એવો અર્થ પણ કેટલાક અર્વાચીન વિદ્વાનો કરે છે. એટલું તો ખરૂં કે ] આ દેવો ખાસ કરીને પરોપકારનાં અસંખ્ય કૃત્યો કરે છે, અને એમની સ્તુતિમાં મુખ્ય એ જ બાબતનો ઉલ્લેખ હોય છે: જેમકે,—ચ્યવાન ( ચ્યવન ). નામના ઋષિને એમણે જુવાની આપી, ઋજ્રાશ્વને દેખતો કર્યો, પરાવૃજ આંધળો અને લૂલો હતો તેને આંખ અને પગ આપ્યા, વિશ્પલાનો પગ લઢાઇમાં ભાગ્યો હતો તેને લોઢાનો પગ આપ્યો; એક વર્તિકા( પક્ષી )ને વૃક( વરુ )ના મ્હોંમાંથી છોડવી; અત્રિને અગ્નિકૂપમાંથી કાઢ્યો; વસૂકેલી ગાયને દૂઝતી કરી; ભુજ્જ્યુનું વહાણ સમુદ્રની વચ્ચોવચ્ચ ભાગ્યું તે વારે એની મદદે આવી, એને બીજા વહાણમાં બેસાડી, કાંઠે લાવ્યા—ઇત્યાદિ એમનાં પરોપકારનાં કૃત્યો ઘણાં છે; જેમાંનાં કેટલાંક ઉપરથી એમને 'દેવોના વૈદ્ય' કહેવામાં આવે છે. વળી એઓનું જોડકું છે તે ઉપરથી, અથવા તો સૂર્યની દુહિતા સૂર્યાને સ્વયંવરમાં જીત્યા અને પરણ્યા તે કારણથી, લગ્નની સાથે પણ તેઓનો સંબન્ધ માનવામાં આવે છે—તેઓ સ્ત્રીને પતિ આપે છે, પતિને સ્ત્રી આપે છે. તેઓ અત્યન્ત મીઠા છે, અને તેઓનું સઘળું મીઠું જ મીઠું—'મધુ' ( મધ ) મય–છે.

[ આ અશ્વિન્ તે કોણ એ વિષે બહુ મતભેદ છે: દ્યૌ અને પૃથ્વી, સૂર્ય અને ચન્દ્ર, સ્હવાર અને સાંઝ, દિવસ અને રાત, ઇન્દ્ર અને સૂર્ય, સ્હવાર સાંઝના તારા ( શુક્ર ), મિથુનરાશિના બે તારા, બે રાજા, બે સાધુઓ—એમ પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનો તરફથી અનેક કલ્પનાઓ થઇ છે. આ મતભેદ જોતાં, વસ્તુતઃ એ વેદકાળ પહેલાંના દેવ છે, અને પ્રાચીન ટીકાકારોને પણ એમનું સ્વરૂપ સ્પષ્ટ નથી, એમ કહેવામાં આવે છે—એ ખરૂં દીસે છે. હ્યૂગો વિંકલર નામના એક પ્રોફેસરે ૧૯૦૭ માં એશિઆ માઇનરમાં ઇ. સ. પૂર્વે ૧૪૦૦ નો એક લેખ શોધી કાઢ્યો છે તેમાં મિત્ર,

વરુણ અને ઇન્દ્રની સાથે નાસત્યનું† પણ નામ છે. એથી એ દેવ વેદકાળમાં કેવા મહત્ત્વના ગણાતા હશે એ સમજાય છે.

तुग्रो ह भुज्युमश्विनोदमेघे रयिं न कश्चिन्ममृवाँ अवाहाः ।
तमूहथुर्नौभिरात्मन्वतीभिरन्तरिक्षप्रुद्भिरपोदकाभिः ॥

= હે અશ્વિનો ! તુગ્રે (ભુજ્યુના પિતાએ) ભુજ્યુને દરીએ મોકલ્યો—મરવા પડેલો માણસ ધન છોડે એ રીતે.‡ એને તમે દૃઢ (અથવા પોતાની), અન્તરિક્ષમાં ઊડતી, અને જેમાં જળ પ્રવેશ ન કરે એવી નૌકા વડે તમે (પાછો ઘેર) લઇ આવ્યા.

अनारंभणे तदवीरयेथामनास्थाने अग्रभणे समुद्रे ।
यदश्विना ऊहथुर्भुज्युमस्तं शतारित्रां नावमातस्थिवांसम् ॥

= હે અશ્વિનો ! જેમાં કાંઇ વળગવાનું, ઊભા રહેવાનું, કે ઝાલવાનું ન મળે—એવા સમુદ્રમાં તમે એ પરાક્રમ કર્યું કે ભુજ્યુને સો હલેસાંવાળી નૌકામાં બેસાડીને તમે ઘેર પહોંચાડયો.

युवं च्यवानमश्विना जरंतं पुनर्युवानं चक्रथुः शचीभिः ।
युवो रथं दुहिता सूर्यस्य सह श्रिया नासत्या वृणीत ॥

= હે અશ્વિનો! તમે તમારી શક્તિ વડે, ઘરડા ચ્યવાનને ફરી જુવાન કર્યો. હે નાસત્ય! સૂર્યની દુહિતાએ—સૌન્દર્ય (લક્ષ્મી) સહવર્તમાન—તમારો રથ પસંદ કર્યો.

**૧૫. यम**—( **यम**-ધાતુ ઉપરથી ) પરમાત્માનું નિયામક સ્વરૂપ. આ જીવનની પાર બીજું-પર-જીવન છે, અને તે અમૃત જીવન છે.

† "મિ. ઇન્-ર; ઉરુ-વ-ણુ; ઇન્-દ્-ર; નસ-અત-તિ-ઇઅ.": આ પ્રમાણે મૂળ લેખમાં ચાર નામ છે.

‡ પુત્ર વહાલો છતાં, નારાજીથી શત્રુ સ્હામે એને લઢવા મોકલ્યો.

એ જીવનમાં આપણા પૂર્વજ પિતરો ગયા છે. યમને, વિવસ્વાન્ કહેતાં સૂર્યનો, અને કેટલીકવાર ગન્ધર્વનો, પુત્ર કહેવામાં આવે છે. એ આદ્ય મનુષ્ય† છે. એની બહેનનું નામ યમી છે.× યમે પરજીવનનો માર્ગ સૌથી પહેલવહેલો શોધી કાઢ્યો છે, અને તેથી એ પિતૃલોકનો દેવ બન્યો છે. વેદનો યમદેવ વિકરાળતા કે ભયંકરતાની મૂર્તિ નથી, પણ સૂર્ય જેવો તેજસ્વી છે. વરુણની માફક એને પણ 'રાજા' શબ્દ વારંવાર લગાડવામાં આવે છે. નીચેના મન્ત્રો પરલોક જતા જીવ માટે છે:

प्रेहि॒ प्रेहि॑ प॒थिभि॑: पू॒र्व्येभि॒र्यत्रा॑ न॒: पूर्वे॑ पि॒तर॑: परे॒युः ।
उ॒भा राजा॑ना स्व॒धया॒ मद॑न्ता य॒मं प॑श्यासि॒ वरु॑णं च दे॒वम् ॥
सं ग॑च्छस्व पि॒तृभि॒: सं य॒मेने॑ष्टापू॒र्तेन॑ पर॒मे व्यो॑मन् ।
हि॒त्वाया॑व॒द्यं पुन॒रस्त॒मेहि॒ सं ग॑च्छस्व त॒न्वा॑ सु॒वर्चा॑: ॥

= (આત્માને કહે છે:) જા, જા—પૂર્વને માર્ગોએ, જ્યાં આપણા પૂર્વ પિતરો ગયા છે. ત્યાં સ્વધાથકી આનન્દ પામતા બંને રાજાઓને તું જોઇશ: યમદેવને અને વરુણદેવને.
પિતૃઓની સાથે તું મળ, યમની સાથે મળ; ઇષ્ટાપૂર્ત (દેવોનું યજન અને વાવકૂવા ખોદાવવા વગેરે લોકોપકારી કર્મ—એનાં ફળ) સાથે મળ. દોષવાળું શરીર (આ મર્ત્યલોક) છોડી પાછો ઘેર (પરજીવન જે મનુષ્યનું ખરૂં મૂળ ઘર છે ત્યાં) જા. અને તેજસ્વી શરીર યુક્ત થા.

૧૬. **रुद्र**—(रुद् રોવું, શબ્દ કરવો ધાતુ ઉપરથી, અથવા કેટલાક યુરોપિઅન વિદ્વાનો પ્રમાણે લાલ હોવું, પ્રકાશવું અર્થના* ધાતુ ઉપરથી) વિશ્વમાં

† પશ્ચિમની પ્રજાનો 'આદમ'.

× અવસ્તામાં 'યિમ'—યુગલ, જોડકું; પાછલા ઇરાની સાહિત્યમાં એની બ્હેન યિમેહ્: આદ્ય મનુષ્યનાં પિતા–માતા. વેદમાં યમ–યમીને પતિ-પત્ની તરીકે જોડયાં નથી.

* रुद्=to shine (ગ્રૅસમન); = 'to be ruddy' (પિશલ). સરખાવો અંગ્રેજી 'ruddy' શબ્દ.

ઘોર શબ્દ કરતું પરમાત્માનું સ્વરૂપ. એ પ્રચંડ વાયુરૂપે દર્શન દેછે. વાયુ-રૂપે એ સુગન્ધિ અને પુષ્ટિવર્ધક પણ છે. ભડભડ શબ્દ કરતો અગ્નિ પણ એનું જ રૂપ છે. એ અગ્નિની જવાળા તે દેવીઓ; અને ધૂમ એ એની જટા; તોફાની પવન એને એની સાથેની વીજળી–કાટકાને લઇને, એ વિનાશનો દેવ છે; પણ અગ્નિ એ જેમ આર્યોનો મંગળ-મય દેવ છે. તેમ અગ્નિરૂપે રુદ્ર પણ 'શિવ' અર્થાત્ કલ્યાણકારી દેવ છે. એ જ ગિરિ અને અરણ્યનો દેવ છે, તથા 'ભેષજ' કહેતાં ઔષધવડે રોગ હરે છે.

त्र्यंबकं यजामहे सुगन्धिं पुष्टिवर्धनम् ।
उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीयमामृतात् ।

= ત્રણ માતાવાળા (અથવા ત્રણે લોકમાં પ્રકટ થતા)§ રુદ્રનું અમે યજન કરીએ છીએ—જે સુગન્ધવાળો અને પુષ્ટિવર્ધક છે. ઉમ-રડાની માફક ( ઝાડની ડાળેથી જેમ ફળ છૂટું પડે છે તેમ ) મૃત્યુના હમેશના બન્ધનમાંથી હું છૂટું !

૧૭. **મરુત્**—આ વાયુઓ રુદ્રના પુત્ર છે, અને તે ઇન્દ્રને યુદ્ધમાં સાહ્ય કરે છે. તેથી ઇન્દ્રને વારંવાર મરુત્નો સખા કહેવામાં આવે છે.

૧૮. **વાત**—વાયુ ('વાયુ'ને મળતો ઝન્દ અવસ્તાનો 'વયુ' શબ્દ છે.)

૧૯. **પર્જન્ય**—એ વૃષ્ટિનો દેવ છે. [લિથુએનિઅન ભાષામાં એને મળતો 'પર્કયુ-નસ' શબ્દ છે.]

प्र वाता वान्ति पतयन्ति विद्युत उदोषधीर्जिहते पिन्वते स्वः ।
इरा विश्वस्मै भुवनाय जायते यत्पर्जन्यः पृथिवीं रेतसावति ॥

= વાયુઓ પુષ્કળ વાય છે, વીજળીઓ ચમકે છે, ઓષધિ (વનસ્પતિ) ફૂટી નીકળે છે, અને આકાશ જળથી પુષ્ટ બને છે. સકળ જીવનને માટે અન્ન ઉત્પન્ન થાય છે—જ્યારે પર્જન્ય પોતાના જળવડે પૃથ્વીને તૃપ્ત કરે છે.

---

§ ત્રણ નેત્ર વાળા એમ પૌરાણિક સ્વરૂપાનુસાર પણ અર્થ કરવામાં આવે છે.

૨૦. **उषा**—ઉષઃકાળની મનોહર મૂર્તિ એનાં ઋગ્વેદસંહિતામાં ઘણાં સુન્દર વર્ણનો છેઃ ( એટલાં બધાં એ સુન્દર વર્ણનો છે કે એ ઉપરથી મિ. ટિળકે એવી કલ્પના કરી છે કે—એ કાવ્યોના મૂળ, હિન્દુસ્થાનમાં નહિ પણ, એને કોઇક સ્થળે સ્ફુરેલાં હોવાં જોઇએ કે જ્યાં ઉષાનો દેખાવ ખાસ રમણીય હોયઃ અને તે ઉત્તર ધ્રુવ પાસે છે. ) એમાં ઉષાને 'પુરાણી દેવી', 'યુવતિ પુરંધિ,' § 'મિત્ર અને વરુણની મહામાયા ', 'આકાશની દુહિતા' અને 'ભુવનની રાણી ' ઇત્યાદિ વિશેષણો લગાડ્યાં છે.

पुराणी देवि युवतिः पुरंधिरनु व्रतं चरसि विश्ववारे

= હે દેવી ! પુરાણી છતાં યુવતિ, ગૃહિણી, અને સૌને વ્યાપીને રહેતી (વા સૌએ ઇચ્છવા યોગ્ય ) એવી તું વ્રત( ધાર્મિક નિયમ )ને અનુસરેછે.

उषः प्रतीची भुवनानि विश्वोर्ध्वा तिष्ठस्यमृतस्य केतुः

હે ઉષા ! અમૃતના કેતુરૂપ તું સકલ ભુવનની સામે ઊંચી ઊભી છે.

૨૧. **वास्तोष्पति**—' વાસ્તુ ' કહેતાં વસવાનું ઘર, એનો પતિ–દેવ.

वास्तोष्पते प्रति जानीह्यस्मान्त्स्वावेशो अनमीवो भवा नः ।
यत्त्वेमहे प्रति तन्नो जुषस्व शं नो भव द्विपदे शं चतुष्पदे ॥

= હે વાસ્તોષ્પતિ ! અમને સ્વીકાર ( તારાં તરીકે ઓળખ ). અમારો ગૃહમાં પ્રવેશ સુખરૂપ થાય, અને અમને રોગ ન થાય એવો તું અમારા પ્રત્યે હો. જે અમે તારી પાસે માગીએ તે તું અમને આપ. અમારાં બેપગાં ( મનુષ્યો ) પ્રત્યે અને ચારપગાં ( પશુ ) પ્રત્યે તું શુભકારી થા.

૨૨. **क्षेत्रपति**—ખેતરનો પતિ, દેવ.

क्षेत्रस्य पते मधुमन्तमूर्मिं धेनुरिव पयो अस्मासु धुक्ष्व ।
मधुश्चुतं घृतमिव सुपूतमृतस्य नः पतयो मृळयन्तु ॥

§ સર્વનું ધારણ–પોષણ કરતી એવી મુખ્ય ગૃહિણી.

मधुमतीरोषधीर्द्याव॒ऽआपो मधुमन्नो भवत्वन्तरिक्षम् ।
क्षेत्रस्य पतिर्मधुमान्नोऽअस्त्वरिष्यन्तोऽअन्वेनं चरेम ॥

= હે ક્ષેત્રના પતિ ( દેવ )! ગાય જેમ મીઠું દૂધ દેછે તેમ તું અમને મીઠી જળની સેર દે—એવી સેર કે જેમાંથી મધુ કહેતાં મીઠાશ ઝરે, અને જે ચોખ્ખા ઘી જેવી હોય. અમૃતના પતિઓ અમારા ઉપર દયા કરો ( અમને સુખી કરો ), ઓષધિઓ મધુમતી ( મીઠી ) હો, આકાશ મીઠું હો, જળ મીઠું હો, અન્તરિક્ષ મીઠું હો, ક્ષેત્રનો પતિ મીઠો હો ! સુખી રહી અમે એને અનુસરીએ !

૨૩. **ब्रह्मणस्पति—'ब्रह्म'** કહેતાં પ્રભુ પ્રત્યેની વાણી, સ્તુતિ, યજ્ઞ, ધર્મનું દૈવી તત્ત્વ, એનો અધિષ્ઠાતા દેવ—તે બ્રહ્મણસ્પતિ, બૃહસ્પતિ. આ તત્ત્વ સમસ્ત વિશ્વમાં વ્યાપેલું છે, એ વડે વિશ્વ વૃદ્ધિ પામે છે, એ વિઘ્નોને હરે છે, રાક્ષસોનો નાશ કરે છે, સ્તોતાઓને સુમાર્ગે ચલાવે છે અને દેવોનું દેવત્વ પણ એને લીધે છે. એ ધાર્મિકતાના અધિષ્ટાતા દેવ, તેથી દેવોનો આચાર્ય, ગુરુ; અને એ મન્ત્રગણ(સમૂહ)નો પતિ, તેથી 'ગણપતિ.' [ પુરાણકાળમાં દરેક મંગળ કાર્ય વખતે ગણપતિનું આવાહન અને સ્મરણ થાય છે તેનું કારણ આથી સમજાશે. ]

गणानां त्वा गणपतिं हवामहे कविं कवीनामुपमश्रवस्तमम् ।

= ગણોના પતિને—બ્રહ્મણસ્પતિને—અમે બોલાવીએ છીએ. બ્રહ્મણસ્પતિ કે જે કવિઓ ( જ્ઞાની પુરુષો ) માં કવિ છે, અને જેની કીર્તિ ઉપમા આપવા યોગ્ય છે.

૨૪. **સોમ**—આ એક જાતની ઓષધિ (વનસ્પતિ) છે. ઋષિઓ એને પૂજતા અને રાજા એવું વિશેષણ લગાડતા. બહુ ઠાઠમાઠથી એને રથમાં મૂકીને યજ્ઞમાં લાવતા, અને એનો વિધિપૂર્વક પત્થરવતી રસ કાઢીને દેવોને અર્પતા તથા પોતે પીતા. દેવોને, તેમાં ખાસ કરીને, ઇન્દ્રને એ રસ બહુ પ્રિય ગણાતો. હિન્દુસ્થાનનાજ નહિ, પણ ઇરાનના આર્યો પણ સોમને બહુ પવિત્ર ગણતા, અને એના રસનું પાન કરતા. [ પ્રાચીન ઇરાનની ભાષામાં સોમને માટે 'હઓમ–હોમ' શબ્દ છે.

આર્યોની બંને શાખામાં સોમ એ માત્ર વેલો નહિ પણ કોઈ દિવ્ય ગેબી અમૃતતત્વનું તત્ત્વ મનાય છે.]

तवे॒माः प्र॒जा दि॒व्यस्य रेत॑स॒स्त्वं विश्व॑स्य॒ भुव॑नस्य राजसि ।
अथे॒दं विश्वं॑ पवमान ते॒ वशे॒ त्वमिन्द्रो प्रथ॒मो धा॑म॒धाऽअ॑सि ॥

= દિવ્ય વીર્યરૂપ જે તું, તેની આ પ્રજા છે. તું આ સકલ ભુવનનો રાજા છે. હે પવમાન! (પવિત્ર અને પવિત્ર કરનાર સોમ!) આ વિશ્વ તારે વશ છે. હે ઇન્દુ (રસસિંચક)! તું સૌથી ઉત્તમ તેજ આપનાર છે.

स॒त्येनोत्त॑भिता भूमि॒ः सूर्ये॒णोत्त॑भिता॒ द्यौः ।
ऋतेना॑दि॒त्यास्ति॑ष्ठन्ति दि॒वि सोमो॒ऽअधि॑श्रि॒तः ॥

= સત્યવડે ભૂમિ ટકવાએલી છે, સૂર્યવડે દ્યૌ ટકવાએલી છે. ઋત (સત્, ધર્મ) વડે આદિત્યો ઊભા રહે છે. દ્યુલોકમાં સોમ રહેલો છે.

૨૫. **आपः—सिन्धु—सरस्वती—गङ्गा—यमुना** ઇત્યાદિ—'આપઃ' એટલે જળ, અને સિન્ધુ-સરસ્વતી-ગંગા-યમુના, તથા સિન્ધુની શાખાઓ-શુતુદ્રી (સતલજ) વિપાશ્ (બિઆસ) વગેરે—નદીઓનું પણ ઋષિઓ વારંવાર સ્તવન કરે છે.

यासां॒ राजा॒ वरु॑णो याति॒ मध्ये॑ सत्यानृ॒ते अ॑व॒पश्य॒ञ्जना॑नाम् ।
म॒धु॒श्चुत॒ः शुच॑यो॒ या पा॑व॒कास्ता आपो॑ दे॒वीरि॒ह माम॑वन्तु ॥

= એ દેવી-દિવ્ય અને ચળકતાં-જળ મારૂં અહીં રક્ષણ કરોઃ જે જળ પવિત્ર છે અને પવિત્ર કરે છે, જેમાંથી મધુ (મીઠાશ) ઝરે છે, અને જેમના મધ્યમાં વરુણ રાજા-જનોનાં સત્ય અને અસત્ય જોતા-ચાલે છે.

૨૬. **इळा—भारती—सरस्वती** આદિ દેવીઓઃ સર્વ દેવીઓમાં આદ્ય દેવી અદિતિનું સ્વરૂપ આપણે જોયું. તે પછી, ઋગ્વેદસંહિતામાં દેવીઓની સંખ્યા ઘણી નથી. ઉષા, પૃથિવી, રાત્રિ, સૂર્યા એના અર્થ તો સ્પષ્ટ છે. મરુત્‌ની માતાનું નામ પૃશ્નિ છે. તે ઉપરાંત, ઇન્દ્રાણી, વરુણાની

અને અગ્નાયી–એમ દેવો ઉપરથી એમની શક્તિરૂપ દેવીઓ થએલી જોવામાં આવે છે. રાકા, સિનીવાલી, કુહૂ–એ નામની જ્યોતિઃશાસ્ત્રની દેવીઓ છે. તે સિવાય ઇળા, ભારતી અને સરસ્વતી–ને વાગ્દેવી યાને પરમાત્મજ્ઞાનની પણ એક દેવી છે. આટલી ઋગ્વેદસંહિતાની મુખ્ય દેવીઓ છે.

अहं राष्ट्री संगमनी वसूनां चिकितुषी प्रथमा यज्ञियानाम् ।

... ... ... ... ...

मया सो अन्नमत्ति यो विपश्यति यः प्राणिति य ईं शृणोत्युक्तम् ।

अहं सुवे पितरमस्य मूर्धन्मम योनिरप्स्वऽन्तः समुद्रे ।

ततो वि तिष्ठे भुवनानु विश्वोतामूं द्यां वर्ष्मणोपस्पृशामि ॥

अहमेव वात इव प्रवाम्यारभमाणा भुवनानि विश्वा ।

परो दिवा पर एना पृथिव्यैतावती महिना सं बभूव ॥

= હું, વિરાજતી રાણી, લક્ષ્મીની આપનારી, જ્ઞાનવન્તી અને યજ્ઞિયોમાં પહેલી.

મારા વડે એ અન્ન ખાય છે–જે કોઈ જુવે છે, શ્વસોચ્છવાસ લે છે, બોલ્યું સાંભળે છે.

આને માથે પિતા( ઘૌઃ )ને હું ઉત્પન્ન કરૂં છું–સમુદ્રના અન્તરૂમાં મારૂં સ્થાન છે. ત્યાંથી હું સઘળાં ભુવનોમાં વિવિધરૂપે રહું છું, આ આકાશને પણ મારા વિશાળ દેહથી સ્પર્શ કરૂં છું.

હું જ વાયુની માફક વાઉં છું–આ સર્વ ભુવનોને ઉત્પન્ન કરતી એવી દ્યૌ (આકાશ)થી પર, આ પૃથ્વીથી પર–એવડી મારા મહિમાએ કરીને હું થઈ.

૨૭. દેવસંખ્યાઃ

त्रीणि शता त्री सहस्राण्यग्निं त्रिंशच्च देवा नव चासपर्यन् ॥

= ત્રણ હજાર ત્રણસેં ત્રીસ અને નવ ( ૩૩૩૯ ) દેવોએ અગ્નિની સેવા કરી.

ये स्थ त्रयश्च त्रिंशच्च । मनो॑र्दे॒वा य॒ज्ञिया॑सः ॥

= ( વિશ્વેદેવો–સર્વ દેવો ) જે તેત્રીસ છે-મનુના યજ્ઞિય દેવ.

सु॒प॒र्णं विप्राः॑ क॒वयो॒ वचो॑भि॒रेकं॒ सन्तं॑ बहु॒धा क॑ल्पयन्ति

= જ્ઞાની અને ક્રાન્તદર્શી કવિઓ સુપર્ણ( આદિત્ય–પરમાત્મા )ને એક છતાં અનેકરૂપે કલ્પે છે.

एकं सत् विप्रा बहुधा वदन्ति ।

= એક સત્‌ને વિદ્વાનો અનેક રીતે કથે છે.

---

૫.

# બીજા વેદની સંહિતાનો ધર્મ.

આપણે ઉપર જોયું કે યજ્ઞમાં મુખ્ય ચાર ઋત્વિજો કામ કરતા: હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા અને બ્રહ્મા; અને તે ઉપરથી એમના ઉપયોગ માટે વેદની ચાર સંહિતાઓ થઈ—ઋગ્‌, યજુષ્‌, સામ, અને અથર્વ. તેમાં સામ એ ગાન માટે હોઈ, એમાં લગભગ બધી ઋક્‌સંહિતાની જ ઋચાઓ છે, અને તેથી ધર્મસંબન્ધે એમાં કાંઈ નવું જાણવાનું નથી. જે નવું જાણવાનું તે માત્ર યજુષ્‌ અને અથર્વ સંહિતામાં છે.

યજુ:સંહિતામાં પણ ઘણે સ્થળે, ઋક્‌સંહિતાની ઋચાઓનો યજ્ઞમાં ક્યાં ઉપયોગ કરવો એ જ બતાવવામાં આવ્યું છે. પરંતુ તે ઉપરાંત, કેટલાક દેવ–જેમકે રુદ્ર–વિશેષ આગળ પડતા થયા છે, અને એમના નવીન મન્ત્રો રચાયા છે; અને એક મ્હોટો ફેરફાર એ થયો છે કે ઋક્‌સંહિતામાં યજ્ઞ જે સાદા રૂપમાં હતો તે યજુ:સંહિતામાં પુષ્કળ વિસ્તાર પામ્યો છે. પણ એક તરફ, યજુ:સંહિતામાં જેમ અતિશય યજ્ઞના વિસ્તારથી ધર્મનું સાદું સ્વરૂપ નાશ પામતું દેખાય છે, તેમ બીજી તરફ, યજ્ઞમાં આખો જનસમાજ

એકત્ર થાય છે, યજ્ઞમાં ધર્મનાં ગૂઢ સત્ત્વો સમાએલાં છે એવી સમજણ ઉદય પામે છે, અને દેવતાઓનાં સ્વરૂપ વિષે તથા પરમાત્માની એકતા વિષે નવાં ચિન્તન થતાં સંભળાય છે.

અથર્વવેદની સંહિતામાં યજુઃસંહિતા કરતાં પણ કેટલુંક નવું જાણવાનું છે. એમાં પણ સામસંહિતાની માફક ઋક્‌સંહિતાની ઘણી ઋચાઓ—ખાસ કરીને દશમા મંડળની—ફરી દર્શન દેછે, અને ઋક્‌સંહિતાની કયી કયી ધાર્મિક અને સાંસારિક ભાવનાઓ અથર્વસંહિતાના સમય સુધીમાં ખાસ પ્રિય થઈ પડી હતી એ એનાથી સમજાય છે. પણ અન્ય વેદથી આ સંહિતાનું એક વિશેષ લક્ષણ એ છે કે એમાં (૧) સુન્દર ઘરસંસારી અને રાષ્ટ્રીય જીવનની ભાવનાઓ, ( ૨ ) પરમાત્માની એકતાના અને નૈતિક જીવનની મહત્તાના વિચારો, તથા ( ૩ ) રાગદ્વેષથી ભરપૂર મનુષ્યજીવનનાં ચિત્રો અને એ વૃત્તિઓના ઉદ્‌ગારરૂપ જાદુમન્ત્રના બાલિશ પ્રયોગો—એવા વિવિધરંગી વિષયો એકત્ર સમાએલા છે.

આ એક મ્હોટો પ્રશ્ન છે કે—તાવ ક્ષય વગેરે રોગ મટાડવાના, સાપ વગેરેનાં ઝેર ઊતારવાના, શત્રુને અને સપત્નીઓને મારવાના, ભૂતપિશાચ હાંકવાના તથા કામણટૂમણ કરવાના—ઇત્યાદિ જાતના મન્ત્રોરૂપી મેલો અને વહેમી ધર્મ આર્યોના ઉજ્જ્વલ અને જ્ઞાની ધર્મમાં કેમ દેખા દેછે? આના ઉત્તરમાં, એક મત એવો છે કે અનાર્યો સાથેના સંબન્ધથી આ મેલો ધર્મ ઉત્પન્ન થયો છે; બીજો મત એવો છે કે આર્યોના જ વહેમી વર્ગની આ માન્યતાઓ છે. આ બીજો મત સાચો હોય તો ઋગ્વેદસંહિતાના સમયમાં એવો વહેમી વર્ગ કેમ ન હતો એ પ્રશ્ન રહે છે. તેમ અથર્વસંહિતા એ કેવળ અનાર્યોનો જ વેદ હોય, તો તેમાં અનાર્ય દેવતાઓ નજરે પડવી જોઇએ. પણ તે નજરે પડતી નથી. તેથી વિશેષ સંભવ એમ લાગે છે કે અનાર્યોનો આર્યોની સાથે એકજનમંડળમાં સમાવેશ થયા પછી, અને આર્યોની દેવતાઓ સ્વીકારાયા પછી, અનાર્યોની ધાર્મિક વૃત્તિના ઉદ્‌ગારરૂપ આ મન્ત્રો ઉત્પન્ન થયા હશે. પણ તે અનાર્યોના રચેલા નહિ. કારણ કે એમ હોય તો અનાર્ય ભાષાની છાપ એમાં દેખાવી જોઇએ. પરંતુ તે દેખાતી નથી. કેટલીકવાર ઉત્તમ મન્ત્રોને છેડે એકાદ જાદુનો મન્ત્ર જોડી દીધેલો જોવામાં આવે છે. આર્યોએ અનાર્યોને પોતાની દેવતાઓ આપી અનાર્યોને અનુકૂલ થતો ધર્મ રચ્યો હોય, અથવા તો આ મેલી ધાર્મિક વૃત્તિ અનાર્યો સાથેના સંબન્ધ

પછી આર્યોના વહેમી વર્ગમાં પણ દાખલ થઇ હોય એમ અનુમાન જાય છે. ગમે તેમ હોય પણ બ્રાહ્મણ ધર્મમાં અથર્વવેદના અભિચારપ્રયોગ પ્રત્યે હમેશાં અરુચિ દર્શાવવામાં આવી છે એમાં બે મત નથી.

૧. अयमग्निर्गृहपतिर्गार्हपत्यः प्रजायां वसुवित्तमः ।
अग्ने गृहपतेऽभि द्युम्नमभि सह आयच्छस्व ॥

= આ ગાર્હપત્ય અગ્નિ ગૃહનો સ્વામી છે-પ્રજાને ઉત્તમ ધન આપે છે. હે ગૃહના સ્વામી અગ્નિ ! અમને ધન આપ, બળ આપ.

૨. स नः पितेव सूनवेऽग्ने सूपायनो भव । सचस्वा नः स्वस्तये ॥

= હે અગ્નિ ! જેમ પુત્ર પિતા પાસે સુખેથી જાય છે તેમ અમે તારી પાસે આવીએ. અમારી સાથે એવો જોડા, કે જેથી અમારૂં કલ્યાણ થાય.

૩. चोदयित्री सूनृतानां चेतन्ती सुमतीनाम् । यज्ञं दधे सरस्वती ॥

= સત્ય અને મીઠા વાણીની પ્રેરક, અને સુન્દર વિચારોને ચેતવનાર સરસ્વતી યજ્ઞનું ધારણ કરે છે.

૪. सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं सर्वतः स्पृत्वात्यतिष्ठद् दशाङ्गुलम् ॥

= સહસ્ર મસ્તકવાળો, સહસ્ર નેત્રવાળો, સહસ્ર પગવાળો એ પુરુષ સર્વ તરફથી ભૂમિ( અસ્તિત્વવાળા પદાર્થ માત્ર )ને વ્યાપીને દશ આંગળ ઉપર વધ્યો.

૫. नमो ब्राह्मणेभ्यो राजन्येभ्यश्च वो नमो नमः सूतेभ्यो विश्येभ्यश्च वो नमो नमस्तक्षभ्यो रथकारेभ्यश्च वो नमो नमः कुलालेभ्यः कर्मारेभ्यश्च वो नमो नमो निषादेभ्यः पुञ्जिष्ठेभ्यश्च वो नमो नमः....

= તમને ( રુદ્રને ) બ્રાહ્મણોને નમસ્કાર, ક્ષત્રિયોને નમસ્કાર, સૂતો ( સારથિ ) ને નમસ્કાર, વૈશ્યોને નમસ્કાર, સુતારોને નમસ્કાર, રથકારોને

નમસ્કાર, કુંભારોને નમસ્કાર, લોહારોને નમસ્કાર, નિષાદો ( ભિલ્લ–દાસાદિ જાતિ ) ને નમસ્કાર પુંજિષ્ઠ ( ચાંડાલાદિક )ને નમસ્કાર...( એ સર્વ જાતિ રૂપે પ્રકાશનાર રુદ્ર પરમાત્માનાં સ્વરૂપને નમસ્કાર. )

૬. सत्यं च मे श्रद्धा च मे जगच्च मे धनं च मे वशश्च मे त्विषिश्च
मे क्रीडा च मे मोदश्च मे सूक्तं च मे सुकृतं च मे..........

= સત્ય મારૂં હો, શ્રદ્ધા હો, જંગમ (પ્રાણીઓ ) હો, ધન હો, વશ (સ્વાધીનતા અને સત્તા ) હો, તેજ હો, ક્રીડા હો, આનન્દ હો, સારાં વચન હો, સારાં કર્મ હો......

૭. यद्ग्रामे यदरण्ये यत्सभायां यदिन्द्रिये ।
यदेनश्चकृमा वयमिदं तदव यजामहे स्वाहा ।

= ગામમાં, અરણ્યમાં, સભામાં (બીજાઓના ભેગા ), અને પોતાની ઇન્દ્રિયો થકી ( પોતે ) અમે જે કાંઈ પાપ કર્યું હોય તે યજ્ઞ વડે અમે દૂર કરીએ છીએ—સ્વાહા !

૮. मनसः काममाकूतिं वाचः सत्यमशीय ।
पशूनां रूपमन्नस्य रसो यशः श्रीः श्रयतां मयि स्वाहा ।

= મનની ઇચ્છા, અભિલાષા, વાણીનું સત્ય તે હું ભોગવું; પશુઓનું રૂપ, અન્નનો રસ, યશ, અને શ્રી એ મારામાં રહોઃ સ્વાહા !

૯. न वा एतन्म्रियसे न रिष्यसि देवाँ इदेषि पथिभिः शिवेभिः ।
यत्र यन्ति सुकृतो नापि दुष्कृतस्तत्र त्वा देवः सविता दधातु ॥

= ( યજ્ઞ પશુને ) તું આ મરતો નથી, રૅંસાતો નથી; મંગળ માર્ગે જ તું જાય છે–જ્યાં સત્કર્મ કરનારા જાય છે, અને વળી જ્યાં દુષ્કર્મ કરનારા હોતા નથી. ત્યાં તને સવિતા દેવ મૂકો.

૧૦. प्रजापतिर्वा एक आसीत् सो ऽकामयत यज्ञो भूत्वा प्रजाः सृजेयेति

स दश होतारं यज्ञमात्मानं व्यधत्त स चित्तिं स्रुचमकुरुत चित्तमाज्यं वाचं वेदिमाधीतं बर्हिः..............

= પ્રજાપતિ એકલો હતો. એણે ઇચ્છા કરી કે યજ્ઞ થઇને હું પ્રજા સર્જું. એણે પોતાને દશ હોતાવાળો યજ્ઞ બનાવ્યો. એણે ચિત્ત(ચૈતન્ય)ને સ્રુચ (યજ્ઞમાં આહુતિ આપવાનું ઓજાર–સરવો) બનાવી, ચિત્તને ઘી બનાવ્યું, વાણીને વેદ બનાવી, અધ્યયનને બર્હિ (દર્ભ) બનાવ્યું......

[यजुःसंहिता.]

११. अदितिर्द्यौ रदितिरन्तरिक्षमदितिर्माता स पिता स पुत्रः ।
विश्वे देवा अदितिः पञ्च जना अदितिर्जातमदितिर्जनित्वम् ।

= અદિતિ દ્યૌ છે; અદિતિ અન્તરિક્ષ છે; અદિતિ માતા છે, એ પિતા છે, એ પુત્ર છે. સઘળા દેવો અદિતિ છે. પંચજનો અદિતિ છે. જે ઉત્પન્ન થએલું છે અને જે થવાનું છે એ (સર્વ) અદિતિ છે.

१२. अग्निर्भूम्यामोषधीष्वग्निमापो बिभर्त्यग्निरश्मसु ।
अग्निरन्तः पुरुषेषु गोष्वश्वेष्वग्नयः ॥

= પૃથ્વીમાં અગ્નિ રહેલો છે, ઓષધીમાં રહેલો છે; જળ એને ધારણ કરે છે, પત્થરમાં એ રહેલો છે. પુરુષોના અન્તરમાં એ રહેલો છે, ગાયમાં અને ઘોડામાં એ અગ્નિ રહેલા છે.

१३. त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः ।
इतो धर्माणि धारयन् ॥
विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे ।
इन्द्रस्य युज्यः सखा ॥

= કોઇથી દબાય નહિ એવો ગોપ–વિષ્ણુ, તેણે ત્રણ પગલાં ભર્યાં, અહીંથી ધર્મોનું ધારણ કરતા એવા એ વિષ્ણુ. એ વિષ્ણુનાં કર્મ (કૃતિ) જુવો, જ્યાંથી એ વ્રત (સુકૃત) જુવે છે. ઇન્દ્રનો એ જોડીઓ મિત્ર છે.

१४. बृहन्नेषामधिष्ठातान्तिकादिव पश्यति ।
यस्तायन्मन्यते चरन्त्सर्वं देवा इदं विदुः ॥
यस्तिष्ठति चरति यश्च वञ्चति यो निलायं चरति यः प्रतंङ्कम ।
द्वौ संनिषद्य यन्मन्त्रयेते राजा तद्वेद वरुणस्तृतीयः ॥
उतेयं भूमिर्वरुणस्य राज्ञ उतासौ द्यौर्बृहती दूरे अन्ता ।
उतो समुद्रौ वरुणस्य कुक्षी उतास्मिन्नल्प उदके निलीनः ।
उत यो द्यामतिसर्पात् परस्तान्न स मुच्यातै वरुणस्य राज्ञः ।
दिवस्पशः प्रचरन्तीदमस्य सहस्राक्षा अति पश्यन्ति भूमिम् ॥
सर्वं तद्राजा वरुणो विचष्टे यदन्तरा रोदसी यत्परस्तात् ।
संख्याता अस्य निमिषो जनानामक्षानिव श्वघ्नी निमिनोति तानि ॥
ये ते पाशा वरुण सप्त सप्त त्रेधा तिष्ठन्ति विषिता रुशन्तः ।
सिनन्तु सर्वे अनृतं वदन्तं यः सत्यवाद्यति तं सृजन्तु ॥

= આ જગતનો મહાન અધિષ્ઠાતા જાણે પાસે રહીને જુવે છે, ચોર ફરતોફરતો જે કાંઇ વિચાર કરે છે. જે ઉભો રહે છે, ફરે છે, છેતરે છે, (વાંકો ચાલેછે) ગુફામાં ભરાય છે કે ઉંચે ચઢે છે એ સર્વ એ જાણે છે. એ સઘળું દેવો જાણે છે. બે જણા એકઠા બેસીને જે મન્ત્ર (વાત) કરે છે, તે ત્રીજો એવો વરુણ રાજા જાણે છે. વળી આ ભૂમિ વરુણ રાજાની છે; પેલું વિશાળ દ્યૌ (પ્રકાશનું ગગનમંડળ) પણ છેક છેડા સુધી એનું છે. આ બે સમુદ્ર (અન્તરિક્ષ અને સમુદ્ર) વરુણની કૂખ છે; અને આ અલ્પ જળ (ખાબોચીઆ)માં પણ એ છૂપાઇને રહ્યો છે. અહીંથી નાશીને આઘે આભલામાં જાય તો પણ કોઇ વરુણ રાજાથી છૂટતું નથી હજાર નેત્રવાળા એના દૂતો આકાશમાંથી બધે ફરે છે, આ સર્વ જુવેછે, ભૂમિની પાર જુવે છે. જે આકાશ અને પૃથ્વીની વચમાં અને એની પાર છે એ સઘળું વરુણ જુવે છે. પ્રાણીઓનાં નેત્રો પણ એનાં ગણેલાં છે પાસા નાંખનાર પાસા નાંખે તેમ. હે વરુણ! તારા સાત સાત—અને ત્રણ ગણા પાશ છે, તે સર્વે જેઓ અસત્યવાદી હોય તેને બાધ કરો, અને સત્યવાદીને છોડી દો.

૧૫. सहस्रबाहुः पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् ॥*

= હજાર હાથવાળો, હજાર નેત્રવાળો, હજાર પગવાળો એ પુરુષ ચો તરફથી ભૂમિને વીંટીને દશ આંગળ વધ્યો.

૧૬. एकं पादं नोत्खिदति सलिलाद्धंस उच्चरन् ।
यदङ्ग स तमुत्खिदेन्नैवाद्य न श्वः स्यात् ।
न रात्री नाहः स्यान्न व्युच्छेत्कदाचन ।

= હંસ જળમાંથી ઊડે છે ત્યારે એક પગ ઊપાડતો નથી. (ઇશ્વર સૃષ્ટિ કરે છે અને જીવરૂપ થાય છે ત્યારે પણ એનું અડધું સ્વરૂપ ઈશ્વિર અને જીવની પાર કાયમ રહે છે.) અરે! એ જો એ ઊપાડે તો આજ ન થાય અને કાલ ન થાય, રાત ન થાય અને દહાડો ન થાય, કદી પ્રભાત જ ન થાય.

૧૭. त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी ।
त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः ॥
उतैषां पितोत वा पुत्र एषामुतैषां ज्येष्ठ उत वा कनिष्ठः ।
एको ह देवो मनसि प्रविष्टः प्रथमो जात स उ गर्भे अन्तः ॥

= તું સ્ત્રી છે, તું પુરુષ છે, તું કુમાર છે, અને તું કુમારી છે; તું વૃદ્ધ થઈ લાકડી ઝાલીને (વાંકો) ચાલે છે, અને તું જન્મે છે તેવો ચોમુખ થાય છે. એમનો પિતા વા પુત્ર, એમનાથી મ્હોટો અને એમનાથી ન્હાનો, એવો એક જ દેવ મનમાં પ્રવેશેલો છે-એ સૌથી પ્રથમ થયો છે અને એ ગર્ભની અંદર છે.

---

* મૂળ ઋગ્વેદ સંહિતાનો આ મન્ત્ર થોડાક ફેરફાર સાથે બીજી સંહિતાઓમાં પણ જોવામાં આવે છે અને તે જ પ્રમાણે એકેશ્વરભાવનાના ઘણા મન્ત્રો જોવામાં આવે છે. તે ઉપરથી એમ જણાય છે કે એ ભાવના ઋષિઓને ખાસ પ્રિય થઈ પડી હતી.

१८. स्कम्भेनेमे विष्टभिते द्यौश्च भूमिश्च तिष्ठत: ।
स्कम्भ इदं सर्वमात्मन्वद्यत्प्राणन्निमिषच्च यत् ॥

= સ્કમ્ભ ( વિશ્વના સ્તમ્ભરૂપ પરમાત્મા ) વડે આ દ્યૌ અને પૃથ્વી ટેકાઈ રહેલાં છે. આ સર્વ જે આત્માવાળું છે, પ્રાણવાળું છે, અને આંખો મચમચાવે છે—તે સ્કમ્ભ છે.

१९. प्राणाय नमो यस्य सर्वमिदं वशे ।
यो भूतः सर्वस्येश्वरो यस्मिन्त्सर्वं प्रतिष्ठितम् ॥

= પ્રાણને નમસ્કાર—જે પ્રાણને આ સર્વ વશ છે. જે સર્વનો ઈશ્વર બનેલો છે, જેનામાં આ સર્વ સ્થપાએલું છે.

२०. वेदाहं सूत्रं विततं यस्मिन्नोताः प्रजा इमाः ।
सूत्रं सूत्रस्याहं वेदाथो यद्ब्राह्मणं महत् ॥

= વિસ્તરેલું ( દીર્ઘ—લાંબું ) સૂત્ર—જેમાં આ પ્રજા વણાએલી છે—તેને હું જાણું છું. એ સૂત્ર (પ્રકૃતિ)ના સૂત્ર (પરમાત્મા)ને હું જાણું છું—જે મહત્ બ્રહ્મ છે.

२१. पुण्डरीकं नवद्वारं त्रिभिर्गुणेभिरावृतम् ।
तस्मिन् यद्यक्षमात्मन्वत्तद्वै ब्रह्मविदो विदुः ॥

= નવ દ્વારવાળું કમળ—ત્રણ ગુણ ( રજ્જુ, વા રેસા; સાંખ્યના ગુણ )થી ઢંકાએલું છે. એમાં જે યજન કરવા યોગ્ય, આત્માવાળું રહેલું છે—તેને બ્રહ્મજ્ઞાનીઓ જાણે છે.

२२. सत्येनोत्तभिता भूमिः सूर्येणोत्तभिता द्यौः ।
ऋतेनादित्यास्तिष्ठन्ति दिवि सोमो अधि श्रितः ॥

= સત્યવડે પૃથ્વી ટેકાઈ રહી છે; સૂર્યવડે આકાશ ટેકાએલું છે, ઋત વડે આદિત્યો ઊભા રહે છે, દ્યુલોકમાં સોમ રહેલો છે.

२३. सत्यं बृहदृतमुग्रं दीक्षा तपो ब्रह्म यज्ञः पृथिवीं धारयन्ति ।
सा नो भूतस्य भव्यस्य पत्न्युरुं लोकं पृथिवी नः कृणोतु ॥

= વિશાળ સત્ય, ઉગ્ર ઋત, દીક્ષા, તપ, બ્રહ્મ, યજ્ઞ—એ પૃથ્વીનું ધારણ કરે છે, ભૂત અને ભવ્ય ( થએલું અને થવાનું ) એ સર્વની રાણી એવી પૃથ્વી તે અમારે માટે બ્હોળો લોક કરો.

૨૪. संहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः ।
अन्यो अन्यमभि हर्यत वत्सं जातमिवाघ्न्या ॥
अनुव्रतः पितुः पुत्रो मात्रा भवतु संमनाः ।
जाया पत्ये मधुमतीं वाचं वदतु शान्तिवान् ॥
मा भ्राता भ्रातरं द्विक्षन्मा स्वसारमुत स्वसा ।
सम्यञ्चः सव्रता भूत्वा वाचं वदत भद्रया ॥
ज्यायस्वन्तश्चित्तिनो मा वि यौष्ट संराधयन्तः सधुराश्चरन्तः ।
अन्यो अन्यस्मै वल्गु वदन्त एत सध्रीचीनान्वः संमनसस्कृणोमि ॥

= હું તમારૂં એકહૃદય, એકમન, અને દ્વેષરહિતતા કરૂં છું. એક બીજા પાસે જાઓ: જન્મેલું વાછરડું ગાય પાસે જાય છે તેમ. પુત્ર પિતાને અનુકૂળ રહો; માની સાથે એક મન કરો. સ્ત્રી શાન્તિથી પતિ પ્રત્યે મીઠી વાણી વદો. ભાઈ ભાઇનો દ્વેષ ન કરો, બ્હેન બ્હેનનો ન કરો, એકઠા મળી એકવ્રત ( પ્રતિજ્ઞા, નિયમ ) વાળા થઈ, શુભ રીતે વાણી વદો...જેઓ વડીલ છે, ડાહ્યા છે તેઓ છૂટા ન પડો. એકઠા સુખ ભોગવતા અને એકઠી કર્તવ્યધુરા વહતા ફરો. એક બીજા સાથે સુન્દર વાણી બોલો—આવો હું તમને એકઠા મેળવું, એકમનના કરૂં.

૨૫. स्योना भव श्वशुरेभ्यः स्योना पत्ये गृहेभ्यः ।
स्योनास्यै सर्वस्यै विशे स्योना पुष्टायैषां भव ॥

૨૩. સસરા સાસુ વગેરેને સુખકારી થા; પતિને સુખકારી થા; ઘરને ( ઘરનાં સર્વ જનોને ) સુખકારી થા. એ સર્વ લોકને સુખકારી થા. એઓની પુષ્ટિ ( વૃદ્ધિ ) થાય એમ સર્વને સુખકારી થા.

૨૬. ध्रुवा द्यौर्ध्रुवा पृथिवी ध्रुवं विश्वमिदं जगत् ।
ध्रुवासः पर्वता इमे ध्रुवो राजा विशामयम् ॥

ध्रुवं ते राजा वरुणो ध्रुवं देवो बृहस्पतिः ।
ध्रुवं त इन्द्रश्चाग्निश्च राष्ट्रं धारयतां ध्रुवम् ॥

= દ્યો સ્થિર છે, પૃથ્વી સ્થિર છે, આ સર્વ વિશ્વ સ્થિર છે. પર્વત સ્થિર છે, તેમ આ પ્રજાનો રાજા સ્થિર હો—આ તારૂં રાજ્ય, રાજા વરુણ, દેવ બૃહસ્પતિ, ઇન્દ્ર અને અગ્નિ—નિત્ય ધારણ કરો. ( રાજ્યાભિષેક સૂક્ત ).

૨૭. अग्निर्नः शत्रून् प्रत्येतु विद्वान् प्रति दहन्नभिशस्तिमरातिम् ।
स सेनां मोहयतु परेषां निर्हस्तांश्च कृणवज्जातवेदाः ॥

= અગ્નિ અમારા શત્રુઓ પ્રત્યે જાઓ; શત્રુઓને સામેથી બાળનાર એવો એ અગ્નિ. એ અગ્નિ દુશ્મનની સેનાને મૂર્છા પમાડો, અને એમને હાથવગરની ( શસ્ત્ર વાપરી ન શકે એવી ) કરો.

૨૮. दशवृक्ष मुञ्चेमं रक्षसो ग्राह्या अधि यैनं जग्राह पर्वसु
अथो एनं वनस्पते जीवानां लोकमुन्नय ॥

= દશ વૃક્ષ ! આને રાક્ષસથી અને ગ્રાહ( પિશાચ ) થી છોડવ. જેણે એને સાંધામાં ઝાલ્યો છે. હે વનસ્પતિ ! એને જીવલોકમાં ઉપાડી લાવ.

૨૯. न तं यक्ष्मा अरुन्धते नैनं शपथो अश्नुते ।
यं भेषजस्य गुग्गुलोः सुरभिर्गन्धो अश्नुते ॥

= એને, હે અરુન્ધતિ ! ક્ષય વળગતો નથી, અને શાપ ( અથવા મૂઠ ) લાગતો નથી—જેને ગૂગળ રૂપી ઔષધિનો સુગન્ધ વ્યાપી વળે છે.

૩૦. ओते मे द्यावापृथिवी ओता देवी सरस्वती ।
ओतौ म इन्द्रश्चाग्निश्च क्रिमिं जम्भयतामिति ॥

= મ્હારામાં દ્યૌ અને પૃથ્વી પરોવાએલાં છે, દેવી સરસ્વતી પરોવાએલી છે. ઇન્દ્ર અને અગ્નિ મ્હારામાં પરોવાએલા છે. ( રોગના ) ક્રિમિ ( કીટ ) ને મારે.*

[ अथर्ववेद संहिता. ]

---

* ઉત્તમ તત્ત્વજ્ઞાનના વિચારો રોગનિવારણના મન્ત્ર સાથે જોડાઇ ગયા છે.

૬.

# બ્રાહ્મણ.

૧. સંહિતા પછી વેદના ગ્રન્થોનો એક મ્હોટો ભાગ, તે ' બ્રાહ્મણ ' નામે ઓળખાય છે. ' બ્રહ્મન્ ' કહેતાં જે ધર્મનું તત્ત્વ, તેનો સ્થૂળ આકાર તે યજ્ઞની ક્રિયાઓ, અને એ ક્રિયાઓનું રહસ્ય જે ગ્રન્થોમાં બતાવવામાં આવ્યું છે તે ' **બ્રાહ્મણ** '. ઋગ્વેદસંહિતામાં યજ્ઞ સાદા રૂપમાં હતા, તે યજુર્વેદસંહિતામાં વિસ્તાર પામ્યા—એટલે હવે યજ્ઞ તે શું છે, અમુક યજ્ઞમાં અમુક અમુક ક્રિયાઓ કરવામાં આવે છે એનો શો અર્થ છે, અમુક દેવતાઓનાં નામ શાથી પડયાં છે, એમને યજ્ઞમાં અમુક કાળે કેમ બોલાવવામાં આવે છે, એમને અમુક સ્થાન કેમ આપવામાં આવે છે, અમુક ચરુ કે પુરોડાશ કેમ અર્પાય છે—ઇત્યાદિ યજ્ઞના સામાન્ય અને વિશેષ સ્વરૂપ સંબન્ધી અનેક પ્રશ્નો થવા લાગ્યા, અને એના ઉત્તર આ બ્રાહ્મણ ગ્રન્થમાં અપાવા માંડ્યા. અર્થાત્ બ્રાહ્મણ એ સંહિતાના ધર્મ ઉપર—સંહિતા ઉપર નહિં, પણ એના ધર્મ ઉપર—એક જાતની ટીકા ( પ્રવચન ) છે એમ કહીએ તો ચાલે.

૨. એ ટીકાને અંગે, એ ગ્રન્થોમાં શબ્દની વ્યુત્પત્તિઓ, રસિક આખ્યાયિકાઓ, અને યજ્ઞના રહસ્ય સંબન્ધી જે જે વિચારો અપાએલા છે તે (૧) સંહિતાના ધર્મ ઉપર કેટલુંક અજવાળું નાંખે છે, તથા (૨) આ નવીન સમયના ઋષિઓનો ધર્મ અને લોકસ્થિતિ સમજવામાં ઉપયોગી થાય છે; એટલું જ નહિ, પણ (૩) સંહિતાની પહેલાં પણ આર્ય લોકોની ધાર્મિક અને વ્યાવહારિક સ્થિતિ કેવી હશે એ વિષે કેટલીક જાણવા જોગ માહિતી પૂરી પાડે છે. પાછળના સમયમાં આપણે મહાભારત–પુરાણ વગેરેમાં જે કથાઓ સાંભળીએ છીએ તેમાંની કેટલીકનો પ્રથમ ઉલ્લેખ વા બીજ આ બ્રાહ્મણ–ગ્રન્થમાં જોવામાં આવે છે.

૩. ' બ્રાહ્મણ ' માં–અર્થાત્ શ્રુતિમાં કહેલા—' શ્રૌત ' યજ્ઞના બે પ્રકાર છેઃ હવિર્યજ્ઞ અને સોમયાગ. હવિર્યજ્ઞ સાદા અને ઘરમાં થઈ શકે એવા હતા. અગ્ન્યાધાન વિધિથી ' ગાર્હપત્ય, ' ' આહવનીય, ' અને ' દક્ષિણાગ્નિ ' એ નામના ત્રણ અગ્નિ સ્થાપવામાં આવતા. તેમાં ગાર્હપત્ય ઉપર હવિનો પાક કરવામાં આવતો, આહવનીયમાં હોમ થતો, અને દક્ષિણાગ્નિમાં

શત્રુનિવારણ વગેરે અભિચાર પ્રયોગના ખાસ પ્રસંગે આહુતિ આપવામાં આવતી. હવિર્યજ્ઞમાં ઘણે ભાગે દૂધ–ઘી–ધાન્ય વગેરે પદાર્થો અગ્નિમાં હોમ-દ્વારા દેવોને અર્પવામાં આવતા. અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ વગેરે હવિર્યજ્ઞના પ્રકાર છે. સ્હવાર સાંઝ દિવસમાં બે વખત અગ્નિમાં હોમ કરવો એ ‘ અગ્નિહોત્ર ’; ‘દર્શ’ તે નવો ચન્દ્ર દેખાય તે દહાડાનો (અમાવાસ્યાનો), અને ‘ પૂર્ણમાસ ’ તે ચન્દ્ર પૂર્ણ થાય તે દિવસનો ( પુનમનો ) યજ્ઞ છે. શ્રૌતયજ્ઞનો બીજો પ્રકાર તે સોમયાગ. સોમયાગ મ્હોટા યજ્ઞો હતા–એમાં જથાબંધ લોકો ભાગ લેતા, ઋત્વિજની સંખ્યા પણ મ્હોટી હતી અને પુષ્કળ દ્રવ્ય ખર્ચાતું. આ યાગમાં બહુ ઠાઠમાઠથી અને વિધિપુરઃસર સોમ નામની ઓષધિ લાવી, એનો પત્થર (‘ગ્રાવા,’‘અદ્રિ’ ) વતી રસ કાઢી, પાત્રમાં ભરી, દેવોને અર્પવામાં આવતો, અને ઋષિઓ પોતે પણ એનું પાન કરતા. ‘ અગ્નિષ્ટોમ’, ‘રાજસૂય’, ‘અશ્વ-મેધ ’ વગેરે સોમયોગના પ્રખ્યાત પ્રકારો છે. ‘ અગ્નિષ્ટોમ ’ એ એક ન્હાનો સોમયાગ છે. રાજસૂય અને અશ્વમેધ રાજા માટે છે. મ્હોટા સોમયાગમાં વેદિ ચણવાની ક્રિયા બહુ મહત્ત્વની હોય છે. યજ્ઞવાટમાં પકવેલી ઈંટોવતી વેદિ ચણવામાં આવે છે, ઈંટો એક એક મન્ત્ર ભણીને ગોઠવવામાં આવે છે, અને અગ્નિની સ્થાપના પણ પુષ્કળ વિધિપૂર્વક કરાય છે. વેદિ ‘ સુપર્ણ ’ કહેતાં ગરુડપક્ષીના આકારની બાંધવામાં આવે છે, અને એમ કરવામાં રહસ્ય એ રહેલું છે કે સોમ દ્યુ( સ્વર્ગ )લોકમાં વસે છે, ત્યાંથી ગાયત્રી છન્દ સુપર્ણનું રૂપ ધારણ કરી એને પૃથ્વી ઉપર લાવે છે.* [ સોમયાગ એ બ્રાહ્મણ કાળમાં નવો ઉત્પન્ન થએલો યજ્ઞ નથી. ઋગ્વેદસંહિતામાં પણ દેવતાઓને સોમ અર્પવામાં આવે છે, અને ઇરાની આર્ય લોકોના ધર્મમાં પણ ‘હઓમ’ નામે એ પ્રસિદ્ધ છે. બંને ધર્મમાં ‘ સોમ ’ યા ‘ હઓમ ’ એ સ્વર્ગલોકનો કોઇક ગેબી–અલૌકિક–પદાર્થ હોય એવી સમજણ જોવામાં આવે છે.]

૪. બ્રાહ્મણમાં, પ્રજાપતિ, યજ્ઞ વા હવિ, અને યજમાન એની ગૂઢ એકતાનું પ્રતિપાદન કરવામાં આવે છે. ઋગ્વેદસંહિતાના પુરુષસૂક્તમાં પુરુષને હવિરૂપે કલ્પી એના શરીરના વિભાગદ્વારા સૃષ્ટિ થતી વર્ણવી છે, તેથી યજ્ઞ તે આ સૃષ્ટિનું રૂપક છે એમ સમજણ થઇ છે. વળી એ પુરુષ તે બ્રહ્માંડવ્યાપી પુરુષ છે તેથી પ્રજાપતિ અને યજમાન એક છે એમ પણ જણાવવામાં આવે છે.

---

* ડૉ. એગલિંગ—એનસાઇક્લોપીડિયા બ્રિટૅનિકા.

૫. બ્રાહ્મણ-ગ્રન્થ વાંચતાં ઋષિઓના ધર્મ પરત્વે (૧) એક વાત એ દીસી આવે છે કે તેઓના યજ્ઞો તે માત્ર અર્થ વગરની જાદુઇ ક્રિયાઓ જ ન હતી, પણ એમાં ઋષિઓ પોતાના કેટલાક ધાર્મિક વિચારો મૂર્તિમન્ત કરતા. (જુવો શતપથ બ્રાહ્મણનું 'અગ્નિરહસ્ય' પ્રકરણ) જેમકે યજમાન કૃષ્ણ ચર્મ ઓઢે છે એમાં ચર્મ તે અદિતિની ત્વચા છે એમ ભાવના કરવાની છે. (૨) બીજું—બ્રાહ્મણ યુગમાં વૈદિક ધર્મ કર્મજાળથી બહુ છવાઇ ગયો હતો, પરંતુ તે જ સાથે પ્રાચીન એકેશ્વરભાવના પણ નજરે પડે છેઃ ઋષિઓ પ્રજાપતિરૂપે એક પરમાત્માનું યજન કરે છે, અને યજ્ઞ તે આ વિશ્વનું સ્વરૂપ છે એમ સમજે છે, તથા એ સમજણથી ઘણા વિધિઓ રચે છે. એમ કહીએ તો પણ ચાલે કે પ્રાચીન ઋષિઓના ભક્તિના ઉદ્રેકમાંથી યજ્ઞકર્મ વધી પડયાં હતાં તે વધારે વિસ્તારવા માટે નહિ, પણ એ સર્વમાં આ વિશ્વનું સ્વરૂપ દર્શાવવા માટે તથા એક પ્રજાપતિનું સ્મરણ જાગતું રાખવા માટે બ્રાહ્મણગ્રન્થની મુખ્ય પ્રવૃત્તિ હતી.

---

## ઊતારા.

१. यज्ञेन वै देवा इमां जितिं जिग्युः

= યજ્ઞવડે દેવો આ જીત જીત્યા.

२. अक्षय्यं ह वै सुकृतं चातुर्मास्ययाजिनो भवति

= જે ચાતુર્માસ્ય યજ્ઞ કરે છે તેનું પુણ્ય અક્ષય્ય થાય છે.

३ सैषा त्रयी विद्या यज्ञः । तस्या एतच्छिल्पमेष वर्णस्तद्यत् कृष्णाजिनं भवति ।........अथ कृष्णाजिनमादत्ते........अदित्यास्त्वगसि ।

= તે આ ત્રયી વિદ્યા તે યજ્ઞ. એનું આ શિલ્પ (સુંદર બનાવટ), આ વર્ણ તે આ કૃષ્ણાજિન (કૃષ્ણ ચર્મ). કૃષ્ણ ચર્મ ઓઢે છે—(આ પ્રમાણે ભણીને કે) 'તું અદિતિની ત્વચા છે.'

४ यावती वै वेदिः तावती पृथिवी । ओषधयो बर्हिः । तदस्यामे-

वैतत्पृथिव्यामोषधीर्दधाति ता इमा अस्यां पृथिव्यामोषधयः प्रतिष्ठितास्तस्माद्बर्हिस्तृणाति ।

= જેટલી વેદિ તેટલી પૃથ્વી. દર્ભ એ ઓષધિ (વનસ્પતિ). આ પૃથ્વીમાં ઓષધિઓ મૂકે છે. તે આ ઓષધિઓ પૃથ્વીમાં રહેલી છે. તેથી દર્ભ પાથરે છે. તેથી ખૂબ દર્ભ પાથરવા એમ કહે છે.

૫ प्रजापतिरश्वमेधमसृजत........प्रजापतिरकामयत अश्वमेधेन यजेयेति........राजा वा एष यज्ञानां यदश्वमेधः ।

= પ્રજાપતિએ અશ્વમેધ (યજ્ઞ) સર્જ્યો...પ્રજાપતિએ ઇચ્છા કરી કે અશ્વમેધ યજ્ઞ વડે યજન કરૂં. આ અશ્વમેધ તે યજ્ઞોનો રાજા છે.

૬ पुरुषो ह नारायणोऽकामयत अतितिष्ठेयं सर्वाणि भूतान्यहमेवेदं सर्वं स्यामिति । स एतं पुरुषमेधं पञ्चरात्रं यज्ञक्रतुमपश्यत् तमाहरत् तेनायजत । तेनेष्ट्वात्यतिष्ठत् सर्वाणि भूतानीदं सर्वमभवत् । अतितिष्ठति सर्वाणि भूतानीदं सर्वं भवति य एवं विद्वान् पुरुषमेधेन यजते यो वै तदेवं वेद ।

= પુરુષ—નારાયણ-એણે ઇચ્છા કરી કે હું સર્વ થાઉં. એણે આ પુરુષમેધ નામનો પંચરાત્રનો યજ્ઞક્રતુ (ક્રિયા-સંકલ્પાત્મક યાગ) જોયો, એને આણ્યો, અને એ વડે યજન કર્યું. એ વડે યજન કરીને એ (નારાયણ) સર્વ ભૂતો થકી અધિક થયો, આ સર્વ થયો. જે એ પ્રમાણે જાણતો હોઈ પુરુષમેધવડે યજન કરે છે, તે સર્વ ભૂતો કરતાં અધિક થાય છે, આ સર્વ થાય છે—એ આ પ્રમાણે જાણે છે.

૭ अथ यस्मात् पुरुषमेधो नाम । इमे वै लोकाः पूरयमेव पुरुषो योऽयं पवते सोऽस्यां पुरि शेते तस्मात्पुरुषः । तस्य यदेषु लोकेष्वन्नं तदस्यान्नमेधस्तद्यदस्यैतदन्नं मेधस्तस्मात्पुरुषमेधः ।

= હવે પુરુષમેધ જે માટે કહેવાય છે તેઃ આ લોક તે પુર, એમાં જે હાલે છે તે જ પુરુષ. તેના આ લોકમાં જે અન્ન છે તે એનું અન્નમેધ. તે પુરુષનું આ અન્ન મેધ, જેથી પુરુષમેધ.

८ सूर्यो ह वा ऽअग्निहोत्रम् । तद्यदेतस्या अग्रऽआहुतेरुदैत्तस्मात्सू-र्योऽग्निहोत्रम् ।

= સૂર્ય એ અગ્નિહોત્રઃ એ આ આહુતિના અગ્રે ( પહેલાં ) ઊગે છે, તેથી સૂર્ય તે અગ્નિહોત્ર.

९ तद्वाऽ एष एवेन्द्रः य एष तपति । अथैष एव वृत्रो यच्चन्द्रः ।

= તે જ આ ઇન્દ્ર—જે આ (સૂર્ય) તપે છે; તે જ આ વૃત્ર—જે ચન્દ્રમા છે.

१० अग्निर्वै स देवस्तस्यैतानि नामानि शर्व इति यथा प्राच्या आचक्षते भव इति यथा बाहीकाः । पशूनां पती रुद्रोऽग्निरिति । तान्यस्याशान्तान्ये-वेतराणि नामान्यग्निरित्येव शान्ततमं........ ।

= તે દેવ અગ્નિ. એનાં આ નામઃ—શર્વ પૂર્વ દેશના લોક કહે છે તેમ ભવ બાહીક કહે છે તેમ પશુઓનો પતિ–રુદ્ર અને અગ્નિ. આ એનાં બીજાં અશાન્ત ( ઘોર, વિકરાળ ) નામ છે; અગ્નિ એ જ અત્યન્ત શાન્ત નામ છે.

११ अग्ने गृहपते सुगृहपतिरत्वयाऽग्नेऽहं गृहपतिना भूयासं सुगृहप-तिस्त्वं मयाग्ने गृहपतिना भूयाः ।

= હે ગૃહપતિ અગ્નિ! તારા–ગૃહપતિ–વડે હું સારો ગૃહપતિ થાઉં. એ અગ્નિ! મારા–ગૃહપતિ–વડે તું સારો ગૃહપતિ થા.

१२ ऋणं ह वै जायते योऽस्ति । स जायमान एव देवभ्य ऋषिभ्यः पितृ-भ्यो मनुष्येभ्यः ॥ स यदेव यजेत तेन देवेभ्य ऋणं जायते तद्धयेभ्य एतत्क-रोति यदेनान्यजते यदेभ्यो जुहोति ॥ अथ यदेवानुब्रुवीत तेनऋषिभ्य ऋणं जायते तद्धयेभ्य एतत्करोत्यृषीणान्निधिगोप इति ह्यनूचानमाहुः ॥ अथ यदेव प्रजामिच्छेत । तेन पितृभ्य ऋणं जायते तद्धयेभ्य एतत्करोति यदेषा सन्त-

ताव्यवछिन्ना प्रजा भवति। अथ यदेव वासयेत तेन मनुष्येभ्य ऋणं जायते तद्धयेभ्य एतत्करोति यदेतान्वासयते यदेभ्योऽशनं ददाति स य एतानि सर्वाणि करोति स कृतकर्म्मा तस्य सर्वमाप्तं सर्वं जितम्॥

= જે કાંઈ છે તે ઋણ (દેવું, દેવારૂપે) જ ઉત્પન્ન થાય છે. એ જન્મે છે તેવો જ દેવો પ્રત્યે, ઋષિ પ્રત્યે, પિતૃ પ્રત્યે, અને મનુષ્યો પ્રત્યે ઋણ લઇને જ જન્મે છે. (૧) એ જે કાંઈ યજ્ઞ કરે છે તેનું કારણ કે (જન્મતાં વાંત) દેવો પ્રત્યે ઋણ થાય છે, તેથી તેઓ પ્રત્યે એ આ કરે છે. તેઓનું યજન કરે છે, તેઓને આહુતિ આપે છે. (૨) હવે, એ અધ્યયન કરે છે તેનું કારણ કે એને ઋષિઓ પ્રત્યે ઋણ થાય છે, તેથી તેઓ પ્રત્યે એ આ કરે છે—અનૂચાનને (વેદનું ગુરુ પાસેથી અધ્યયન કરનારને) ઋષિઓનો નિધિગોપ (ભંડારરક્ષક, ખજાનચી) કહે છે. (૩) હવે, જે પ્રજા ઇચ્છે છે તેનું કારણ કે એને પિતૃ પ્રત્યે ઋણ થાય છે, તેથી તેઓ પ્રત્યે એ આ પ્રમાણે કરે છે–જેથી તેઓની સન્તત અને અવ્યવચ્છિન્ન પ્રજા થાય છે. (૪) હવે એ જે (અતિથિને) વાસ આપે છે તેનું કારણ કે એને મનુષ્ય પ્રત્યે ઋણ થાય છે, તેથી તેઓ પ્રત્યે એ આ કરે છે–તે એ કે તેઓને (મનુષ્યોને) વાસ આપે છે, અન્ન આપે છે. જે આ સર્વ કરે છે તે કૃતકર્મા (કૃતકૃત્ય, કરવાનું કરેલું એવો) છે. એણે સર્વ મેળવ્યું છે, સર્વ જીત્યું છે.

१३ अग्नि र्वै देवानामवमो विष्णुः परमस्तदन्तरेण सर्वा अन्या देवताः।

= અગ્નિ એ દેવોમાં સૌથી ન્હાનો, વિષ્ણુ સૌથી મ્હોટો, બીજા સર્વ દેવ એમની વચમાં.

[ અગ્નિ રોજ ઘરમાં પ્રજવાળાય, અને નિકટમાં નિકટ–તેથી ન્હાનો; વિષ્ણુ વ્યાપક, માટે સૌથી મ્હોટો. ]

१४ यज्ञो वै देवेभ्य उदक्राम त्तं वेद्यामन्वविन्दन्। यद्वेद्यामन्वविन्दन्स्तद्वेदेर्वेदित्वम्।

= યજ્ઞ દેવો પાસેથી જતો રહ્યો...એને વેદિમાં શોધી કાઢ્યો. વેદિમાં શોધી કાઢ્યો, તેથી વેદિ તે 'વેદિ' (विद्–જાણવું, શોધી કાઢવું ઉપરથી) કહેવાઈ.

१९ अपत्नीकोऽग्निहोत्रं कथमेव जुहोति?...........
श्रद्धा पत्नी सत्यं यजमानः। श्रद्धा सत्यं तदुत्तमं मिथुनम्
श्रद्धया सत्येन मिथुनेन स्वर्गान् लोकान् जयन्ति.

= પત્ની મરી ગઈ હોય એણે અગ્નિહોત્ર–હોમ કેવી રીતે કરવો?... શ્રદ્ધા એ પત્ની છે; સત્ય એ યજમાન ( અગ્નિહોત્રી–પતિ ) છે. શ્રદ્ધા અને સત્ય એ ઉત્તમ જોડું છે. શ્રદ્ધા અને સત્ય એ જોડાવડે સ્વર્ગ લોકને જીતે છે ( પ્રાપ્ત કરે છે. )

१६ सा वा गायत्र्येव यदग्निष्टोमः। चतुर्विंशत्यक्षरा वै गायत्री, चतुर्विंशत्यग्निष्टोमस्यस्तुतशस्त्राणि........स वा एष संवत्सर एव यदग्निष्टोमश्चतुर्विंशत्यर्धमासो वै संवत्सरश्चतुर्विंशतिरग्निष्टोमस्य स्तुतशस्त्राणि। तं यथा समुद्रं स्रोत्या एवं सर्वे यज्ञक्रतवोऽपि यन्ति ॥

= આ જે અગ્નિષ્ટોમ તે ગાયત્રી જઃ ગાયત્રીને ચોવીસ અક્ષર હોય છે, અને અગ્નિષ્ટોમમાં સ્તુતિઓના મન્ત્ર પણ ચોવીસ હોય છે...આ અગ્નિષ્ટોમ સંવત્સર ( વર્ષ ) જ. સંવત્સરમાં ચોવીસ અર્ધ માસ ( પખવાડીઆં) હોય છે, અને અગ્નિષ્ટોમમાં સ્તુતિના મન્ત્ર પણ ચોવીસ છે. જેમ સમુદ્રમાં સર્વ નદીઓ જાય છે, તેમ સર્વ યજ્ઞક્રતુઓ અગ્નિષ્ટોમમાં છે.

१७ प्रजापतिरकामयत प्रजायेय भूयान्त्स्यामिति स तपोऽतप्यत स तपस्तप्त्वेमां ल्लोकानसृजत पृथिवीमंतरिक्षं दिवम्। तां ल्लोकानभ्यतपत्तेभ्योऽभितप्तेभ्यस्त्रीणि ज्योतींष्यजायंताग्निरेव पृथिव्या अजायत वायुरंतरिक्षादादित्यो दिवः तानि ज्योतींष्यभ्यतपत्तेभ्योऽभितप्तेभ्यस्त्रयो वेदा अजायंत ऋग्वेद एवाग्नेरजायत यजुर्वेदो वायोः सामवेद आदित्यात्। तान्वेदानभ्यतपत्तेभ्योऽभितप्तेभ्यस्त्रीणि शुक्राण्यजायंत भूरित्येव ऋग्वेदादजायत भुव इति यजुर्वेदात्स्वरिति सामवेदात्। तानि शुक्राण्यभ्यतपत्तेभ्योऽभितप्तेभ्यस्त्रयो वर्णा अजायंताकार उकारो मकार इति। तानेकधा समभरत्तदेतदोमिति। तस्मादोमोमिति प्रणौत्योमिति वै स्वर्गो लोक ओमित्यसौ योऽसौ तपति.

= પ્રજાપતિએ ઇચ્છા કરી કે હું પ્રજા કરૂં ( પ્રજારૂપે ઉત્પન્ન થાઉં), બહુ થાઉં. એણે તપ કર્યું. એણે તપ કરીને આ લોક સર્જ્યાઃ પૃથ્વી, અન્તરિક્ષ અને દ્યૌ. એ લોકનું તપન કર્યું. એ તપ્યા ત્યારે એમાંથી ત્રણ જ્યોતિ ઉત્પન્ન થયાંઃ અગ્નિ પૃથ્વીમાંથી ઉત્પન્ન થયો, વાયુ અન્તરિક્ષમાંથી, આદિત્ય ( સૂર્ય ) દ્યૌમાંથી. એ જ્યોતિઓનું એણે તપન કર્યું. તેઓથી તપ્યા ત્યારે એમાંથી ત્રણ વેદ ઉત્પન્ન થયાઃ ઋગ્વેદ અગ્નિમાંથી ઉત્પન્ન થયો, યજુર્વેદ વાયુમાંથી, સામવેદ આદિત્યમાંથી. એ વેદનું તપન કર્યું. એ તપ્યા ત્યારે એમાંથી ત્રણ શુક્ર ( બીજ ) ઉત્પન્ન થયાંઃ ' ભૂઃ ' ઋગ્વેદમાંથી ઉત્પન્ન થયું, ' ભુવઃ ' યજુર્વેદમાંથી, ' સ્વઃ ' સામવેદમાંથી. એ શુક્રનું તપન કર્યું. એ તપ્યાં ત્યારે એમાંથી ત્રણ વર્ણ ઉત્પન્ન થયા—અકાર, ઉકાર, મકાર. એ ત્રણને એકઠા ભર્યા એટલે આ ' ઓમ્ ' થયો. તેથી ' ઓમ્ ' ' ઓમ્ ' એમ પ્રણવ ( સ્તુતિ ) ઉચ્ચાર કરે છે. ઓમ્ એ સ્વર્ગ લોક, એ જે તપે છે તે ( સૂર્ય—આદિત્ય ) ઓમ્.

१८ असौ वा अस्यादित्यो यूपः पृथिवी वेदिरोषधयो बर्हिर्वनस्पतय इध्मा आपः प्रोक्षण्यो दिशः परिधयो यद्ध वा अस्य किंच नश्यति यन् म्रियते यदुपाजंति सर्वं हैं वैनं तदमुष्मिंल्लोके यथा बर्हिषि दत्तमागच्छेदेवमागच्छति य एवं विद्वानग्निहोत्रं जुहोति.

= એ આદિત્ય તે એનો યૂપ ( યજ્ઞસ્તંભ ), પૃથ્વી તે વેદિ, ઓષધિ તે દર્ભ, વનસ્પતિ તે બળતણ, જળ તે પ્રોક્ષણપાત્ર, દિશાઓ તે પરિધિ ( અગ્નિની આસપાસ મૂકેલાં કાષ્ઠ ) એનું કાંઈ નાશ પામે કે મરે કે કોઈ લઈ જાય–તે સઘળું એને પરલોકમાં મળે છે. દર્ભ ઉપર મૂકેલું જેમ આવે તેમ આવે છેઃ જે આ પ્રમાણે જાણીને ( સમજીને ) અગ્નિહોત્ર હોમે છે તેને.

१९ पुरुषं वै देवाः पशुमालभंत, तस्मादालब्धान्मेध उदक्रामत्सोऽश्वं प्राविशत्तस्मादश्वो मेध्यो भवदथैनमुत्क्रांतमेधमत्यार्जंत, स किंपुरुषोभवत्तेऽश्व मालभंत सोऽश्वादालब्धादुदक्रामत्स गां प्राविशत्तस्मात् गौर्मेध्यो भवदथैन-मुत्क्रांतमेधमत्यार्जंत, स गौरमृगो भवत्ते गामालभंत. स गोरालब्धादुदक्रामत्सो-ऽविं प्राविशत्तस्मादविर्मेध्यो भवदथैनमुत्क्रांतमेधमत्यार्जंत, स गवयो भवत्तेऽ-

विमालभंत, सोऽश्वेरालब्धादुदक्रामत्सोऽर्जं प्राविशत्तस्मादजो मेध्योभवदथैन मुत्क्रांतमेधमत्यार्जंत, स उष्ट्रोभवत्सोऽजेज्योक्तमामिवारमत–तस्मादेष एतेषां पशूनां प्रयुक्ततमो यदजस्तेऽजमालभंत, सोऽजादालब्धादुदक्रामत्स इमां प्राविशत्तस्मादियं मेध्या भवदथैनमुत्क्रांतमेधमत्यार्जंत, स शरभोऽभवत्त एव उत्क्रांतमेधा अमेध्याः पशवस्तस्मादेतेषां नाश्नियात्तमस्यामन्वगच्छंत्सोऽनुगतो व्रीहिरभवत्तद्यत्पशौ पुरोळाशमनु निर्वपंति, स मेधेन नः पशुनेष्टमसत् केवलेन नः पशुनेष्टमसदिति, स मेधेन हास्य पशुनेष्टं भवति केवलेन हास्य पशुनेष्टं भवति य एवं वेद ॥

स वा एष पशुरेवालभ्यते यत्पुरोळाशस्तस्य यानि किंशारूणि तानि रोमाणि, ये तुषाः सा त्वग्ये फलीकरणास्तदसृग्यत्पिष्टं किक्नसास्तन्मांसं; यत्किंचित्कंसारं तदस्थि सर्वेषां वा एष पशूनां मेधेन यजते यः पुरोळाशेन यजते ॥

= (ઉપયોગી સાર) દેવોએ પુરુષને પશુ કરીને યજ્ઞમાં માર્યો. એને માર્યો ત્યારે એનામાંથી મેધ ( યજ્ઞનો પવિત્ર અંશ ) નીકળ્યો અને તે અશ્વમાં પેઠો.

| | | | |
|---|---|---|---|
| ... | ... | ... | ગોમાં પેઠો. |
| ... | ... | ... | બકરામાં પેઠો. |
| ... | ... | ... | ઘેટામાં પેઠો. |
| ... | ... | ... | વ્રીહિ (ડાંગેર) માં પેઠો.. |

આ પુરોડાશ વ્હેરાય છે તે પશુ જ વ્હેરાય છે. એનાં ( ડાંગેરનાં ) છૂંછાં તે રૂંવાં છે; છોડાં તે ચામડી છે.........

२० ऋषयो व सरस्वत्यां सत्रमासत–ते कवषमैलूषं सोमादनयन् दास्याः पुत्रः कितवोऽब्राह्मणः कथं नो मध्ये दीक्षिष्टेति ? तं बहिर्धन्वोदवहन्नत्रैनं पिपासा हंतु सरस्वत्या उदकं मा पादिति स बहिर्धन्वोदूळ्हः पिपासया वित्तएतदपोन्त्रीयमपश्यत्, प्रदेवत्रा ब्रह्मणे गातुरेत्विति तेनायां प्रियं धामोपागच्छत्तमापोऽनूदा यस्तं सरस्वती समंतं पर्यधावत्तस्मात्धाप्येतर्हि परिसार-

**कमित्याचक्षते यद्देनं सरस्वती समंतं परिससार–ते वा ऋषयो ब्रुवन्विदुर्वा इमं देवा उपेमं ह्वयामहा इति तथेति तमुपाव्हयंत.**

= ઋષિઓ સરસ્વતીને કાંઠે યજ્ઞ કરવા બેઠા હતા. તેઓએ કવષ ઐલૂષને સોમ આગળથી હાંકી કાઢયો–એમ કહીને કે અરે! દાસીપુત્ર! લુચ્ચા! અબ્રાહ્મણ હોઇને તું શી રીતે (યજ્ઞની) વચમાં દીક્ષા લઇને બેઠો છે? એમ કહીને એને દેશપાર મરુદેશમાં લઇને નાંખ્યો, એમ ધારીને કે ભલે એ તરશે મરી જાય, અને સરસ્વતીનું પાણી પીવા ન મળે! એણે એ નિર્જળ પ્રદેશમાં દેશવટો પામીને 'અપોનપ્ત્રીય' સૂક્ત જોયું. અને જળનું મનોહર ઠામ એની પાસે આવ્યું. જળ એની પાસે આવ્યું. સરસ્વતી એની આસપાસ ફરી વળી........

ઋષિઓ બોલ્યા—એને દેવોએ ઓળખ્યો માટે આવો આપણે એને બોલાવીએ.

[**ऐतरेय** અને **शतपथ–ब्राह्मण.**]

---

૭.

# આરણ્યક અને ઉપનિષદ્.

૧. સંહિતા અને બ્રાહ્મણ પછી વેદનો છેલ્લો વિભાગ તે **આરણ્યક અને ઉપનિષદ્.** જેમ કેટલીકવાર સંહિતા સાથે બ્રાહ્મણ ભાગ ભળેલો દીઠામાં આવે છે, તેમ કેટલીકવાર બ્રાહ્મણ સાથે આરણ્યક અને ઉપનિષદ્ પણ સળંગ જોડાએલાં હોય છે. ત્રણ મળી 'વેદ' કહેવાય છે. તેમાં આરણ્યક અને ઉપનિષદ્‌માં વેદનો 'અન્ત' એટલે કે છેવટનો ભાગ યા સિદ્ધાન્ત* રહેલો છે તેથી એને 'વેદાન્ત' કે 'વેદનું શિર' એવું નામ આપવામાં આવે છે.

---

* 'વેદનો સિદ્ધાન્ત' એ સાંપ્રદાયિક અર્થ છે. વેદના પ્રકટ થવામાં જેઓ કાલિક ક્રમ ન માને તેમને પણ, ઉપનિષદ્‌ને અધ્યયનક્રમમાં 'વેદનો છેવટનો ભાગ' કહેવામાં બાધ આવતો નથી. તેથી અત્રે બંને અર્થ મૂકયા છે.

૨. સંહિતામાં ઘણે ભાગે તત્ત્વજ્ઞાન ઊંડું લપાએલું છે,+ અને જેટલું સ્પષ્ટ પ્રકટ થયું છે તેટલું પણ ઘણુંખરૂં સાદું છે, તેથી તત્ત્વજ્ઞાનના ઊંડા અને ઝીણા પ્રશ્નોના ઉત્તર એમાં મળતા નથી. કારણ ખુલ્લું છેઃ સંહિતા એ ભક્તિપ્રધાન અને સામાન્ય જનસમાજની ધાર્મિક વૃત્તિ સંતોષવા અર્થે છે. તે પછી બ્રાહ્મણ ગ્રન્થો—જે કર્મ( યજ્ઞ )-પ્રધાન છે-એમાં, તત્ત્વજ્ઞાનની ઊંડી સમજણ યજ્ઞ સાથે ભળેલી છે, અને યજ્ઞના રહસ્ય સંબન્ધી પણ ચર્ચા થવા માંડી છે–પણ હજી વિશાળ અને પુષ્કળ તત્ત્વજ્ઞાન એમાં પણ પ્રકટ થતું નથી. એ તત્ત્વ-જ્ઞાન આરણ્યકમાં ચાલવા માંડી ઉપનિષદ્‌માં પરા કાષ્ઠાએ પહોંચે છે.

૩. 'આરણ્યક' એ બ્રાહ્મણ અને ઉપનિષદ્ વચ્ચેની કડી છે. એ ગ્રન્થો અરણ્યમાં જ રચાયા હતા એમ કેટલાકનું માનવું છે; અરણ્યમાં જ એ વાંચવાના છે એમ બીજાઓનું કહેવું છે. ગમે તેમ હો, પણ એટલું તો ખુલ્લું છે કે સામાન્ય સંસારવ્યવહાર છોડી અરણ્યમાં જઈ ધર્મપરાયણ જીવન ગાળનાર–અને એને અંગે પરમાત્માના સ્વરૂપ વિષે ચિન્તન કરનાર જનોના એ ગ્રન્થો છે. એ ગ્રન્થોમાં, અને એ જનોના જીવનમાં, હજી યજ્ઞ સ્થાન ભોગવે છે, પણ તે સાથે તત્ત્વ-ચિન્તન પણ શરૂ થઈ ચૂક્યું છે.

૪. ઉપનિષદ્‌માં એ તત્ત્વચિન્તન પરિપૂર્ણ થાય છે. સંહિતામાં ઋષિઓ 'અમને અન્ન આપો, વીરપુત્રો આપો, અમારાં મનુષ્યોને અને પશુ-ઓને સુખી કરો' એમ સાંસારિક સુખ માગતા હતા, તેને બદલે હવે 'મનુષ્યની ખરી તૃપ્તિ ધનથી થતી નથી.' આ 'આખી પૃથ્વી સુવર્ણથી ભરી હોય તો પણ શું?' એથી કાંઈ અમૃતત્વ પ્રાપ્ત થશે?' -ઇત્યાદિ સિદ્ધાન્તો પ્રકટ થાય છે. અને આ રીતે સંહિતાથી માંડી ઉપનિષદ્ સુધીમાં, સર્વ પ્રકારના મનુષ્યોને સન્તોષ આપે એવું ધાર્મિક સાહિત્ય પ્રકટ થએલું છે.

૫. 'ઉપનિષદ્'—શબ્દના બહુ રીતે અર્થ કરવામાં આવ્યા છે. પ્રાચીન ટીકાકારો તરફથી, 'सद्' ધાતુના ગતિ અને હિંસા ( નાશ )

---

+ જુવો—'બ્રહ્મ' 'ઋત' વગેરે ધર્મવાચક શબ્દો.

એવા બે અર્થ થાય છે તે ઉપરથી **પરમાત્માને પહોંચાડનાર** વા **અજ્ઞાનનો નાશ કરનાર** એમ 'ઉપનિષદ્' શબ્દના બે અર્થ કરવામાં આવે છે.* પરંતુ હાલમાં પાશ્ચાત્ય વિદ્વાનોએ બીજા કેટલાક અર્થો પણ સૂચવ્યા છે. **ઉપ** એટલે પાસે અને **नि + सद्** એટલે બેસવું–એ ઉપરથી ગુરુ પાસે જઇને બેસીને, પ્રાપ્ત કરવાની વિદ્યા× એવો એક સાદો અર્થ સૂચવાયો છે. એક વિદ્વાન,† **नि + षद्** એ **आस्** સાથે એકાર્થક હોઈ, ઉપનિષદ્નો 'ઉપાસના' અર્થ કરે છે. અને તે ઉપરાંત હાલમાં ડૉઇસન નામના એક જર્મન વિદ્વાને ઉપનિષદ્ શબ્દ વેદમાં જે જે જુદે જુદે સ્થળે વપરાયો છે તે એકઠાં કરી એ ઉપરથી એનો અર્થ **રહસ્ય** એવો કર્યો છે. ખરૂં જોતાં,+ આ સર્વ અર્થો ઉપનિષદ્ શબ્દમાં ભળેલા છે. અજ્ઞાનનો નાશ કરી પરમાત્માને પહોંચાડનારી વિદ્યા—જે ગુરુ પાસે જઇને બેસીને પૂર્ણ જિજ્ઞાસાથી અને વૃત્તિઓ વશ કરીને પ્રાપ્ત કરવાની છે, જેમાં પરમાત્માની ખરી ઉપાસના બતાવેલી છે, અને જેમાં વેદનું ખરૂં રહસ્ય રહેલું છે તે—ઉપનિષદ્.

૬. મૂળ ઉપનિષદ્ની સંખ્યામાં જતે દહાડે ઘણો વધારો થઇ ગયો છે.* પણ આ નવાં ઉપનિષદ્ જે ઘણે ભાગે અથર્વ વેદ સાથે જોડાયાં છે તેને જૂનાં ઉપનિષદ્થી જુદાં પાડવાં કઠણ નથી.

---

* શંકરાચાર્ય. ×મૅક્સમૂલર. આ સામે વાંધો એકે બધી વિદ્યા ગુરુ પાસેજ ભણાતી, આ એકલીજ નહિ. એના ઉત્તરમાં એટલું કહી શકાય કે હાથમાં સમિધ લઈ ખાસ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે બ્રહ્મવિદ્યા ભણવા જવાનો ઉપનિષદ્માં વિધિ છે. †ઓલ્ડનબર્ગ: **नि+षद्**–બેસવું, **आस्**–બેસવું. +રહસ્ય શબ્દ, રહસ્ય મન્ત્ર, વા રહસ્ય અર્થ.

+ અથર્વવેદનાં ઉપનિષદોને એના વિષય ઉપરથી કેટલીકવાર તદ્દન નવાં માની લેવાની ઘણા વિદ્વાનો ભૂલ કરે છે. 'દાખલા તરીકે 'અથર્વશિરસ' નામના ઉપનિષદ્ને કોઈ નવું ધારે, પણ ગૌતમ અને બૌધાયન સૂત્રમાં એનો ઉલ્લેખ થયો છે.

* મોગલ પાદશાહ શાહજહાંના પુત્ર દારા શુકોહે ૫૦ ઉપનિષદ્નું ભાષાન્તર કર્યું હતું. મહાવાક્ય મુક્તાવલિ અને મુક્તિકોપનિષદ્માં ૧૦૮ સંખ્યા આપી છે. પ્રો. વેબર ૨૩૫ ધારે છે. પણ એમાં કેટલાંક દહોરવાય

ઉપનિષદ્‌ના વિષય પ્રમાણે વિભાગ કરીએ તો ચાર વિભાગ થઇ શકે (૧) કેટલાંકમાં **જ્ઞાન** મુખ્ય છે, (૨) કેટલાંકમાં **યોગ**ની પ્રક્રિયા બતાવી છે; (૩) કેટલાંકમાં **વૈરાગ્ય** ( સંન્યાસ ) નો ઉપદેશ કર્યો છે; અને (૪) કેટલાંકમાં **ભક્તિ** માટે શિવ વિષ્ણુ વગેરે દેવતાઓનો–રામ નૃસિંહ નારાયણ વગેરે નામે—મહિમા ગાયો છે.

કાલિક ક્રમ પ્રમાણે ઉપનિષદ્‌ના પ્રો. ડૉઇસન નામે જર્મન વિદ્વાન ચાર વર્ગ પાડે છે: (૧) **પ્રાચીન ગદ્ય** ઉપનિષદ્: બૃહદારણ્યક અને છાન્દોગ્ય, તૈત્તિરીય,* ઐતરેય, કૌષીતકિ અને કેન; (૨) **પદ્ય** ઉપનિષદ્: કઠ, ઈશાવાસ્ય, શ્વેતાશ્વતર, મુંડક અને મહાનારાયણ; (૩) **પાછળનાં ગદ્ય** ઉપનિષદ્: પ્રશ્ન, મૈત્રાયણીય અને માંડૂક્ય; (૪) **પાછળનાં અથર્વ** ઉપનિષદ્: ગર્ભ, પ્રાણાગ્નિહોત્ર, ક્ષુરિકા, નાદબિન્દુ–બ્રહ્મબિન્દુ–અમૃતબિન્દુ, સંન્યાસ, પરમહંસ, જાબાલ, અથર્વશિરસ, કાલાગ્નિરુદ્ર, કૈવલ્ય, નારાયણ, નૃસિંહતાપનીય, રામતાપનીય વગેરે.

૭. આ સર્વમાં વધારેમાં વધારે પ્રાચીન ઉપનિષદ્ જ્ઞાનને લગતાં છે. એમાં જીવ જગત્ અને પરમાત્માના સ્વરૂપ વિષે, બહુ રસિક આખ્યાયિ-

છે. ૧૮૬૫ માં પ્રો. મૅક્સમૂલરે ૧૪૯ નાં નામ ગણાવ્યાં હતાં. તેમાં ડૉ. બર્નેલે અને ડૉ. હાઉગે ૧૬ વધાર્યાં છે. અને ત્યાર પછી પણ ઘણાં નવાં નામ ઉમેરાતાં ગયાં છે. વિદ્યારણ્ય મુનિના સર્વોપનિષદનુભૂતિપ્રકાશમાં ઐતરેય, તૈત્તિરીય, છાન્દોગ્ય, મુંડક, પ્રશ્ન, કૌષીતકિ, મૈત્રાયણીય, કઠ, શ્વેતાશ્વતર બૃહદારણ્યક. કેન ( તલવકાર ) અને નૃસિંહતાપનીયનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઈશ કેમ રહી ગયું હશે એ સમજાતું નથી. જુવો મૅક્સમૂલર–ઉપનિષદ્

* પ્રો. ડૉઇસન આનો અવાન્તર ક્રમ પણ આ પ્રમાણે જ માનેછે. છાન્દોગ્યમાં ત્રણ મહાભૂત છે અને તૈત્તિરીયમાં પાંચ છે તેથી એનો ક્રમ આ પ્રમાણે જ હોવો જોઇએ એમ કહે છે. આ અનુમાન નિશ્ચય ઉપજાવતું નથી. અસત્‌માંથી સત્ થાય કે નહિ એ સંબન્ધી તૈત્તિરીયના સિદ્ધાન્ત ઉપર છાન્દોગ્ય આક્ષેપ કરે છે કે અસત્‌માંથી સત્ કેમ થાય ? આ જોતાં ઉલટો ક્રમ પણ સંભવે છે. પણ સામાન્યરૂપે લેતાં પ્રો. ડૉઇસને નક્કી કરેલો ક્રમ ઠીક જણાય છે.

કાઓ કહીને તથા સરળ દૃષ્ટાન્તો આપીને, બોધ કર્યો છે. એનો ટૂંકામાં સાર આ પ્રમાણે છેઃ—

(૧) જીવ એ પંચમહાભૂતના બનેલા જડ પદાર્થોથી ભિન્ન છે.

(૨) એ જડ જદાર્થો—સજીવ અને નિર્જીવ—પરમાત્મામાંથી ઉત્પન્ન થયા છે, પરમાત્મા થકી ટકી રહ્યા છે, અને અન્તે પરમાત્મામાં ભળે છે.

(૩) પરમાત્મા પિંડમાં અને બ્રહ્માંડમાં વસેલો છે—જગતનો અને જીવનો અન્તર્યામી છે.

(૪) જીવાત્મા અને પરમાત્માનો સંબન્ધ બહુ ગાઢ અને નિકટ છે. એક અજ્ઞ છે, બીજો સર્વજ્ઞ છે એ ખરૂં; પણ વસ્તુતઃ વિચાર કરતાં બંને એક જ તત્ત્વ છે. જીવ પરમાત્મામાંથી જ નીકળ્યો છે, એનો સખા છે, એનું જ સ્વરૂપ છે, એ પોતે જ છે.

(૫) એ પરમાત્માને ઉપનિષદ્ 'બ્રહ્મ' 'પુરુષ' 'આત્મા' એવા શબ્દોથી વ્યવહરે છેઃ કારણ કે, એ વૃદ્ધિ વિશાળતા અને યજનનું તત્ત્વ છે; સર્વત્ર શાન્તિથી વસેલું, સભર ભર્યું તત્ત્વ છે; પોતાપણાનું તત્ત્વ છે.

(૬) એ મન વાણી અને ઇન્દ્રિયોથી પર છે. જે કહે છે કે મેં એને જાણ્યું છે તે એને જાણતો નથી. છતાં એ નથી એમ જે કહે છે તે પોતે જ નથી થાય છે.

(૭) એ 'નેતિ' 'નેતિ' અર્થાત્ 'એમ નહિ' 'એમ નહિ' એવા શબ્દોથી જ કથાય છે, છતાં એ નિષેધરૂપ–શૂન્ય–ખાલી નથી. એ અનન્ત સત્રૂપ, અનન્ત ચિત્રૂપ, અનન્ત આનન્દરૂપ તત્ત્વ છે.

(૮) એ પરમાત્માનો સાક્ષાત્કાર ( પ્રત્યક્ષ અનુભવ )—મન ઇન્દ્રિયો વગેરે વશ કરીને, સદાચારથી ચાલીને, એનો અનુગ્રહ પ્રાપ્ત કરીને એનું યથાર્થ ( સત્ય ) જ્ઞાન મેળવીને, થઇ શકે છે.

(૯) તે માટે ઉપનિષદ્ વગેરે એના જ્ઞાન સંબન્ધી ગ્રન્થોનું શ્રવણ કરવું; શ્રવણ કરીને તે ઉપર મનન કરવું; અને છેવટનો નિર્ણય બાંધીને ધ્યાન કરવું.

(૧૦) જે આ જ્ઞાન પ્રાપ્ત કરીને જાય તે 'બ્રાહ્મણ'; અને પ્રાપ્ત કર્યા વગર જાય તે 'કૃપણ' (દયા ખાવા જેવો) સમજવો.

(૧૧) મનુષ્યની કર્મ પ્રમાણે ગતિ થાય છે: પુણ્ય કર્મથી એ પુણ્યશાળી થાય છે, અને પાપકર્મથી પાપરૂપ થાય છે. સત્પુરુષ માટે પણ મરણ પછી બે માર્ગ છે—જેમાંનો એક ચન્દ્રલોકમાં અને બીજો બ્રહ્મલોકમાં જાય છે. તેમાંનો પહેલો માર્ગ તે 'ધૂમમાર્ગ' કહેવાય છે, કારણ કે તે યજ્ઞયાગનો માર્ગ છે. અને બીજો માર્ગ 'અર્ચિર્માર્ગ' યાને પ્રકાશનો માર્ગ કહેવાય છે, કારણ કે તે જ્ઞાનનો માર્ગ છે. જેને પરમાત્માનો સાક્ષાત્કાર થયો છે તેને માટે મરણ નથી, એને જન્મજન્માન્તરનો ફેરો નથી.

---

## ઊતારા.

### (૧)

એક વાર નચિકેતાએ એના પિતાને યજ્ઞમાં ઘરડી કૂબડી અને વસૂકેલી ગાયો આપતા જોઇને વિચાર કર્યો કે આ પિતાશ્રીને—જે નકામું લાગે છે તેનું દાન કરે છે, પણ વહાલી વસ્તુઓ આપતા નથી. આવું દાન કરવું યોગ્ય નહિ.—તે ઉપરથી એણે પિતાને કહ્યું: "પિતાજી! તમે મને કોને આપશો?" એક વાર કહ્યું, બે વાર કહ્યું, એટલે પિતાએ ચીઢાઇને ઉત્તર આપ્યો: "તને યમને આપીશ." નચિકેતાએ વિચાર કર્યો કે આ ધાન્ય જેમ ઊગે છે અને પાકે છે (અને લણાય છે) તેમ મનુષ્ય પણ જન્મેછે અને મરે છે—ઘણા મર્યા અને ઘણા મરશે. એમ વિચાર કરી એ ખુશીથી યમને ઘેર ગયો. તે વખતે યમરાજા ઘેર નહોતા. ત્રણ દહાડા એને યમને ઘેર ભૂખ્યા તરસ્યા વાટ જોઇ બેસી રહેવું પડ્યું. યમ ઘેર આવ્યા ત્યારે નચિકેતાને જોઇ, અતિથિ તરીકે એનો સત્કાર કરવામાં વિલંબ થયો તે માટે એની ક્ષમા માગી અને ત્રણ વરદાન માગવા કહ્યું. તે ઉપરથી નચિકેતાએ ત્રણ વરદાન માગ્યાં: "હે યમરાજ! મારા પિતા મારા ઉપર ગુસ્સે થયા છે તે શાન્ત થાય, અને તમે મને એમની પાસે મોકલો ત્યારે એ મને ખુશી થઇને બોલાવે એ હું પહેલું વરદાન માગું છું. બીજું વરદાન એ માગું

છું કે જે સ્વર્ગનો અગ્નિ છે તેનું સ્વરૂપ મને સમજાવો. અને ત્રીજું એ માગું છું કે મુવા પછી માણસનું શું થાય છે તે મને કહો. કોઇ કહે છે એ રહે છે અને કોઈ કહે છે એ નથી રહેતો. તેમાંથી એનું ખરેખરૂં શું થાય છે તે મને કહો." યમરાજાએ એનું પહેલું માગ્યું આપ્યું. બીજું એ આપ્યું, અને નચિકેતાના નામ ઉપરથી એ અગ્નિનું નામ 'ત્રણાચિકેતા અગ્નિ' પડશે એમ જણાવ્યું. પણ ત્રીજા વરદાનના સંબન્ધમાં કહ્યું કે–"નચિકેતા ! આ બાબત તો દેવો પણ સંશયમાં છે. આ વિષય ઘણો ઝીણો છે, જાણવો સહેલો નથી. એને બદલે બીજું કોઇ વરદાન માગ." એમ કહીને સો વર્ષ જીવે એવા પુત્ર–પૌત્ર, હાથી–ઘોડા–રથ–ખજાના–મહેલો સ્ત્રીઓ–આયુષ્ય વગેરે અસંખ્ય ચીજો આ ત્રીજા વરદાનને બદલે એને આપવા માંડી, પણ તે નચિકેતાએ લેવા સાફ ના પાડી, અને જુસ્સાથી કહ્યું:* "મહારાજ ! આ હાથી ઘોડા ગાનતાન સૌ તમારાં જ હજો. મને તો સઘળું જીવન અલ્પ લાગે છે. દ્રવ્યથી માણસને તૃપ્તિ થતી નથી. દ્રવ્ય તો મળી રહેશે, અને જીવન પણ મળશે. પણ મારે તો માત્ર એક જ વરદાન જોઇએ, અને તે એ કે આત્માનું ખરૂં સ્વરૂપ હું જાણું." યમરાજા નચિકેતાનો આવો શુભ આગ્રહ જોઇ રાજી થયા, અને આત્માનું સ્વરૂપ તથા એને પામવાનો ખરો માર્ગ શો છે એ સવિસ્તર એને સમજાવ્યું.

( ૨ )

પ્રજાપતિ, જરા-મૃત્યુ–શોકઆદિ દોષોથી પર અને સત્યકામ અને સત્યસંકલ્પ એવા આત્માનો ઉપદેશ કરે છે એમ સાંભળી—દેવોનો રાજા ઇન્દ્ર અને અસુરોનો રાજા વિરોચન હાથમાં સમિધ્ લઈ પ્રજાપતિ પાસે ગયા, અને બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય પાળીને રહ્યા. ત્યારે પ્રજાપતિએ પૂછ્યું: "શી ઇચ્છાથી તમે અત્રે રહ્યા છો ?" ઇન્દ્રે અને વિરોચને પોતે શા માટે આવ્યા છે તે કહ્યું, એટલે પ્રજાપતિ બોલ્યા: "આ આંખમાં જે પુરુષ દેખાય છે એ આત્મા." ઇન્દ્રે અને વિરોચને પૂછ્યું: "આ જળમાં અને આદર્શ-( દર્પણ )માં દેખાય છે એ કોણ ?" પ્રજાપતિ બોલ્યા: "એ પણ આત્મા. આ સર્વ પદાર્થોમાં ચોતરફ દેખાય છે તે. પેલા પાણીના કુંડામાં જુવો, અને એમાં આ તો આત્માનું નહિ એવું જે કાંઈ તમારા દીઠામાં આવે તે કહો."

---

* "तवैव वाहास्तव नृत्यगीते"; "अपि सर्वं जीवितमल्पमेव"; "न वित्तेन तर्पणीयो मनुष्यः" ॥

એ પ્રમાણે તેઓએ કર્યું અને આવીને ઉત્તર દીધો: " છેક રૂંવાડાં અને નખ સુધી એમાં અમે આત્માનું પ્રતિબિમ્બ જોયું." પ્રજાપતિએ સારાં વસ્ત્ર અને અલંકાર પહેરીને એ કુંડામાં જોવાનું કહ્યું. તે પ્રમાણે પણ તેઓએ કર્યું. અને વસ્ત્ર અલંકાર પહેરનારો દેહ એ જ આત્મા એમ સન્તોષ પામી બંને પોતપોતાને ઘેર જવા નીકળ્યા. વિરોચને અસુરોને ત્યાં જઈ દેહાત્મવાદનો ઉપદેશ કર્યો. ઇન્દ્રને રસ્તામાં વિચાર થયો કે આત્મા તો અજર અમર છે, અને આ દેહ તો જરા અને મૃત્યુથી ગ્રસ્ત છે: પછી આ દેહ તે આત્મા કેમ હોઈ શકે ?" ઇન્દ્ર આમ વિચાર કરી પાછો પ્રજાપતિ પાસે ગયો, અને પોતાનો અસન્તોષ જાહેર કર્યો. પ્રજાપતિએ કહ્યું: "બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય સેવીને અહીં રહે, પછી હું તને આત્માનું સ્વરૂપ સમજાવીશ." તે પ્રમાણે ઇન્દ્રે કર્યું. અને પછી પ્રજાપતિએ સ્વપ્નમાં જે આત્મા ફરે છે એ આત્મા એમ ઉપદેશ કર્યો. ઇન્દ્ર એ ઉપદેશ સાંભળીને ગયો, પણ એને પાછો વિચાર થયો કે સ્વપ્નમાં આ શરીર આંધળું બ્હેરૂં કે લૂલું થાય છે તેથી આત્માને કાંઈ હાનિ થતી નથી એ તો ખરૂં, પરંતુ સ્વપ્નમાં કાંઈ માઠો બનાવ જોવામાં આવે છે તો આત્મા રૂવે છે—એવો આત્મા તો કાંઈ કામનો નહિ. ઇન્દ્ર પાછો પ્રજાપતિ પાસે ગયો. પ્રજાપતિએ ઇન્દ્રને બત્રીસ વર્ષ બ્રહ્મચર્ય પળાવી સુષુપ્તિનો આત્મા તે આત્મા એવો ઉપદેશ કર્યો. એ ઉપદેશ સાંભળીને ઇન્દ્ર ઘેર જવા નીકળ્યો. પણ વળી એને રસ્તામાં વિચાર થયો કે સુષુપ્તિમાં તો સઘળું વિનાશ પામી જાય છે, એ સ્થિતિ તો કાંઇ ઇચ્છવા જેવી નહિ. તેથી ઇન્દ્ર પાછો પ્રજાપતિ પાસે ગયો અને પોતાનો અસન્તોષ દર્શાવ્યો. છેવટે પ્રજાપતિએ પાંચ વર્ષ બ્રહ્મચર્ય પળાવી (કુલ ૧૦૧ વર્ષ બ્રહ્મચર્યનાં થયાં) આત્મા એ દેહ તથા દેહની ત્રણે અવસ્થાઓથી પર છે એ સમજાવ્યું. [ પ્રજાપતિએ પ્રથમ કહ્યું જ હતું કે આ નેત્રમાં દેખાય છે તથા વસ્તુ માત્રમાં દેખાય છે તે આત્મા છે. એટલે એ સિદ્ધ થયું કે આત્મા તે વસ્તુમાત્રની તથા અવસ્થામાત્રની અંદર વસતો તેમજ એની પર વસતો એવો પદાર્થ છે. આત્મા દેહથી પર છે, પણ દેહ આત્માથી જુદો નથી. ]

( ૩ )

શ્વેતકેતુ આરુણેયને એના પિતાએ કહ્યું: " ભાઇ ! વિદ્યા ભણી આવ. આપણા કુળમાં વગરભણ્યો માત્ર બ્રહ્મબન્ધુ (અર્થાત્ ફક્ત માતાપિતા અને

સગાંવહાલાં બ્રાહ્મણ, એટલાથી જ બ્રાહ્મણ ) એવો કોઈ રહ્યો નથી."
શ્વેતકેતુ ગુરુને ત્યાં બારમે વર્ષે જઇ બાર વર્ષ રહી વિદ્યા ભણી આવ્યો. એક દહાડો પિતાએ પૂછ્યું: "શ્વેતકેતુ ! તારી બુદ્ધિ તો ઘણી વધી છે, તું વેદ ભણ્યાનું અભિમાન રાખે છે, અને અક્કડ દેખાય છે: તો હું પુછું છું તેનો જવાબ દે. કહે, તેં ગુરુને કદી પૂછ્યું છે કે એવી કયી વસ્તુ છે કે જેને જાણવાથી સઘળું જણાઇ જાય ? જો: એક માટીનો ગોળો બરાબર જાણી લઇએ તો માટીના સઘળા પદાર્થો જણાઇ જાય છે; કારણ કે વિકાર એ ફક્ત નામ છે, વાણીએ ઊભા કરેલા છે, વસ્તુતઃ એકલી માટી જ સત્ય છે; તે જ પ્રમાણે એક લોઢું જાણવાથી સર્વ લોઢાના પદાર્થો જણાઇ જાય છે; વગેરે. એ રીતે એવો તેં કોઇ પદાર્થ જાણ્યો છે કે જેને જાણવાથી સઘળું જણાઇ જાય ?"

શ્વેતકેતુએ ઉત્તર દીધો: "પિતાજી, ના; મારા ગુરુઓ જ એ નહિ જાણતા હોય ને; જાણતા હોય તો એ મને કહ્યા વિના કેમ રહે ?"

પછી પિતાએ શ્વેતકેતુને બ્રહ્મનો ઉપદેશ કર્યો. એ બ્રહ્મ સર્વ વસ્તુઓમાં સૂક્ષ્મરૂપે પ્રવેશી રહેલું છે—એ એણે વિવિધ દૃષ્ટાન્તોથી શ્વેતકેતુને બતાવ્યું

પિતા કહે છે:—"હે શ્વેતકેતુ ! જો આ ઝાડના મૂળમાં ઘા માર્યો હોય તો એ જીવતું હોવાથી એમાંથી રસ નીકળે. એની વચમાં માર્યો હોય તો પણ એ જીવતું હોવાથી એમાંથી રસ નીકળે, અને એની ટોચે માર્યો હોય તો પણ એ જીવતું હોવાથી એમાંથી રસ નીકળે. પણ એની એક શાખામાંથી જીવ જતો રહે તો તે સૂકાઇ જાય; બીજીમાંથી જતો રહે તો તે સૂકાઇ જાય; અને એમ એક પછી એક કરતાં, આખા વૃક્ષમાંથી જીવ જતો રહે તો આખું વૃક્ષ સૂકાઇ જાય. ત્યારે એ ઉપરથી સમજવાનું કે કે આ જીવ વિનાનું થયું એટલે મર્યું—જીવ પોતે મરતો નથી. આ સર્વ પદાર્થોમાં એ સૂક્ષ્મ તત્ત્વરૂપે એ રહેલો છે. આ સર્વનો એ જ આત્મા છે અને એ જ તું પોતે છે.

વળી બીજું—"પેલો વડનો ટેટો લાવ, અને ભાગ. ભાગીને જો, એમાં શું છે ?" શ્વેતકેતુએ એ લાવીને ભાગ્યો, અને અંદર જોયું તો ઝીણા

દાણા દેખાયા. એ જોઈ પિતાને કહ્યું: "પિતાજી !–આમાં તો દાણા છે." પિતા બોલ્યાઃ "વારૂ; હવે એમાંનો એક દાણો લઇ ભાગ, અને જો એમાં શું દેખાય છે?" શ્વેતકેતુએ જોયું, પણ તે બહુ ઝીણું હોવાથી, કાંઇ દેખાયું નહિ. તેથી તેણે પિતાને કહ્યું: "પિતાજી, કાંઇ દેખાતું નથી." પિતા બોલ્યાઃ "ત્યારે સમજ કે કાંઇ દેખાતું નથી તેમાં જ આખું વડનું ઝાડ સમાઇ રહેલું છે. તે પ્રમાણે ખાતરી રાખજે કે બ્રહ્મ એ સૂક્ષ્મ તત્ત્વરૂપે સર્વમાં રહે છે. સર્વનો એ આત્મા છે. એ સત્ય છે; એ આત્મા તે તું પોતે છે."

વળી એક બીજું—"પેલા પાણીમાં એક મીઠાનો કકડો નાંખ, અને રહવારમાં એ લઇને મારી પાસે આવ." શ્વેતકેતુએ એ પ્રમાણે કર્યું. પિતાએ શ્વેતકેતુને કહ્યું: "ભાઇ! પેલું મીઠું લાવ." શ્વેતકેતુ: "એ તો પાણીમાં ભળી ગયું છે." પિતા: "આને ઉપરથી પી, અને કહે કેવું લાગે છે?" શ્વેત—"ખારૂં." પિતા: "મધ્યેથી પી, કેવું લાગે છે?" શ્વેત: "ખારૂં." પિતા:—"છેક નીચેથી પી, કેવું લાગે છે?" શ્વેત:—"ખારૂં." પિતા:—"જો, આ પાણીના કણેકણમાં મીઠું ભળેલું છે, પણ તે દેખાતું નથી; છતાં, છે ખરૂં. તે જ પ્રમાણે બ્રહ્મ સર્વ વસ્તુઓના આદિ મધ્ય અને અન્તમાં રહેલું છે–જો કે સૂક્ષ્મ હોવાથી જણાતું નથી. આ સર્વનો એ આત્મા છે; એ સત્ય છે, એ આત્મા તે તું પોતે છે."

૪. ऋतं च स्वाध्यायप्रवचने च। सत्यं च स्वाध्यायप्रवचने च। तपश्च स्वाध्यायप्रवचने च। दमश्च स्वाध्यायप्रवचने च। शमश्च स्वाध्यायप्रवचने च। अग्नयश्च स्वाध्यायप्रवचने च। अग्निहोत्रं च स्वाध्यायप्रवचने च। अतिथयश्च स्वाध्यायप्रवचने च। मानुषं च स्वाध्यायप्रवचने च। प्रजा च स्वाध्यायप्रवचने च। प्रजनश्च स्वाध्यायप्रवचने च। प्रजातिश्च स्वाध्यायप्रवचने च। सत्यमिति सत्यवचा राथीतरः। तप इति तपोनित्यः पौरुशिष्टिः। स्वाध्यायप्रवचने एवेति नाको मौद्गल्यः। तद्धि तपस्तद्धि तपः॥

= ઋત અને [1]સ્વાધ્યાય તથા પ્રવચન; સત્ય અને સ્વાધ્યાય તથા પ્રવચન;

---

૧ વેદ ભણવો તથા એનું વ્યાખ્યાન કરવું–પોતાની સમજણ માટે અથવા તો બીજાના કલ્યાણ માટે.

તપ અને સ્વાધ્યાય તથા પ્રવચન; દમ અને સ્વાધ્યાય તથા પ્રવચન; શમ અને સ્વાધ્યાય તથા પ્રવચન. અગ્નિ[1] અને સ્વાધ્યાય તથા પ્રવચન; અગ્નિહોત્ર અને સ્વાધ્યાય તથા પ્રવચન; અતિથિ[2] અને સ્વાધ્યાય તથા પ્રવચન; માનુષ[3] અને સ્વાધ્યાય તથા પ્રવચન; પ્રજા[4] અને સ્વાધ્યાય તથા પ્રવચન, પ્રજન[5] અને સ્વાધ્યાય તથા પ્રવચન; પ્રજાતિ[6] અને સ્વાધ્યાય તથા પ્રવચન; સત્ય[7] એમ સત્યવચા રાથીતર કહે છે; તપ એમ તપોનિત્ય પૌરુશિષ્ટિ કહે છે; સ્વાધ્યાય અને પ્રવચન જ એમ નાક મૌદ્ગલ્ય કહે છે. એ જ તપ, એ જ તપ.

૬. वेदमनुच्याचार्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् । मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि । नो इतराणि । यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि । नो इतराणि ।

= " વેદ ભણ્યા પછી, આચાર્ય અન્તેવાસી( પાસે વસનાર, શિષ્ય )ને ઉપદેશ દેછે: સત્ય બોલ; ધર્મ ચર ( આચર ); સ્વાધ્યાયમાં ચૂકીશ નહિ. આચાર્યને ગમતું ધન લાવી આપી, પછી પ્રજાતન્તુનો ઉચ્છેદ ન કરવો ( અર્થાત્ પરણવું ); સત્યમાં ચૂકવું નહિ; કુશળમાં ચૂકવું નહિ; કલ્યાણમાં ચૂકવું નહિ; સ્વાધ્યાય-પ્રવચનમાં ચૂકવું નહિ. દેવકાર્ય ( દેવપૂજન ) અને પિતૃકાર્ય (પિતૃપૂજન )માં ચૂકવું નહિ. માતાને દેવ સમાન ગણ; પિતાને દેવ સમાન

---

૧ અગ્ન્યાધાન: ઘરમાં અગ્નિનું સ્થાપન કરવું. ૨ અતિથિ-સત્કાર. ૩ 'લૌકિક સંવ્યવહાર' (શંકરાચાર્ય) મનુષ્યમાત્ર ઉપર ભાવ એમ અર્થ વધારે સંભવે છે—અતિથિસત્કારની જોડે એનો પ્રયોગ છે એ જોતાં. ૪ સંતતિ. ૫ લગ્ન; પતિ-પત્નીનો વ્યવહાર. ૬ છોકરાને પરણાવવો, ઘર મંડાવવું; 'પૌત્રોત્પત્તિ'—એમ શંકરાચાર્ય અર્થ કરે છે. ૭ ઉપલાં સાધનોમાં દરેક સાધન ઉપરાંત સ્વાધ્યાય અને પ્રવચનનો વિધિ છે. હવે અમુક ઋષિના મતમાં સત્ય જ, બીજાના મતમાં તપ જ, અને ત્રીજાના મતમાં સ્વાધ્યાય અને પ્રવચન જ સાધન છે એમ કહેછે.

ગણુ; આચાર્યને દેવ સમાન ગણુ; અતિથિને દેવ સમાન ગણુ. જે સારાં કર્મ હોય તે સેવવાં, બીજાં નહિ; અમારાં સારાં ચરિત હોય તે ઉપાસવાં, બીજાં નહિ.”

૬. कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।

= અત્રે ( આ સંસારમાં ) કર્મ કરતાં કરતાં જ, સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી.

૭. प्लवा ह्येते अदृढा यज्ञरूपाः ।

= આ યજ્ઞરૂપી હોડીઓ તકલાદી છે.

८. परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन । तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।

= કર્મથી મેળવાતા લોક (સ્વર્ગાદિક) બરાબર તપાસી જોઇને, બ્રાહ્મણે વૈરાગ્ય પામવો. કૃત્રિમ (કર્મ)થકી નિત્ય (બ્રહ્મ) પ્રાપ્ત થતું નથી. એને જાણવાને માટે એણે, હાથમાં સમિત્ લઇ, શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એવા ગુરુ પાસે જવું.

९. नानुध्यायेद्बहून् शब्दान् वाचो विग्लापनं हि तत् ।

= બહુ શબ્દો( શાસ્ત્રોના શબ્દો )નું ચિન્તન ન કરવું. એ માત્ર વાણીનો થાક છે.

१०. तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेनैतमेव विदित्वा मुनिर्भवति । एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति । एतद्ध स्म वै तत्पूर्वे विद्वांसः प्रजां न कामयन्ते....ते ह स्म पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति ।

= એને બ્રાહ્મણો વેદાધ્યયન થકી, યજ્ઞ વડે, દાન વડે, નિષ્કામ તપ

૧ ‘ અનાશક ’ એટલે ખાવું નહિ તે, ઉપવાસઃ એમ અર્થ પણ લઈ શકાય. પણ ‘ અનાશક તપ ’ એટલે ભોજનનિવૃત્તિ ( अन्+अश्—ભોજન કરવું ઉપરથી ) વાળું કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિક તપ નહિ, પણ કામોપભોગરહિત તપ—એમ શંકરાચાર્યે અર્થ કરે છે. એ અર્થ બેશક વધારે ઊંચો છે.

વડે, જાણવા ઇચ્છે છે. એને જ જાણીને મુનિ (જ્ઞાની) થાય છે. સંન્યાસીના માટે જે લોક છે તે લોકને પામવાની ઇચ્છા રાખી, સંન્યાસ ગ્રહણ કરે છે. એટલા જ માટે પ્રાચીન વિદ્વાનો પ્રજા ( સન્તતિ ) ઇચ્છતા નથી[1]... ( આ આત્માને જાણીને બ્રાહ્મણો ) પુત્રની ધનની અને પરલોકની ઇચ્છા ત્યજીને ઘર છોડી ભિક્ષા ( પ્રવ્રજ્યા, સંન્યાસ ) આચરે છે.

११. सा होवाच मैत्रेयी यन्नु म इयं भगो सर्वा पृथिवी वित्तेन पूर्णा स्यात् कथं तेनामृता स्यामिति । नेति होवाच याज्ञवल्क्यो यथैवोपकरणवतां जीवितं स्यादमृतत्वस्य तु नाशास्ति वित्तेनेति । सा होवाच मैत्रेयी येनाहं नामृता स्यां किमहं तेन कुर्यां यदेव भगवान् वेद तदेव मे ब्रूहीति ।

= એ મૈત્રેયીએ કહ્યું: "હે ભગવન્! આ સર્વ પૃથ્વી ધનથી ભરેલી મારી હોય તો એનાથી હું અમૃતત્વને પામું ?" યાજ્ઞવલ્કયે ઉત્તર દીધો: "ના. સાધનવાળા ( ધનાઢ્ય ) લોકના જીવિત જેવું તારૂં જીવિત થાય. પણ અમૃતત્વની આશા તો ધનથી રાખી શકાતી નથી." ત્યારે મૈત્રેયી બોલી: "જે વડે હું અમૃતત્વને ન પામું તે વડે હું શું કરૂં ? હે ભગવન્! તમે જે જાણો છો ( જે જ્ઞાન આપે પ્રાપ્ત કર્યું છે ) તે મને કહો."

१२. तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ।

= એના જ્ઞાન થકી જ મૃત્યુની પાર જાય છે, એને પામવાનો બીજો માર્ગ નથી.

१३. आत्म वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ।

= અરે ! આત્માને જોવો, એનું શ્રવણ કરવું, મનન કરવું, ધ્યાન કરવું.

१४. तस्मादेवंविच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति सर्वमात्मानं पश्यति । नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति ।

---

૧. ગૃહસ્થાશ્રમ માંડતા નથી.

= તેથી એ પ્રમાણે જાણનાર, શમ દમ ઉપરતિ તિતિક્ષા અને સમાધાન યુક્ત થઈ આત્મામાં આત્માને જુવે છે. સર્વને આત્મારૂપે જુવે છે. એને પાપ વળગતું નથી, એ પાપની પાર જાય છે.

१५. अथ यद्यज्ञ इत्याचक्षते ब्रह्मचर्यमेव तत् ।

= હવે જે 'યજ્ઞ' કહે છે તે બ્રહ્મચર્ય જ છે.

१६. त्रयो धर्मस्कन्धाः यज्ञोऽध्ययनं दानमिति ।

= ત્રણ ધર્મના સ્કન્ધ છેઃ યજ્ઞ, અધ્યયન અને દાન.

१७. अथ यत्तपो दानमार्जवमहिंसा सत्यवचनमिति ता अस्य दक्षिणाः।

= હવે, તપ દાન ઋજુતા અહિંસા અને સત્યવચન એ એની[1] દક્ષિણાઓ છે.

१८. तद्देतत्त्रेयं शिक्षेतू—दमं दानं दयामिति ।

= તે માટે દમ દાન અને દયા—એ ત્રણ દદ્દા—શીખવા.

१९. नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥

= જે દુરાચરણમાંથી વિરમ્યો નથી, જેનું મન શાન્ત નથી—એ ઉત્તમ જ્ઞાને કરીને પણ એ( પરમાત્મા )ને પ્રાપ્ત કરતો નથી.

२०. अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषं सिनीतः । तयोः श्रेय आददानस्य साधु भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ।

= શ્રેય જુદું છે અને પ્રેય જુદું છે : એ બે જુદી જુદી વસ્તુ સાથે માણસને જોડે છે. તેમાં જે શ્રેય ગ્રહણ કરે છે તેનું સારૂં થાય છે, જે પ્રેય પસંદ કરે છે તેના પુરુષાર્થની હાનિ થાય છે.

---

૧. કૃષ્ણ દેવકીપુત્રને ઘોર આંગિરસે ઉપદેશેલા જ્ઞાનયજ્ઞની.

२१. अश्व इव रोमाणि विधूय पापं चन्द्र इव राहोर्मुखात् प्रमुच्य
धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्मलोकमभिसम्भवामि ।

= જેણે આત્મા મેળવ્યો છે તે—જેમ ઘોડો વાળ ખંખેરે અથવા તો ચન્દ્ર રાહુના મુખમાંથી છૂટે, તેમ પાપથી મુક્ત થઇ, શરીર ખંખેરી કાઢી નિત્ય એવા બ્રહ્મલોકને પામે છે.

२२. यथाकारी यथाचारी तथा भवति । साधुकारी साधुर्भवति पापकारी पापो भवति । पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन । अथो खल्वाहुः काममय एवायं पुरुष इति । स यथाकामो भवति तत्क्रतुर्भवति, यत्क्रतुर्भवति तत्कर्म कुरुते, यत्कर्म कुरुते तदभिसम्पद्यते ।

= એ જેવું કરે છે, જેવું આચરે છે તેવો તે થાય છે: સારૂં કરે તે સારો થાય છે, પાપ કરે તે પાપી થાય છે. પુણ્ય કર્મવડે પુણ્યશાળી થાય છે, પાપ કર્મવડે પાપી થાય છે. તેથી કહે છે કે—આ પુરુષ કામમય છે. જેવી એની કામના હોય છે તેવો એનો સંકલ્પ ( ક્રતુ ) થાય છે; જેવો એનો સંકલ્પ હોય છે, તેવું કર્મ એ કરે છે; અને જેવું કર્મ કરે છે તેવું પામે છે.

२३. नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

= આ આત્મા ( પરમાત્મા ) પ્રવચનથી મળતો નથી, બુદ્ધિથી મળતો નથી, બહુ ગ્રન્થોનું શ્રવણ કર્યે પણ મળતો નથી. જેને એ પસંદ કરે છે તેનાથી જ તે મેળવી શકાય છે. એને જ એ આત્મા પોતાનું સ્વરૂપ પ્રકટ કરેછે.

२४. अथ हैनं विदग्धः शाकल्यः पप्रच्छ कति देवा याज्ञवल्क्येति । स हैतयैव निविदा प्रतिपेदे यावन्तो वैश्वदेवस्य निविद्युच्यन्ते त्रयश्च त्री च शता त्रयश्च त्री च सहस्त्रेत्योमिति होवाच । कत्येव देवा याज्ञवल्क्येति त्रयस्त्रिंशदित्योमिति होवाच । कत्येव देवा याज्ञवल्क्येति षडित्योमिति होवाच । कत्येव देवा याज्ञवल्क्येति त्रय इत्योमिति होवाच । कत्येव देवा

याज्ञवल्क्येति द्वावित्योमिति होवाच। कत्येव देवा याज्ञवल्क्येत्यध्यर्ध इत्योमिति होवाच। कत्येव देवा याज्ञवल्क्येत्येक इत्योमिति होवाच।

= એને ( યાજ્ઞવલ્કયને ) વિદગ્ધ શાકલ્યે પૂછ્યું: " હે યાજ્ઞવલ્કય! કેટલા દેવ છે?" યાજ્ઞવલ્કયે નિવિદ્( મન્ત્ર )ને અનુસરી ઉત્તર આપ્યો: "જેટલા વૈશ્વદેવની નિવિદ્( મન્ત્ર )માં કહ્યા છે તેટલા...ત્રણ અને ત્રણ સો, ત્રણ અને ત્રણ હજાર." શાકલ્ય: " હે યાજ્ઞવલ્કય! કેટલા દેવ છે?" યાજ્ઞ૦: " ૩૩" શા૦ " હે યાજ્ઞવલ્કય! કેટલા દેવ છે?" યાજ્ઞ૦ " ૬" શા૦ " હે યાજ્ઞવલ્કય કેટલા દેવ છે?" યાજ્ઞ૦ " ૩" શા૦ " હે યાજ્ઞવલ્કય! કેટલા દેવ છે?" યાજ્ઞ૦ " ૧½" શા૦ " હે યાજ્ઞવલ્કય! કેટલા દેવ છે?" યાજ્ઞ૦ " ૧."

२९. कतमे ते त्रयश्च त्री च शता त्रयश्च त्री च सहस्रेति। स होवाच महिमान एवैषामेते त्रयस्त्रिंशत्त्वेव देवा इति। कतमे ते त्रयस्त्रिंशदित्यष्टौ वसव एकादश रुद्रा द्वादशादित्यास्त एकत्रिंशदिन्द्रश्चैव प्रजापतिश्च त्रयस्त्रिंशा इति।....कतमः स एको देव इति प्राण इति स ब्रह्म त्यदित्याचक्षते॥

= શાકલ્ય " એ ત્રણસો ત્રણ ત્રણ હજાર ને ત્રણ તે કયા?" એણે ( યાજ્ઞ વાલ્કયે ) કહ્યું: "આ ૩૦૩, ૩૦૦૩ એ ( દેવ )નો વિસ્તાર જ છે—દેવ તેત્રીસ જ છે." શા૦ એ તેત્રીસ તે કયા? યા૦ " ૮ વસુ ( અગ્નિ, પૃથ્વી, વાયુ, અન્તરિક્ષ, આદિત્ય, દ્યૌ, ચન્દ્રમા, નક્ષત્ર ) + ૧૧ રુદ્ર ( ૧૦ પ્રાણ + ૧આત્મા ) + ૧૨ આદિત્ય ( ૧૨ માસ—સૂર્ય ) + ઇન્દ્ર ( વીજળી-વાળો, ગાજતો મેઘ ) + પ્રજાપતિ (યજ્ઞ) = ૩૩."

શા૦ " એ છ દેવ કયા?" યાજ્ઞ૦ " અગ્નિ, પૃથ્વી, અન્તરિક્ષ, આદિત્ય અને દ્યૌ." શા૦ " એ ત્રણ દેવ કયા?" યા૦ " આ ત્રણ લોક તે જ." " એમાં જ સર્વ દેવ રહેલા છે." શા૦ " બે દેવ કયા?" યા૦ " અન્ન અને પ્રાણ." શા૦ "અધ્યર્ધ ( ૧½ ) કોણ?" યા૦ " આ વાયુ છે તે—એક જેવો એ વાય છે તેથી તે ( વાયુ ) અધ્યર્ધ કહેવાય છે કારણ કે સર્વ પદાર્થો એનામાં ઋદ્ધિ ( આનન્દ, વૃદ્ધિ ) પામે છે." શા૦ " એક દેવ તે

કોણ ? " યા० " પ્રાણ: એને બ્રહ્મ, ત્યદ્ (અવર્ણ્ય-તે) કહે છે. "

२६. परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः ।

= દેવોને જાણે પરોક્ષ (ગૂઢાર્થક વાણી) જ ગમે છે. પ્રત્યક્ષ (સ્પષ્ટ ખુલ્લા અર્થવાળી) વાણી ગમતી નથી.

२७. सदेव सोम्य इदमग्र आसीत् एकमेवाद्वितीयम् ।

= હે ભાઇ! પહેલાં આ સત્ જ હતું: એક અદ્વિતીય.

२८. यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यं प्रयन्त्यभि संविशन्ति तद्विजिज्ञासस्व ।

= જેનામાંથી આ ભૂતો-વસ્તુ માત્ર-ઉત્પન્ન થાય છે, જેનાથી ઉત્પન્ન થએલાં જીવે છે, જેના પ્રત્યે જાય છે, જેનામાં લય પામે છે તે (બ્રહ્મને) જાણવાની ઇચ્છા કર.

२९. तदेषाऽभ्युक्ता । सत्यं ज्ञानमनन्तं ब्रह्म । यो वेद निहितं गुहायां परमे व्योमन् । सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चितेति ॥

= આ પ્રમાણે મન્ત્ર છે કે—"બ્રહ્મ સત્ય, જ્ઞાન, અને અનન્ત છે. જે એને ગુહામાં પરમ વ્યોમમાં (પ્રકૃતિની અને બુદ્ધિની ગુહામાં, પ્રાણી માત્રનું રક્ષણ કરનાર પરમ વ્યોમ[1]માં) જુવે છે તે એ જ્ઞાનમય બ્રહ્મની સાથે સર્વ કામનાઓ (ઇષ્ટ વસ્તુઓ) ભોગવે છે."

३०. तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधीभ्योऽन्नम् । अन्नाद्रेतः । रेतसः पुरुषः ।

= તે આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું; આકાશમાંથી વાયુ; વાયુમાંથી આગ્ન; અગ્નિમાંથી જળ; જળમાંથી પૃથ્વી; પૃથ્વીમાંથી ઓષધિ; (વનસ્પતિ); ઓષધિમાંથી અન્ન; અન્નમાંથી વીર્ય; વીર્યમાંથી પુરુષ.

---

૧ वि+अव् રક્ષણ કરવું ધાતુ ઉપરથી.

३१. स यथार्देन्धनाग्नेरभ्याहतात् पृथग्धूमा विनिश्चरन्त्येवं वा अरेऽस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानि व्याख्यानानि । अस्यै-वैतानि सर्वाणि निःश्वसितानि ॥ [ ........व्याख्यानानीष्टं हुतमाशितं पायित-मय च लोकः परश्च लोकः सर्वाणि च भूतान्यस्यैवैतानि सर्वाणि निःश्वसितानि ]

= જેમ ભીનાં લાકડાંવાળા અગ્નિને હલાવીએ તો તેમાંથી છૂટા છૂટા ધૂમાડા નીકળે છે—તેમ આ મહાન પદાર્થ ( વસ્તુ–બ્રહ્મ ) નું આ નિઃશ્વ-સિત છે; જે આ ઋગ્વેદ, યજુર્વેદ, અથર્વાંગિરસ વેદ, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદ્ ( ગૂઢ જ્ઞાનના મન્ત્ર ), શ્લોક, સૂત્ર, અનુવ્યાખ્યાન ( શબ્દશઃ વ્યાખ્યાન ) અને વ્યાખ્યાન ( સ્વતન્ત્ર, વિશેષ વ્યાખ્યાન ) આ સર્વ એનાં જ નિઃશ્વસિત[2] છે. [ (શાખાન્તર) વ્યાખ્યાન, યજ્ઞ કરેલું, હોમેલું, ખાધેલું, પીધેલું, આ લોક, અને પરલોક—સર્વ ભૂતમાત્ર એ સર્વ આ–બ્રહ્મ–નાં જ નિઃશ્વસિત છે. ]

३२. द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभि चाकशीति ॥

= બે જોડીઆ મિત્ર પંખીઓ જીવાત્મા અને પરમાત્મા; અથવા બદ્ધજીવ અને મુક્તજીવ એકજ વૃક્ષ ઉપર બેઠેલાં છે. એમાંનું એક મીઠું પીપળ (ફળ) ખાય છે, બીજું વગર ખાધે જોયા કરે છે.

३३. यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ।....य आत्मनि तिष्ठन् आत्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य आत्मान-मन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ।

= જે પૃથ્વીમાં રહે છે છતાં પૃથ્વીથી જુદો છે, જેને પૃથ્વી જાણતી નથી, પૃથ્વી જેનું શરીર છે, જે પૃથ્વીની માંહ્ય (અને જુદો) રહીને એનું

---

૨ ઉચ્છ્વાસ પેઠે, વિના શ્રમે નીકળેલાં છે.

નિયમન કરે છે......( જે જીવાત્મામાં રહે છે છતાં...... એ જીવાત્માનું નિયમન કરે છે )-એ અમૃત અન્તર્યામી (પરમાત્મા) તે તારો આત્મા છે."

३४. अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसंभेदाय ।

= જે આત્મા ( પરમાત્મા ), તે આ લોક ભેળાઈ ન જાય તે માટે સેતુ (બંધ, પાળ) છે, તે તે પદાર્થોને પોતપોતાને ઠેકાણે ધારણ કરી રાખનાર શક્તિ છે.

३५. स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा तद्यथा रथनाभौ च रथनेमौ चाराः सर्वे समर्पिता एवमवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणाः सर्व एत आत्मानः समर्पिताः ॥

= તે આ આત્મા સર્વ ભૂતોનો અધિપતિ છે, સર્વ ભૂતોનો રાજા છે. જેમ રથના પૈડાની ધરીમાં અને એની ફરતી વાટમાં આરા રહેલા છે તેમ આ આત્મા( પરમાત્મા )માં સર્વ ભૂત, સર્વ દેવ, સર્વ લોક, સર્વ પ્રાણ, આ સર્વ આત્મા ( જીવાત્મા ) રહેલા છે.

३६. एष ब्रह्मैष इन्द्र एष प्रजापतिरेते सर्वे देवा इमानि च पंचभूतानि....यत्किंचेदं प्राणि जङ्गमं च पतत्रि च यच्च स्थावरं सर्वं तत् प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ।

= એ બ્રહ્મા, એ ઇન્દ્ર, એ પ્રજાપતિ, એ સર્વ દેવ, આ પંચ મહાભૂત,...જે કાંઇ આ પ્રાણ લેતું હરતુંફરતું ઊડતું છે, અને જે સ્થાવર છે, તે સર્વનું નેત્ર પ્રજ્ઞા છે, પ્રજ્ઞાનમાં એ રહેલું છે; લોકનું નેત્ર પ્રજ્ઞા છે, પ્રજ્ઞામાં એ રહેલા છે—પ્રજ્ઞાન તે બ્રહ્મ.

३७. न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः । तमेव भान्तमनु भाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ।

= ત્યાં સૂર્ય પ્રકાશતો નથી, ચન્દ્ર અને તારા પ્રકાશતા નથી, આ અગ્નિ તો ક્યાંથી જ હોય ! એ પ્રકાશતો હોઇ, એની પાછળ સઘળું પ્રકાશે છે, એના તેજથી આ સઘળું પોતપોતાને સ્થળે પ્રકાશે છે.

३८. स यश्चायं पुरुषे यश्चासावादित्ये स एकः ।

= અને જે આ પુરુષમાં છે, અને જે પેલા સૂર્યમાં છે–એ (બંને) એક છે.

३९. सर्वं खल्विदं ब्रह्म ॥ प्रज्ञानं ब्रह्म ॥ आनन्दं ब्रह्म ॥ अयमात्मा ब्रह्म ॥ ऐतदात्म्यमिदं सर्वम् ॥ तत्त्वमसि श्वेतकेतो॥ अहं ब्रह्मास्मि ॥

= (મહાવાક્ય વગેરે:—) ખરેખર, આ સર્વ, બ્રહ્મ છે. બ્રહ્મ પ્રજ્ઞાન, આનન્દ બ્રહ્મ આ આત્મા બ્રહ્મ એ છે આત્મા જેનો એવું આ સર્વ છે. હે શ્વેતકેતુ! તે તું છે. હું બ્રહ્મ છું.

४०. यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

= જ્યાંથી મન સહવર્તમાન—વાણી વગર પહોંચ્યે જ પાછી વળે છે. એ બ્રહ્મનો આનન્દ જે જાણે છે તે કશાથી બ્હીતો નથી.

* [ ઉપનિષદ્. ]

---

* ઉપરના ઊતારામાં અમુક વર્ગીકરણ રહેલું છે એ સહજ સમજાશે. પ્રથમ તો બ્રહ્મની ખરી જિજ્ઞાસા, આત્માનું સ્વરૂપ, અને બ્રહ્મનું સ્વરૂપ એને લગતી આખ્યાયિકાઓ આપી છે. તે પછી બ્રાહ્મણયુગની યજ્ઞની અને દેવોની ભાવનામાંથી ઉપનિષદ્‌ની જ્ઞાનની અને બ્રહ્મની ભાવના કેવી પ્રકટ થઇ એ બતાવનારા ઊતારા મૂકયા છે. તે પછી બ્રહ્મનું સ્વરૂપ—જગત્‌ના કારણ રૂપે, અધિષ્ઠાનરૂપે, નિયન્તારૂપે—આન્તર તેમ જ પર—વિવિધ ઊતારાઓથી બતાવ્યું છે. છેવટે મહાવાક્યાદિ ટુંકાં વાક્યોમાં તે બ્રહ્મના સાક્ષાત્કારમાં પર્યવસાન કર્યું છે.

૮.

# શ્રુતિ-સ્મૃતિ-વેદાંગ-સૂત્ર.

૧. હિન્દુ ધર્મશાસ્ત્રના બે વિભાગ છેઃ—'શ્રુતિ' અને 'સ્મૃતિઃ' 'શ્રુતિ' તે પરમાત્મા પાસેથી ઋષિઓએ સાક્ષાત્ શ્રવણ કરેલું તે; અને 'સ્મૃતિ' તે 'શ્રુતિ' ઉપરથી સંભારીને ઋષિઓએ પોતે રચેલું તે. 'વેદ' યાને ઈશ્વરના 'નિઃશ્વસિત'—ઉચ્ચાર—રૂપ જ્ઞાનભંડાર એ જ 'શ્રુતિ'. એ વેદ ઋષિઓએ અન્તરમાં જોયો છે, એનો શબ્દ સાંભળ્યો છે, પોતે રચ્યો નથી પણ પરમાત્માએ પ્રકટ કર્યો છે એવો ઋષિઓનો અનુભવ છે; અને તેથી એનું કર્તૃત્વ ઋષિઓનું પોતાનું મનાતું નથી, પણ ઈશ્વરનું મનાય છે. વેદ પછી વેદના જ્ઞાનને વધારે સુલભ, સુશ્લિષ્ટ, અને બુદ્ધિમાં ઊતરે એવું કરવા માટે ઘણા ગ્રન્થો રચાયા. એ સર્વ સ્વતન્ત્ર ગ્રન્થો નથી, પણ પ્રાચીન વૈદિક જ્ઞાનના સ્મરણમાંથી ઉત્પન્ન થયા છે; અને તેથી એ સર્વે 'સ્મૃતિ'—નામે ઓળખાય છે. સંહિતા બ્રાહ્મણ અને આરણ્યક તથા ઉપનિષદ્—એટલા વૈદિકકાળના ગ્રન્થો તે 'શ્રુતિ'; અને ત્યાર પછીના સંસ્કૃતકાળના પ્રતિષ્ઠિત ઋષિમુનિઓના રચેલા ગ્રન્થો તે સર્વ 'સ્મૃતિ'. 'સ્મૃતિ' તે શ્રુતિના સ્મરણરૂપ છે એ સિદ્ધાન્ત હિન્દુધર્મશાસ્ત્રમાં એવી દૃઢતાથી મનાય છે કે જે સ્મૃતિવચનનો આધાર અત્યારે શ્રુતિમાં ન મળતો હોય તે પણ વસ્તુતઃ કોઈક શ્રુતિ ઉપર જ રચાએલું છે, પણ શ્રુતિઓની કેટલીક શાખાઓ લુપ્ત થવાથી અત્યારે એ શ્રુતિ ઉપલબ્ધ થતી નથી એમ કલ્પના કરવામાં આવે છે.[1]

[ પણ વસ્તુતઃ વિચાર કરતાં, એક બીજી કલ્પના સૂઝી આવે છે અને તે વધારે સંભવિત લાગે છે. સ્મૃતિઓમાં કેટલાક એવા આચાર વિચારના ઉલ્લેખ જોવામાં આવે છે કે જેનો શ્રુતિમાં દૂર દૂરનો આધાર પણ મળતો નથી. અને અત્યારે શ્રુતિની જુદી જુદી શાખાઓના ગ્રન્થો સરખાવી જોઈએ છીએ તો શાખાભેદને લીધે પ્રતિપાદ્ય વિષયમાં એટલો બધો ફેર દેખાતો નથી કે જેથી લુપ્ત થએલી શાખાઓમાં ઉપર કહ્યા તેવા આચારવિચાર હશે એમ કલ્પના કરવી વાજબી ગણાય. તેમ એ આચાર-

---

૧. બેશક જે સ્મૃતિનું વચન શ્રુતિથી સ્પષ્ટ વિરુદ્ધ હોય તેને તો અપ્રમાણ જ ગણવામાં આવે છે.

વિચાર સ્મૃતિકાળમાં પહેલવહેલા ઉત્પન્ન થયા એમ પણ કહી શકાતું નથી; કારણ કે એના ઉપર પ્રાચીનતાની સ્પષ્ટ છાપ છે, અને એમાંના કેટલાક તો પૃથ્વીની બીજી આર્ય પ્રજાઓમાં પણ જોવામાં આવે છે. આમ બંને વાતો ધ્યાનમાં લેતાં વધારે સંભવિત ખુલાસો એ લાગે છે કે—શ્રુતિમાં જે આચારવિચારોનો સંગ્રહ થયો છે તે ઉપરાંત બીજા ઘણા આચારવિચારો પૂર્વકાળમાં હતા, જે વંશપરંપરા સંપ્રદાયથી સ્મૃતિકારોને જણાએલા હોઈ સ્મૃતિમાં સ્મરણરૂપે દાખલ થયા છે. ઉદાહરણ તરીકે: શ્રૌત યજ્ઞોના વિધિ શ્રુતિમાંથી મળે છે, પણ તે ઉપરાંત બીજા ઘણા આચાર–વિચારો પ્રચલિત હતા જે સ્મૃતિઓમાં પહેલવહેલા નોંધાયા, અને તેથી તે 'સ્મૃતિયજ્ઞ' 'સ્માર્ત સંસ્કાર' 'સ્માર્ત વિધિ' વગેરે નામે પ્રસિદ્ધ થયા. વારસા વગેરે ઘણી બાબતના કુલાચાર અને દેશાચાર લોકમાં રૂઢિથી એવા સારા જાણીતા હતા કે એને ગ્રન્થરૂપે મૂકવાની જરૂર પહેલી ન જણાએલી; પણ આર્યલોકોની જમાવટ હિન્દુસ્થાનમાં વિશેષ થતી ગઈ અને વિવિધ પ્રાન્તો એકતાને પામતા ગયા, તેમ તેમ એ સાંપ્રદાયિક રિવાજોને ગ્રન્થાકારે મૂકવાની જરૂર પડી. આ રિવાજો શ્રુતિમાંથી પ્રાપ્ત થએલા નહિ,* પણ સ્મરણમાંથી, તેથી એ સંબન્ધી ગ્રન્થો તે 'સ્મૃતિ' કહેવાયા. પ્રથમ નામની શરૂઆત આ રીતે થઈ. પછીથી તો નવા આચારવિચાર—જે શ્રુતિમાં નહિ અને જૂની રૂઢિમાં પણ નહિ એવા પણ—ઉત્પન્ન થતા ગયા અને તે સ્મૃતિઓમાં દાખલ થતા ચાલ્યા. ]

'શ્રુતિ' સાંભળેલી અને 'સ્મૃતિ' સંભારેલી, તેથી સ્મૃતિ કરતાં શ્રુતિ વધારે પ્રબળ મનાય છે પણ તે જ્યાં શ્રુતિ અને સ્મૃતિ વચ્ચે સ્પષ્ટ વિરોધ આવે ત્યાં જ. જે બાબત શ્રુતિમાં કહી જ ન હોય તે બાબત જો સ્મૃતિનું વચન હોય તો એ વચન મૂળ કોઇક શ્રુતિ ઉપરથી જ બન્યું હશે એમ મનાય છે–અને તેથી આ સ્મૃતિઓ ઉપર, અર્થાત્ સંસ્કૃતકાળના પ્રતિષ્ઠિત ઋષિપ્રણીત ગ્રન્થો ઉપર, હિન્દુધર્મનો ઘણો આધાર રહે છે.

૨. વેદ પછી—વેદના શુદ્ધ ઉચ્ચાર કરવા માટે, એના અર્થ સમજવા માટે, એમાં બતાવેલી યજ્ઞની ક્રિયાઓ યોગ્ય કાળે અને યોગ્ય પદ્ધતિસર

* આ કુલાચાર અને દેશાચારના પણ ઋષિઓ હશે અને એમની પણ કેટલીક શ્રુતિઓ હશે જે ઉપલબ્ધ શ્રુતિસંગ્રહમાં દાખલ થઇ નથી–એટલા પૂરતો છેવટે શ્રુતિનો આધાર કલ્પવાની ના નથી.

કરવા માટે કેટલાંક પુસ્તકો રચવામાં આવ્યાં તે '**વેદાંગ**' કહેવાય છે. 'વેદાંગ' એટલે વેદનાં અંગ યાને સાધન; વેદને મદદગાર થનારાં પુસ્તકો-વેદાંગ છ છે: (૧) **શિક્ષા.** (વેદના સ્વરસહિત ઉચ્ચાર કરવાનું શીખવનાર ગ્રન્થ). આના મૂળ ગ્રન્થો 'પ્રાતિશાખ્ય'—યાને જુદી જુદી શાખાના ઉચ્ચાર કરવાના ગ્રન્થો—એ નામે ઓળખાય છે. એને આધારે પાણિનિએ શિક્ષાનો ગ્રન્થ રચ્યો છે, એ શિક્ષાનું વેદાંગ ગણાય છે.§ (૨) **કલ્પ** (યજ્ઞયાગની ક્રિયાઓનો વિધિ બતાવનાર ગ્રન્થ). 'કલ્પ' સંબન્ધી એટલે કે જુદી જુદી વેદની શાખાઓની યજ્ઞાદિક ક્રિયાઓ સંબન્ધી ઘણા ગ્રન્થો છે, એ આશ્વલાયન વગેરે ઋષિઓના બનાવેલા છે, અને તે તે શાખાઓમાં એ પ્રમાણ મનાય છે. (૩) **વ્યાકરણ.** આ પાણિનિનું બનાવેલું છે. પાણિનિ પહેલાં ઘણા વ્યાકરણકાર થઈ ગયા. પણ અત્યારે પાણિનિનું જ વ્યાકરણ સૌથી જૂનું હયાત છે, અને એ વેદાંગ તરીકે મનાય છે. (૪) **છન્દઃ** આ સંબન્ધી વેદાંગ-ગ્રન્થ પિંગલ નામે આચાર્યે રચેલો છે. એ બહુ જૂનો નથી. (૫) **જ્યોતિઃ**—જ્યોતિઃશાસ્ત્રનો વેદાંગ ગ્રન્થ ગર્ગાચાર્યનો બનાવેલો છે. એ પણ છન્દની માફક નવો છે. પણ આ બંને શાસ્ત્રો—છન્દ અને જ્યોતિઃ—જૂનાં છે. (૬) **નિરુક્તઃ** કઠિન તથા જાણવા જોગ વેદના શબ્દોની વ્યુત્પત્તિ આપી, એના અર્થ કરવાની રીત બતાવનાર તેમજ વેદની દેવતાઓનું સ્વરૂપ સમજાવનાર ગ્રન્થ યાસ્ક મુનિનો રચેલો છે. એ ઘણો પ્રાચીન ગ્રન્થ છે અને એ ગ્રન્થમાં એમના પહેલાંના નિરુક્તકારોનાં પણ ઘણાં નામ તથા મત આવે છે. પણ તેઓનાં પુસ્તક રહ્યાં નથી.

૩. આ કાળનાં ઘણાં પુસ્તકો 'સૂત્ર'ના આકારમાં રચાએલાં છે. 'સૂત્ર' એટલે દોરો. જેમ દોરા ઉપર ફુલ ગૂંથીને હાર બનાવાય છે, તેમ થોડા થોડા શબ્દોનાં બનેલાં અલ્પાક્ષરી વાક્યો ઉપર ગ્રન્થ ગૂંથી શકાય છે. અને તેથી આ અલ્પાક્ષરી વાક્યોને 'સૂત્ર' કહે છે. સૂચવે તે 'સૂત્ર'—થોડા શબ્દોમાં સઘળો અર્થ સૂચવનાર વાક્યો તે 'સૂત્ર'—એમ પણ કેટલાક ટીકાકારોએ અર્થ કર્યો છે. ટૂંકાં વાક્યો શિષ્યો સહેલાઇથી યાદ રાખી શકે અને એ ઉપર ગુરુએ કરેલો બધો ઉપદેશ મનમાં ગોઠવી શકે—એ હેતુથી સૂત્ર રચાએલાં છે. [ અસલ જ્યારે સઘળી વિદ્યા બનતાં સુધી મ્હોંએ જ રાખવાનો રિવાજ હતો ત્યારે આ સૂત્રો રચાયાં હતાં. પણ અસલ હિન્દુ-

§ કેટલાક વિદ્વાનો પ્રાતિશાખ્યને પાણિનિની પછી મૂકે છે.

સ્થાનમાં લિપિજ્ઞાન નહોતું તેથી સૂત્રો-અલ્પાક્ષરી વાક્યો—રચાયાં એમ કેટલાકની[1] કલ્પના છે તે ખરી નથી. સૂત્રો રચાતા પહેલાં પણ એ જ્ઞાન હતું એમ સિદ્ધ કરનારાં ઘણાં પ્રમાણો છે[2]—જેમકે 'વર્ણ' 'અક્ષર' વગેરે શબ્દો જે પાણિનિની પહેલાંના છે તે સ્પષ્ટ સિદ્ધ કરે છે કે લિપિજ્ઞાન ન હોય તો એ શબ્દો સંભવે નહિ.[3] વળી, સઘળાં સૂત્રો ગૌતમ બુદ્ધ (ઈ. સ. પૂ. છઠ્ઠો સૈકો) ની પછીનાં છે કારણ કે બૌદ્ધધર્મનું મુખ્ય સાહિત્ય 'સૂત્ર' નામે ઓળખાય છે—એ કલ્પના પણ ખરી નથી. બૌદ્ધધર્મનાં સૂત્રો તો ગુરુશિષ્યના સંવાદરૂપી છે, અને તેથી 'સૂત્ર'-શબ્દ જેવો વૈદિક સૂત્રને યથાર્થ રીતે લાગુ પડે છે તેવો બૌદ્ધ સૂત્રને લાગુ પડતો નથી-અને તેથી બૌદ્ધ શબ્દ વૈદિક શબ્દ ઉપરથી થયો હોય એ વધારે સંભવિત છે.]

આ સૂત્રોમાંનાં ધર્મને લગતાં જે સૂત્રો છે તે, તથા એમાંથી ઉત્પન્ન થએલાં તે પછીનાં પ્રતિષ્ઠિત મુનિઓએ રચેલાં પુસ્તકો તે 'સ્મૃતિ' કહેવાય છે. પણ વિશેષ અર્થમાં આ શબ્દ બીજી જાતના-શ્લોકબદ્ધ—ગ્રન્થોને લગાડાય છે. એ અર્થમાં સ્મૃતિ વિષે હવે પછી બોલીશું.

---

## ઉતારા.

૧. તમે કહેશો કે આ નિરુક્તશાસ્ત્ર મન્ત્રના અર્થ જાણવા માટે છે, તો તે સામે કહેવાનું કે-મન્ત્રના અર્થ થતા નથી એમ [4]કૌત્સનું કહેવું છે. મન્ત્રના અર્થ નથી એ આટલા ઉપરથી સમજવું કે એક તો મન્ત્રમાં શબ્દરચના અને આનુપૂર્વી અમુક જ નક્કી હોય છે. બીજું, બ્રાહ્મણ થકી મન્ત્રો રૂપ

---

૧. મૅક્સમૂલર. ૨. જુવો ગોલ્ડસ્ટુકરનું 'પાણિનિ. ૩. 'વર્ણ' એટલે ચીતરેલું, પત્ર ઉપર રંગેલું; 'અક્ષર' એટલે જે નાશ ન પામે તેવું: ઉચ્ચારેલો ધ્વનિ નાશ પામે, પણ લખેલો શબ્દ નાશ ન પામે. આ ઉપરાંત બીજાં ઘણાં પ્રમાણો ગોલ્ડસ્ટુકરે રજુ કર્યાંછે. ૪ વેદના મન્ત્રો તે જાદુના મન્ત્રોની માફક માત્ર ઉચ્ચારવાના જ છે, એમનો કશો અર્થ થતો નથી એમ કૌત્સનો મત છે. એ મતનાં કારણો અને એનાં ખંડન અત્રે આપ્યાં છે. મૂળ આપતાં બહુ જગ્યા રોકાય તેથી માત્ર ભાષાન્તર આપ્યું છે.

પામે છે. જેમકે " **उरु प्रथस्व**"१–' વિસ્તારથી પથરા' એમ મન્ત્રોચ્ચાર કરી પાથરે છે. ત્રીજું મન્ત્રના અર્થ બંધબેસતા હોતા નથી: "હે ઓષધિ, એનું રક્ષણ કર. હે સ્વધિતિ, એને માર નહિ." એમ મારતાં મારતાં કહે છે. વળી મન્ત્રના અર્થ પરસ્પર વિરુદ્ધ હોય છે: "એક રુદ્ર જ રહેલો છે, બીજો નહિ."; અને તે સાથે અન્યત્ર, "પૃથ્વી ઉપર જે રુદ્રો છે તે અસંખ્યાત હજારો છે." "હે ઇન્દ્ર ! તું શત્રુરહિત ઉત્પન્ન થએલો છે." "એ ઇન્દ્રે સો સેના એકી વારે જીતી."—એમ વાક્ય છે. વળી જાણતાને પ્રેરે છે કે "આ અગ્નિ સળગે છે તેને કહે."२ વળી કહે છે કે ' અદિતિ જ સર્વ છે. અદિતિ એ દ્યૌ છે, અદિતિ અન્તરિક્ષ છે..."३ વળી ચોથું, એના અર્થ સ્પષ્ટ હોતા નથી: જેમકે ' અમ્યક્ ' વગેરે શબ્દો.

આ કૌત્સના મતના ઉત્તરમાં કહેવાનું કે—મન્ત્રો અર્થવાળા છે, કારણ કે બીજા ( લૌકિક ) શબ્દોની પેઠે આ પણ શબ્દો છે. વળી આ પ્રમાણે મન્ત્રોચ્ચારથી યજ્ઞ રૂપસંપન્ન થાય છે ત્યારે તે બરાબર ('સમૃદ્ધ') થાય છે. જે કર્મ થાય છે તેનું જ ઋક્ અને યજુર્‌ના મન્ત્રો ( અર્થવાળું ) કથન કરે છે, અને તેથી જ એ પ્રમાણે બ્રાહ્મણવાક્ય છે.४ જેમકે " પુત્રપૌત્ર સાથે ખેલતા " એ વાક્યમાં५. આ મન્ત્રો અમુક જ' શબ્દરચના અને આનુપૂર્વીવાળા હોય છે અને તેથી એના અર્થ કરવાના નથી એનો ઉત્તર

---

૧. આ વેદના બ્રાહ્મણભાગનું વાક્ય છે. મન્ત્રનો અર્થ થતો હોત તો એ અર્થ ઉપરથી જ એનો ઉપયોગ ફલિત થાત. પણ તેમ ન હોતાં, મન્ત્રનો ઉપયોગ બ્રાહ્મણમાં બતાવેલો હોય છે. તે ઉપરથી જણાય છે કે મન્ત્રો તે માત્ર જાદુના મન્ત્ર જેવા અર્થરહિત શબ્દો રૂપે જ લેવાના છે. ૨. હોતા વિધિ જાણે છે, છતાં અધ્વર્યુ એને અમુક કર એમ કહે છે. એ બતાવે છે કે વેદના મન્ત્રો તે અર્થરહિત અને યજ્ઞમાં માત્ર બોલી જવાના શબ્દો જ છે. ૩ એક જ વસ્તુ દ્યૌ, અન્તરિક્ષ, પિતા, પુત્ર, ભૂત અને ભવિષ્ય સઘળું કેમ હોઈ શકે ? ૪ મન્ત્રો અમુક અર્થવાળા છે તેથી જ એ અર્થાનુસાર યજ્ઞમાં બ્રાહ્મણગ્રન્થે વિધિ કર્યો છે. ૫. " પુત્ર–પૌત્ર સાથે પોતાના ઘરમાં ખેલતાં આનન્દ પામતાં તમે, ( પતિપત્ની) અત્ર જ રહો, એક બીજાથી છૂટાં મા પડો, સકળ આયુષ્ય સારી રીતે ભોગવો" એવો મન્ત્ર છે. એ મન્ત્ર આશીર્વાદરૂપ અર્થવાળો છે.

કે 'ઇન્દ્રાગ્ની' 'પિતાપુત્ર' એ (સમાસ) શબ્દોમાં પણ શબ્દનો અમુક જ ક્રમ હોય છે.[૧] વળી જે એમ કહ્યું કે બ્રાહ્મણવાક્ય વડે મન્ત્રો રૂપસંપન્ન થઈ વિધિ પામે છે, એનો ઉત્તર કે એ મન્ત્રમાં એક વખત કહેલું તેનો જ અનુવાદ બ્રાહ્મણ કરે છે.[૨] વળી અર્થ બંધબેસતા નથી એમ કહ્યું તેનો ઉત્તર કે શાસ્ત્ર( વેદ )ના વચનથકી અહિંસા (મારતાં છતાં અહિંસા) સમજાય છે. વળી એના અર્થ પરસ્પર વિરુદ્ધ હોય છે એનો ઉત્તર કે લૌકિક વાક્યમાં પણ એમ હોય છે; જેમકે શત્રુરહિત આ બ્રાહ્મણ છે, શત્રુરહિત આ રાજા છે.[૩] વળી જે એમ કહ્યું કે જાણીતાને પ્રેરે છે એનો ઉત્તર કે અભિવાદન અને મધુપર્ક જાણતાને જ જણાવાય છે.[૪] વળી 'અદિતિ જ સર્વ છે' એનો ઉત્તર કે લૌકિક વાક્યમાં પણ એ જ પ્રમાણે છેઃ જેમકે, 'સર્વ રસ પાણીમાં આવેલા છે' એ વાક્યમાં. વળી જે એમ કહ્યું કે મન્ત્રના અર્થ સ્પષ્ટ હોતા નથી એનો ઉત્તર કે આંધળો માણસ થાંભલો ન જુવે એમાં થાંભલાનો વાંક નથી, માણસનો વાંક છે. સામાન્ય લોકમાં વિદ્યાથકી પુરુષ વિશિષ્ટતાને પામે છે. પર અને અવર[૫] વિદ્યા જાણનારા વિદ્વાનોમાં જેની વિદ્યા અધિક હોય છે તે પ્રશંસાને પાત્ર થાય છે. કહ્યું છે કેઃ—

"स्थाणुरयं भारहारः ? किलाभूदधीत्य वेदं न विजानाति योऽर्थम् ।
योऽर्थज्ञ इत् सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा ॥"

= "અર્થાત્ જે વેદ ભણીને એનો અર્થ જાણતો નથી તે ભાર વહન કરનાર માત્ર થાંભલો જ છે. જે અર્થ જાણે છે તે સકલ કલ્યાણને પામે

---

૧ દ્વન્દ્વ સમાસના નિયમાનુસાર ઇન્દ્ર અને પિતા શબ્દ પહેલા મૂકાયા છે. ૨ મન્ત્ર અર્થવાળા હોય છે, અને એ અર્થાનુસાર પછીથી બ્રાહ્મણ ભાગમાં એમનો ઉપયોગ બતાવ્યો છે. ૩. વસ્તુતઃ એમનો કોઇ જ શત્રુ નથી એમ તાત્પર્ય નથી; એ બ્રાહ્મણનો સર્વ પ્રત્યે પ્રેમભાવ છે, એ રાજા એવો બળવાન છે કે કોઇ એનો શત્રુ થઇ શકે એમ નથી, એટલું જ કહેવાનું છે. તે જ પ્રમાણે ઉપર રુદ્ર અને ઇન્દ્ર સંબન્ધી મન્ત્રો ટાંક્યા છે એમાં સમજવું. ૪ શિષ્ય અને ન્હાનેરાં ગુરુ-વડીલ વગેરેને પોતાનું નામ દઇ અભિવાદન કરે છે ત્યાં ગુરુ-વડીલ એ શિષ્ય અને ન્હાનેરાના નામથી અજાણ્યા નથી હોતા. તે જ પ્રમાણે અતિથિને મધુપર્ક આપવામાં આવે છે તેમાં પણ. ૫. ચઢતી ઊતરતી, આત્મવિદ્યા અને સૃષ્ટિવિદ્યા વગેરે.

છે, અને જ્ઞાને કરીને જેનાં પાપ ખંખેરાઈ ગયાં છે એવો બની સ્વર્ગ લોકે જાય છે."

२. तत् को वृत्रः। मेघ इति नैरुक्ताः। त्वाष्ट्रोऽसुर इत्यैतिहासिकाः। अपां च ज्योतिषश्च मिश्रीभावकर्मणो वर्षकर्म जायते तत्रोपमार्थेन युद्धवर्णा भवन्ति। अहिवत्तु खलु मन्त्रवर्णा ब्राह्मणवादाश्च । विवृद्धया शरीरस्य स्रोतांसि निवारयाञ्चकार। तस्मिन् हते प्रसस्यन्दिर आपः।

= વૃત્ર તે કોણ? મેઘ એમ નૈરુક્તો કહે છે. ત્વષ્ટાનો પુત્ર અસુર એમ ઐતિહાસિકો કહે છે. જળ અને તેજના મિશ્રણરૂપી કર્મથકી વૃષ્ટિરૂપી કર્મ ઉત્પન્ન થાય છે. એ વિષે ઉપમાના અર્થમાં યુદ્ધનાં વર્ણન થાય છે. 'અહિ'× રૂપે મન્ત્ર અને બ્રાહ્મણનાં વાક્યો છે...શરીર વધારીને એણે નદીઓ—આકાશજળનાં વહેણ—અટકાવ્યાં તે એ મરાયો એટલે વહેવા માંડ્યાં.

३. तद्येऽनादिष्टदेवता मन्त्रास्तेषु देवतोपपरीक्षा यद्देवतः स यज्ञो वा यज्ञाङ्गं वा तद्देवता भवन्ति। अथान्यत्र यज्ञात् प्राजापत्या इति याज्ञिकाः। नाराशंसा इति नैरुक्ताः। अपि वा सा कामदेवता स्यात्। प्रायोदेवता वा ....। याज्ञदैवतो मन्त्रः....।

अपि ह्यदेवता देवतावत् स्तूयन्ते यथाऽश्वप्रभृतीन्योषधिपर्यन्तानि॥ ....। स न मन्येतागन्तूनिवार्थान् देवतानाम्।प्रत्यक्षदृश्यमेतद्भवति। माहाभाग्याद्देवतायाः।एक आत्मा बहुधा स्तूयते। एकस्यात्मनोऽन्ये देवाः प्रत्यङ्गानि भवन्ति ....। तिस्र एव देवता इति नैरुक्ताः। अग्निः पृथिवीस्थानो वायुर्वेन्द्रो वान्तरिक्षस्थानः सूर्यो द्युस्थानस्तासां माहाभाग्यादेकैकस्या अपि बहूनि नामधेयानि भवन्ति। अपि वा कर्मपृथक्त्वाद्यथा होताध्वर्युर्ब्रह्मोद्गातेत्यप्येकस्य सतामपि वा पृथगेव स्युः पृथग्घि स्तुतयो भवन्ति तथाऽभिधानानि यथो एतत्कर्मपृथक्त्वादिति। बहवोऽपि विभज्य कर्माणि कुर्युस्तत्र संस्थानैकत्वं संभोगैकत्वं चोपेक्षितव्यम्। यथा पृथिव्यां मनुष्याः पशवो देवा इति

× 'અહિ' એ મંત્રનું બીજું નામ છે. અહિ એટલે સર્પ યાહુદી અને ખ્રિસ્તી ધર્મમાં શેતાન સર્પરૂપ ધારણ કરતો વર્ણવ્યો છે એ જાણવા જેવું છે.

स्थानैकत्वं च संभोगैकत्वं च दृश्यते । यथा पृथिव्याः पर्जन्येन च वाय्वादित्याभ्यां च संभोगोऽग्निना चैतस्य लोकस्य । तत्रैतन्नरराष्ट्रमिव ।

अथाकारचिन्तनं देवतानाम् । पुरुषविधाः स्युरित्येकम् । चेतनावद्धि स्तुतयो भवन्ति । तथाभिधानानि । अथापि पौरुषविधिकैरङ्गैः स्तूयन्ते । अपुरुषविधाः स्युरित्यपरम् । अपि तु यद्दृश्यतेऽपुरुषविधं तद्यथाग्निर्वायुरादित्यः पृथिवी चन्द्रमा इति । .... । अपि वोभयविधाः स्युः । अपि वा पुरुषविधानामेव सतां कर्मात्मान एते स्युर्यथा यज्ञो यजमानस्य । एष चाख्यानसमयः ।

= જે મન્ત્રની દેવતા કહેલી ન હોય તેની દેવતા કયી એ સબન્ધી વિચાર કરીએ. જે દેવતાનો એ યજ્ઞ વા યજ્ઞની અંગભૂત ક્રિયા હોય તે દેવતાના એ મન્ત્ર સમજવા. યજ્ઞ સિવાયને સ્થળે એ મન્ત્રો પ્રજાપતિના જાણવા એવો યાજ્ઞિકોનો મત છે. એ મન્ત્રો 'નારાશંસ' કહેતાં અમુક નરોની પ્રશંસા-રૂપ છે એમ નૈરુક્તો કહે છે. અથવા તો કામના પ્રમાણે એની દેવતા ગણવી. અથવા વિશેષે કરી જે દેવતા હોય તે જાણવી. યજ્ઞદેવતાવાળો મન્ત્ર જાણવો.

વળી જે દેવતારૂપ નથી તેની દેવતા પેઠે સ્તુતિ કરવામાં આવે છે—જેમકે, અશ્વથી માંડી ઓષધિ પર્યન્તના પદાર્થોની—તેનો ખુલાસો કે દેવતાના એ પદાર્થોને બહારથી પ્રાપ્ત થતા સામાન્ય અશ્વાદિક પદાર્થો જેવા કોઇએ ન સમજવા. આ પ્રત્યક્ષદૃશ્ય છે. દેવતાનું ઐશ્વર્ય મ્હોટું હોવાના કારણથી, એક આત્માની બહુ પ્રકારે સ્તુતિ કરવામાં આવે છે. એક આત્માનાં અન્ય દેવો અંગરૂપ છે. ત્રણ જ દેવતા છે એમ નૈરુક્તોનો મત છે. અગ્નિ—જેનું સ્થાન પૃથ્વી છે; વાયુ અથવા ઇન્દ્ર જેનું સ્થાન અન્તરિક્ષ છે; સૂર્ય—જેનું સ્થાન દ્યોઃ છે. તેઓના મહાન ઐશ્વર્યને લીધે એક એકનાં અનેક નામો હોય છે. અગર તો તેઓનાં જુદાં જુદાં કર્મોને લીધે અનેક નામો થાય છે; જેમ એક જ માણસનાં ( કર્મ પ્રમાણે ) હોતા, અધ્વર્યુ, બ્રહ્મા, અને ઉદ્ગાતા નામ પડે છે તેમ. અથવા તો એ દેવતાઓ જુદી જુદી જ છે; કારણ કે તેઓની સ્તુતિઓ જુદી જુદી થાય છે, તથા એમનાં નામો પણ જુદાં જુદાં છે. એક જ વ્યક્તિ કર્મભેદે કરીને જુદાં જુદાં નામો પામે છે એમ જે કહેવામાં આવે છે તેનો ઉત્તર કે અનેક વ્યક્તિઓ પણ જુદાં જુદાં કર્મો કરે છે તેમાં, એક જ સ્થળે રહીને

કર્મ કરે છે વા સાથે ભોગ અનુભવે છે તે કારણથી તેઓની એકતા કહેવામાં આવે છે; જેમકે, પૃથ્વી ઉપર મનુષ્ય પશુ અને દેવો એઓનું સ્થાન એક, ભોગ એક, જોવામાં આવે છે. વળી પૃથ્વી, પર્જન્ય સાથે અને વાયુ તથા આદિત્ય સાથે ભોગ ભોગવે છે ( એક સાથે સંબન્ધમાં આવી, ઉપકાર્યોપકારકભાવ પામે છે ); અને અગ્નિ અન્ય લોક ( અન્તરિક્ષમાં વિદ્યુત્ રૂપે અને દ્યૌમાં સૂર્યરૂપે ) સાથે એ જ પ્રમાણે કરે છે. ત્યાં અનેકતા છતાં એકતાનું કથન થાય છે તે અનેક નરો મળી એક રાષ્ટ્ર કહેવાય છે એ પ્રમાણે.

હવે દેવોના **આકાર**[1] સબન્ધી વિચાર કરીએ. દેવો પુરુષ જેવા છે એવો એક મત છે. કારણ કે દેવો ચેતનાવાળા હોય એ રીતની સ્તુતિઓ જોવામાં આવે છે. અને તે જ પ્રમાણે નામ પણ છે. અને વળી પુરુષ જેવાં અંગો સહિત એમની સ્તુતિ કરવામાં આવે છે. બીજો મત એવો છે કે દેવો પુરુષાકાર નથી. કારણ કે જે જોવામાં આવે છે તે પુરુષના જેવું નહિ તેવું જોવામાં આવે છે; જેમકે-અગ્નિ, વાયુ, આદિત્ય, પૃથ્વી, ચન્દ્રમા. એમ જે કહેવામાં આવ્યું કે ચેતનાવાળાના જેવી સ્તુતિ કરવામાં આવે છે, તેનો ઉત્તર કે અચેતન પદાર્થોની પણ એ પ્રમાણે ( માત્ર ચેતનાના આરોપણથી ) સ્તુતિ કરવામાં આવે છે; જેમકે, અક્ષ (પાસા) થી માંડી ઓષધિ પર્યન્ત પદાર્થોની. એમ જે કહેવામાં આવ્યું કે પુરુષનાં જેવાં અંગોવાળી સ્તુતિ કરવામાં આવે છે, એનો ઉત્તર કે જડ પદાર્થોની પણ એ પ્રકારની સ્તુતિ કરવામાં આવે છે; જેમકે "ગ્રાવા ( સોમરસ કાઢવાનો પત્થર ) લીલા મુખ વડે આક્રોશ કરે છે" એ વાક્યમાં...અથવા તો બંને પ્રકારના ( પુરુષાકારવાળા તેમ જ જડ ) આ દેવો છે. અથવા તો દેવો પુરુષાકાર જ છે, અને એમનાં કર્મરૂપ આ ( અગ્નિ-વાયુ વગેરે પદાર્થો ) છે, જેમ યજ્ઞ એ યજમાનનું કર્મ છે તે રીતે. આ **આખ્યાનોનો**[2] સિદ્ધાન્ત છે.

---

૧ 'આકાર' એટલે બાહ્ય આકાર જ નહિ—આન્તર સ્વરૂપ પણ. પ્રકૃત સ્થળે આન્તર સ્વરૂપ વિવક્ષિત છે.

૨ ઇતિહાસ-પુરાણ-આખ્યાનવાદીઓ.

૯.

# સૂત્ર અને સ્મૃતિ.

૧. વેદાંગ યાને સૂત્રનો સમય એ વેદના પુનરાલોચનનો સમય છે. સંહિતાથી ઉપનિષદ્ પર્યન્તનો જે વેદધર્મ તે સૂત્રકાળમાં વ્યવસ્થા પામે છે. સૂત્રકાળના વેદધર્મમાં જતે દહાડે કેટલાંક આવશ્યક રૂપાન્તરો થયાં, છતાં એમ કહેવામાં ખોટું નથી કે—સૂત્રકાળમાં વેદધર્મની જે વ્યવસ્થા બાંધવામાં આવી છે તે જ આજ પર્યન્ત હિન્દુ( વેદ )ધર્મમાં ચાલે છે.

૨. ધર્મનાં ત્રણ તત્ત્વો પૈકી જ્ઞાન અને ભક્તિ તે આન્તર તત્ત્વ છે, અને આન્તર હોઈ સૂક્ષ્મ છે, તેથી જનસમાજનો અમુક જ વર્ગ એનો ખાસ અધિકારી હોય છે. પણ ધર્મનું ત્રીજું તત્ત્વ જે કર્મ તે બાહ્ય આચારરૂપ છે, અને તે સ્થૂલ હોઇ સહેલાઇથી ગ્રહણ કરી શકાય છે, તેથી તે જનસમાજના મ્હોટા ભાગનો ધર્મ બને છે. જ્ઞાન અને ભક્તિને ધર્મની પાંખો કહીએ તો કર્મ એ એનું ધડ ( શરીર ) છે. એટલે દરેક ધર્મનું સ્થૂલ સ્વરૂપ—મહાજનનો ધર્મ—જાણવો હોય તો એ ધર્મના કર્મકાંડનું§ અવલોકન કરવું જોઇએ. એ કર્મકાંડને લગતા ગ્રન્થ તે કલ્પસૂત્ર ( પૂર્વોક્ત ' કલ્પ ' નામક વેદાંગનાં સૂત્ર ) છે. ' કલ્પ ' એટલે ક્રિયા અથવા વિધિ; અને સૂત્ર એટલે અલ્પાક્ષરી વાક્યો.

૩. કલ્પસૂત્રના ત્રણ વર્ગ પાડવામાં આવે છેઃ શ્રૌતસૂત્ર, ગૃહ્યસૂત્ર, અને ધર્મસૂત્ર. શ્રૌતસૂત્રમાં, શ્રુતિમાં કહેલી અશ્વમેધાદિ યજ્ઞની ક્રિયાઓ શી રીતે કરવી એ બતાવેલું હોય છે. ગૃહ્યસૂત્રમાં દરેક ગૃહસ્થે ઘરમાં કરવાની ધાર્મિક ક્રિયાઓનો તથા ઉપનયન—વિવાહાદિ સંસ્કારોનો વિધિ છે. ધર્મસૂત્રમાં મુખ્યત્વે કરીને, બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે વર્ણોના તથા બ્રહ્મચારી ગૃહસ્થ વગેરેના આશ્રમોના ધર્મોનું, તેમ જ વારસો—લેણદેણ વગેરે લૌકિક વ્યવહાર તથા કાયદાને લગતી બાબતોનું વર્ણન કરવામાં આવ્યું છે. આમ ભેદ છે,

§ પણ તેથી એમ ધારવાનું નથી કે ધર્મ તે જ્ઞાન અને ભક્તિ વિના નો શુષ્ક અને આંધળો આચાર છે. કર્મકાંડના ગર્ભમાં જ્ઞાન અને ભક્તિ રહેલાં છે, અને તે જ્ઞાન અને ભક્તિને ધીમે ધીમે પ્રકટાવે તથા પોષે છે.

છતાં એ ત્રણે પ્રકારનાં સૂત્રો પરસ્પર જોડાએલાં છેઃ ગૃહસ્થ વેદધર્મ પાળે છે અને તેથી ગૃહસ્થ તરીકે પણ એ શ્રુતિમાં કહેલા કેટલાક યજ્ઞો કરે છેઃ વળી, જનસમાજમાં રહેતા મનુષ્યોને ઘરસંસાર વિના ચાલતું નથી, અને ઘરસંસારી મનુષ્યોને જનસમાજના પરસ્પરના વ્યવહારમાં ભાગ લેવો પડે છે. આ રીતે શ્રૌત અને ગૃહ્ય, ગૃહ્ય અને ધર્મ એમ ત્રણે સૂત્રોના વિષય થોડા ઘણા એક બીજા સાથે ભળેલા છે.

૪. શ્રૌતયજ્ઞો 'વૈતાનિક' કર્મ કહેવાય છેઃ 'વિતાન' ( **वि+तन्**–વિસ્તારવું ઉપરથી ) કહેતાં અગ્નિનો વિસ્તાર, એમાં ઉત્પન્ન થતાં કર્મ તે 'વૈતાનિક'; 'બહુ અગ્નિવડે સાધ્ય એવાં' જે કર્મ તે. એથી ભિન્ન ગૃહનિમિત્ત[1] જે અગ્નિ તે 'ગૃહ્ય' અગ્નિ–અને એમાં થતાં કર્મો તે 'ગૃહ્ય' કર્મો. આ ગૃહ્ય અગ્નિ વિવાહથી શરૂ થાય છે એમ કેટલાકનો મત છે,[2] અને દાયવિભાગ થયા પછી–એટલે કે જુદું ઘર મંડાય ત્યારથી–શરૂ થાય છે એમ બીજાઓનો છે.[3]

૫. ગૃહ્યસૂત્રમાં વિશેષે કરી—ગૃહસ્થે કરવાના (૧) પાકયજ્ઞ, (૨) પંચમહાયજ્ઞ, (૩) વર્ષમાં જુદે જુદે વખતે કરવાના ઋતુઓના યજ્ઞ, (૪) શ્રાદ્ધ અને (૫) સંસ્કાર એટલા વિષયો આવે છે. 'પાકયજ્ઞ' તે ઘરમાં અન્ન રાંધીને અગ્નિદ્વારા પરમાત્માને આહુતિ આપવાની ક્રિયા છે. [ '**पाक**' એટલે અલ્પ, ન્હાના; અથવા તો પ્રશસ્ત–એમ કેટલાક ટીકાકારો[4] અર્થ કરે છે. '**पाक**' એટલે રાંધવું[5]–એમ બીજાઓએ અર્થ કર્યો છે એ વધારે સ્વાભાવિક જણાય છે. ] ઋતુઓના યજ્ઞ–જે જાતે જ ધાર્મિક ઉત્સવ હતા તેમાંથી જતે દહાડે હિન્દુઓના વિવિધ ઉત્સવો અને તહેવારો ઉત્પન્ન થયા

---

૧. ગૃહસ્થાશ્રમ માટે ગ્રહણ કરેલો અગ્નિ.

૨. 'ગૃહ' એટલે ગૃહિણી–એના સંબન્ધથી પ્રાપ્ત થતો અગ્નિ તે 'ગૃહ્ય' અગ્નિ એમ અર્થ કરીને.

૩. 'ગૃહ' એટલે ઘર–સ્વતન્ત્ર ઘર–માંડીને સ્થાપેલો અગ્નિ તે–એમ અર્થ કરીને.

૪. જુવો આશ્વલાયન ગૃહ્યસૂત્ર ૧-૧-૨ ઉપર નારાયણીયવૃત્તિ.

૫. જુવો પારસ્કર ગૃહ્યસૂત્ર—'**अथातो गृह्यस्थालीपाकानां कर्म**' ઉપર હરિહરભાષ્ય.

છે. શ્રાદ્ધ એ ગત પિતૃઓનું સ્મરણ કરી એમના પ્રત્યે ભક્તિ જાગતી રાખવાની ક્રિયા છે. પંચ મહાયજ્ઞમાં ગૃહસ્થને ટુંકામાં એના સર્વ ધર્મનું નિત્યસ્મરણ આપવામાં આવે છે. અને સંસ્કારો તે જીવનને ગર્ભથી મરણ પર્યન્ત પવિત્ર કરનાર ધાર્મિક ક્રિયાઓ છે. આ છેવટના બે વિષયો ખાસ મહત્ત્વના હોવાથી એનું જુદા પાઠરૂપે નિરૂપણ કરીશું.

૬. શ્રૌત યજ્ઞો—સાત હવિર્યજ્ઞ અને સાત સોમયાગ મળીને ચઉદ છે. તેમાં અગ્નિહોત્ર, દર્શપૂર્ણમાસ (અમાવાસ્યા અને પૂર્ણિમાએ કરવાના યજ્ઞ) ત્રણ ઋતુઓના ચાતુર્માસ્ય, અગ્નિષ્ટોમ વગેરે પ્રસિદ્ધ છે. 'અગ્નિચયન' નામે સોમયાગના અંગની એક ક્રિયા છે—એમાં બહુવિધિપુરઃસર વેદિ રચવામાં આવે છે, અને એમાં ઈંટોની સંખ્યા, ગોઠવવાની રીત વગેરે જોતાં ગૂઢ અર્થ સમાએલા દીસી આવે છે. પણ આમાંના ઘણાખરા યજ્ઞ અત્યારે હિન્દુધર્મમાં નહિ જેવા રહ્યા છે, તેથી એ વિષેની વિગતમાં ઉતરવાની જરૂર નથી. પણ ગૃહ્યસૂત્ર અને ધર્મસૂત્ર બહુ ઉપયોગી અને જાણવા જોગ છે. કારણ કે એમાં વર્ણવેલી ક્રિયાઓ અને જીવનના નિયમો ઉપર હિન્દુ જનસમાજની ઇમારત બંધાએલી છે.

૭. ધર્મસૂત્રોનું બીજું નામ 'સામયાચારિક સૂત્રો' છે. ઋષિઓના 'સમય'—અર્થાત્ એકમત વા સિદ્ધાન્તથી જે આચારો નક્કી થએલા છે તે 'સમયાચાર', અને એ સંબન્ધી સૂત્રો તે 'સામયાચારિક સૂત્રો'. ગૃહ્ય કર્મો તે પ્રત્યેક પોતપોતાના ગૃહમાં કરવાનાં કર્મો છે, પણ ધર્મસૂત્રમાં આખા જનસમાજના પરસ્પર વ્યવહારનું નિરૂપણ છે તેથી પણ એનું 'સામયાચારિક' નામ અન્વર્થ (**सम्+ई**-સંગમન ઉપરથી) છે.

૮. ધર્મસૂત્રોમાંથી આગળ જતાં અનુષ્ટુભ્-શ્લોકબદ્ધ વિશાળ સ્મૃતિઓ રચાઈ. [સૂત્રો તે મૂળ તે તે શાખાના જ ગ્રન્થો હતા, અને સ્મૃતિઓ સર્વ શાખા માટે રચાઈ—એમ પાશ્ચાત્ય વિદ્વાનો તરફથી એ વચ્ચે ભેદ બતાવવામાં આવે છે. પણ ખરૂં જોતાં જે શાખાના ગ્રન્થો કહેવાય છે તેના મૂળ કર્તાઓએ તો એ ગ્રન્થો સર્વજન–સમાજ માટે કરેલા, પરંતુ વંશજો અને અનુયાયીઓમાં જ એ માન્ય થયા તેથી તે તે તે શાખાના ગ્રન્થો રહ્યા. જતે દહાડે તે તે સ્મૃતિકારોના મત વિશાળ પ્રદેશમાં માન્ય થયા, અને એ સર્વ પ્રમાણ તરીકે મનાવામાં હિન્દુજનસમાજની વિસ્તરતી જતી એકતા મદદે આવી.] મુખ્ય સ્મૃતિકારોનાં યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં નીચે પ્રમાણે નામ છેઃ—

मन्वात्रिविष्णुहारीतयाज्ञवल्क्योशनोऽङ्गिराः ।
यमापस्तम्बसंवर्ताः कात्यायनबृहस्पती ।
पराशरव्यासशङ्खलिखिता दक्षगौतमौ ।
शातातपो वसिष्ठश्च धर्मशास्त्रप्रयोजकाः ॥

= મનુ, અત્રિ, વિષ્ણુ, હારીત, યાજ્ઞવલ્કય, ઉશના, અંગિરા, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ, અને વસિષ્ઠ એ ધર્મશાસ્ત્રના પ્રવર્તાવનારા છે.

એ સર્વ પ્રમાણ તરીકે મનાય છે—પણ તેમાં **મનુ યાજ્ઞવલ્કય** અને **પરાશર**ની સ્મૃતિઓ સૌથી વધારે પ્રખ્યાત છે. સ્મૃતિમાં વર્ણ અને આશ્રમના ધર્મો વર્ણવેલા છે, અને એમાં હિન્દુધર્મનાં સઘળાં તત્ત્વો સમાએલાં છે. એ વિષે વિસ્તારથી જુદા પાઠમાં બોલીશું.

૯. આ ત્રણ જાતનાં સૂત્રો ઉપરાંત **દર્શનસૂત્રો** પણ ગણાવવાં જોઇએ, કારણ કે એ આ સૂત્રયુગમાં જ રચાએલાં છે. પણ તે કલ્પ-સૂત્રના પેટામાં આવતાં નથી, કારણ કે કલ્પસૂત્ર આચારવિષયક છે, અને દર્શનસૂત્ર જ્ઞાનવિષયક છે. દર્શનસૂત્ર એટલે આ વિશ્વમાં રહેલી સત્ય વસ્તુ ( તત્ત્વ ) જે વેદમાં બતાવી છે તેનું ‘ દર્શન ’ અર્થાત્ સાક્ષાત્કાર કરવા માટે જેમાં માર્ગ બતાવ્યો છે એવાં સૂત્ર. આ જાતનાં સૂત્રમાં સાંખ્યસૂત્ર, યોગસૂત્ર, વેદાન્તસૂત્ર વગેરે આવે છે. એ વિષે ઘણું જાણવા જેવું હોવાથી જુદા પાઠના આકારમાં એનું નિરૂપણ કરીશું.

---

× આ શ્લોક મૂળ યાજ્ઞવલ્કયના રચેલા નહિ હોય, કારણ કે એમાં યાજ્ઞવલ્કયનું નામ વચ્ચે ગણાવ્યું છે. જીવાનન્દ વિદ્યાસાગરે ( કલકત્તા ), વેંકટેશ પ્રેસે ( મુંબાઇ ) તથા આનન્દાશ્રમમાલામાં (પૂના) સ્મૃતિસંગ્રહ પ્રસિદ્ધ થયા છે. જીવાનન્દની અષ્ટાદશ સ્મૃતિ વિષે સવિસ્તર હકીકત રાવસાહેબ વિશ્વનાથ મંડલિકે વ્યવહારમયૂખની આવૃત્તિના અંગ્રેજી ભાગમાં આપી છે. સ્મૃતિઓની લાંબામાં લાંબી નામાવલિ—લગભગ સો સ્મૃતિઓની—વેસ્ટ એન્ડ બૂલરના હિન્દુ લૅા. પૃ. ૨૭ મે છે.

## ઉતારા.

૧. यज्ञं व्याख्यास्यामः । स त्रयाणां वर्णानाम् । ब्राह्मणक्षत्रिययोर्वैश्यस्य च ।

= યજ્ઞનું વ્યાખ્યાન કરીશું. એ ત્રણ વર્ણનો—બ્રાહ્મણ અને ક્ષત્રિયનો અને વૈશ્યનો.

[का. श्रौ. सू. ]

૨. अथातोधिकारः। फलयुक्तानि कर्माणि । सर्वेषामविशेषात् । मनुष्याणामारम्भसामर्थ्यात् ।अङ्गहीनाश्रोत्रियषण्ढशूद्रवर्जम् । ब्राह्मणराजन्यवैश्यानां श्रुतेः । स्त्री चाविशेषात् । दर्शनाच्च । रथकारस्याधाने । .. । निषादस्थपतिर्गावेधुकेऽधिकृतः ।

= હવે તેથી અધિકારઃ કર્મ ફળવાળાં છે. (એ કર્મનો અધિકાર) સર્વનો છે, કારણ કે, એ અમુકનો જ છે એમ વિશેષ (ખાસ) રૂપે કહેલું નથી. વા[1] એ અધિકાર મનુષ્યોનો જ, કારણ કે મનુષ્યો જ એ આરંભી શકે એમ છે.[2] અપંગ, અશ્રોત્રિય, પંઢ અને શૂદ્ર વગર[3] બ્રાહ્મણ, ક્ષત્રિય

---

૧ 'વા.'—અથવા—શબ્દનો અર્થ પૂર્વપક્ષ વ્યાવૃત્ત કરવાનો છેઃ એટલે કે સર્વનો અધિકાર છે એમ જે ઉપલા સૂત્રમાં કહ્યું તેનો અત્રે નિષેધ કરે છે. (ટીકા૦) ૨. દેવાદિકનો નહિ, કારણ કે તે પ્રાપ્તકામ છે-(ટીકા૦) ૩. સર્વ મનુષ્યોનો અધિકાર પ્રાપ્ત થયો, તેમાંથી અમુકને બાતલ કરે છેઃ અપંગનો અધિકાર નહિ; કારણ કે યજ્ઞને અંગે ફરવું જોવું સાંભળવું બોલવું વગેરે કર્મ કરવાનાં આવે તે લૂલો આંધળો બ્હેરો મૂંગો વગેરે શા રીતે કરે? શ્રુતિમાં કુશળ ન હોય તે યજ્ઞ શી રીતે કરી શકે? પંઢ—નપુંસક—અપવિત્ર ગણાય છે, અને એને દ્રવ્ય(ધન)નો અધિકાર નથી એટલે એને પોતાનું એવું શું હોય કે જે યજ્ઞમાં એ આપે? [ આ ઉપરાંત પંઢને વિવાહનો અધિકાર નહિ, અને યજ્ઞમાં પત્નીની જરૂર એ કારણ પણ સંભવે છે. ] શૂદ્રને વેદાધ્યયન ન હોવાથી એનો અધિકાર નિષેધ્યો છે—શૂદ્રના અધિકારસૂચક કેટલાંક વાક્યો જોવામાં આવે છે, પણ તે રથકાર(શૂદ્રના સમીપની, શૂદ્ર જાતિ)ને લાગુ પડે છે. (ટીકા૦)

અને વૈશ્યોનો અધિકાર, કારણ કે એ પ્રમાણેની શ્રુતિ છે. અને સ્ત્રીનો, કારણ કે પુરુષનો જ એમ વિશેષ (ખાસ) રૂપે કહેલું નથી. અને એ પ્રમાણે શ્રુતિમાં જોવામાં પણ આવે છે. રથકારનો અગ્ન્યાધાનમાં અધિકાર છે... નિષાદ–સ્થપતિ[૪]નો ગાવેધુક[૫]માં અધિકાર છે.

[ का. श्रौ. सू. ]

૩. वसन्ते ब्राह्मणस्याग्न्याधेयम् । ग्रीष्मे क्षत्रियस्य । वर्षासु वैश्यस्य । शरदि वा । शिशिरे सर्ववर्णानाम् । यथाकाम्यमृतूनां सोमेन यक्ष्यमाणस्य । अमावास्यायां पौर्णमास्यायां वादधीत । शुद्धपक्षे वा पुण्ये नक्षत्रे । कृत्तिका-प्रभृतीनि त्रीणि फल्गुनीप्रभृतीनि च ।

= વસન્તમાં બ્રાહ્મણનું અગ્ન્યાધાન; ગ્રીષ્મમાં ક્ષત્રિયનું; વર્ષામાં વૈશ્યનું, અથવા શરદ્‌માં; શિશિરમાં સર્વ વર્ણોનું. સોમયાગ માટે અગ્ન્યાધાન કરવાનું હોય તો તે ઇચ્છાનુસાર ( ગમે તે ઋતુમાં ) અમાસ કે પૂનમને દહાડે કરવું. શુકલપક્ષમાં વા પુણ્ય નક્ષત્રમાં; કૃત્તિકાથી માંડીને ત્રણ, અને ફલ્ગુનીથી માંડીને ત્રણ નક્ષત્ર ( એ પુણ્ય નક્ષત્ર ).

[ का॰ श्रौ. सू. ]

૪. यज्ञं व्याख्यास्यामः । द्रव्यं देवता त्यागः ।

= યજ્ઞનું વ્યાખ્યાન કરીશું: યજ્ઞ તે– દ્રવ્ય, દેવતા અને ત્યાગ ( અમુક પદાર્થ, અમુક દેવતાને અર્પી દેવો. )

[ का. श्रौ. सू. ]

૫. ब्रह्म स्वयंभु तपोऽतप्यत । तत्तपस्तप्त्वैक्षत । न वै तपस्यानन्त्यमस्ति हन्त सर्वेषु भूतेष्वात्मानं जुहवानीति । तत्सर्वेषु भूतेष्वात्मानं हुत्वा सर्वाणि भूतानि सर्वमेधे जुहवां चकार । ततो वै तत्सर्वेषां भूतानां श्रैष्ठ्यं स्वाराज्य-

૧. નિષાદ જાતિનો સ્થપતિ–અધિપતિ ( ટીકા૦ ) ૨ એક જાતનો ચરુ, બલિ: 'રુદ્ર જેનાં પશુઓને શમાવી ( મારી ) દેતો હોય તેણે રુદ્રનો ગાવેધુક ચરૂ એ દેવને અર્પવો'–શ્રુતિ. ( ટીકા૦ )

माधिपत्यं पर्यैत् । तथो एवैतद्यजमानो यत्सर्वमेधेन यजते सर्वेषु भूतेष्वात्मानं हुत्वा सर्वाणि भूतानि सर्वमेधे जुह्वां करोति । ततो वै स सर्वेषां भूतानां श्रैष्ठ्यं स्वाराज्यमाधिपत्यं पर्येति ।

=સ્વયંભુ બ્રહ્મે તપ કર્યું. તપ કરીને એણે જોયું. તો તેને લાગ્યું કે તપમાં આનન્ત્ય ( અનન્તતાની પ્રાપ્તિ ) નથીઃ અરે ! સર્વ ભૂત માત્રમાં હું મારા આત્માને હોમું. પછી એ બ્રહ્મે સર્વ ભૂતોમાં પોતાના આત્માને હોમી સર્વ ભૂતોને સર્વમેધ( યજ્ઞ )માં હોમ્યાં. તેથી એણે સર્વ ભૂતોનું ઉપરિપણું, સ્વારાજ્ય અને આધિપત્ય મેળવ્યાં. એ જ પ્રમાણે આ છે જે-યજમાન સર્વમેધ યજ્ઞ કરે છેઃ સર્વ ભૂતોમાં પોતાના આત્માને હોમીને સર્વ ભૂતોને સર્વમેધમાં હોમે છે. તેથી એ સર્વ ભૂતોનું ઉપરિપણું સ્વારાજ્ય અને આધિપત્ય પ્રાપ્ત કરે છે.

[ शां. श्रौ. सू. ]

६. सर्वरूपमश्वं जवेन संपन्नं संवत्सरायोत्सृजन्ति सर्वकामिनमन्यत्राब्रह्मचर्यात् । शतं राजपुत्राः कवचिनो राजन्या निषङ्गिणः सूतग्रामणीनां पुत्रा उपवीतिनः क्षत्रसंग्रहीतॄणां पुत्रा दण्डिनोऽनावर्तयन्तोऽश्वं रक्षन्ति ।

= સર્વરૂપવાન પાણીદાર ઘોડો એક વર્ષ માટે છોડી મૂકે છેઃ અ-બ્રહ્મચર્ય ( મૈથુન ) સિવાય ગમે તે એ ઘોડો કરે. સો રાજપુત્ર કવચવાળા, ક્ષત્રિયો ભાથાંવાળા, સૂત અને ગામના પટેલીઆઓના છોકરા ઉપવીતવાળા, ક્ષત્રિયોના આશ્રિત જનોના છોકરા લાકડીઓ લઇને એ અશ્વનું-એને કોઈ પણ દિશાએ વાળ્યા વિના-રક્ષણ કરે છે.

[ शां. श्रौ. सू. ]

७. राजसूयेऽभिषिक्तो यजमानो ब्रह्मन्निति पञ्चकृत्वा ब्रह्माणमामन्त्रयते । त्वं ब्रह्मासीत्येवं सर्वत्र प्रतिशृणोति । सवितासि सत्यप्रसव इति प्रथमे । इन्द्रोऽसि विश्वौजा इति द्वितीये । वरुणोऽसि धर्मपतिरिति तृतीये रुद्रोऽसि सुशेव इति चतुर्थे । त्वं ब्रह्मासीति पञ्चमे ।

= રાજસૂયમાં અભિષિક્ત યજમાન ( રાજા ) 'બ્રહ્મન્-' ( હે બ્રહ્મન્ ! ) એમ પાંચ વાર બ્રહ્મા( ઋત્વિક્ )ને બોલાવે છે. 'તું બ્રહ્મ ( બ્રહ્મા ) છે'

એમ સર્વત્ર એ ઉત્તર દે છે. '**सवितासि सत्यप्रसवः**' (= તું સત્યપ્રસવ[1] સવિતા છે ) એમ પહેલા(ઉત્તર)માં; "**इन्द्रोऽसि विश्वौजा**": (= તું સકલ ઓજસ્‌વાળો ઇન્દ્ર છે) એમ બીજામાં; '**वरुणोऽसि धर्मपतिः**' (= તું ધર્મપતિ વરુણ છે ) એમ ત્રીજામાં; '**रुद्रोऽसि सुशेवः**' (= તું શોભન કલ્યાણકારી રુદ્ર છે) એમ ચોથામાં; '**त्वं ब्रह्मासि**' (તું બ્રહ્મ–બ્રહ્મા–છે) એમ પાંચમામાં.

૮. अमावास्यायामग्न्याधेयम् । कृत्तिकारोहिणीमृगशिरःफल्गुनीषु । हस्तो लाभकामस्य । चित्रा च क्षत्रियस्य । वसन्तो ब्राह्मणवर्चसकामयोः । ग्रीष्मः क्षत्रियश्रीकामयोः । वर्षाः प्रजापशुकाम-वैश्यरथकृताम् ।

= અમાવાસ્યાએ અગ્ન્યાધાન કરવું. કૃત્તિકા રોહિણી મૃગશિર અને ફલ્ગુની નક્ષત્રમાં ( અગ્ન્યાધાન કરવું. ). જેને લાભની ઇચ્છા હોય–એનું હસ્ત નક્ષત્ર; ક્ષત્રિયનું ચિત્રા નક્ષત્ર; વસન્ત ઋતુ બ્રાહ્મણની અને બ્રહ્મતેજની ઇચ્છાવાળાની; ગ્રીષ્મ, ક્ષત્રિય અને લક્ષ્મીની ઇચ્છા વાળાની; વર્ષા, પ્રજા અને પશુની કામનાવાળાની, તથા વૈશ્ય અને રથકારની.

[ शां. श्रौ. सू. ]

૯. उक्तानि वैतानिकानि गृह्याणि वक्ष्यामः ।

[ आ. गृ. सू. ]

= વૈતાનિક (શ્રૌત યજ્ઞનાં કર્મ ) કહ્યાં. ગૃહ્ય (ગૃહ્યાગ્નિનાં કર્મ) કહીશું.

१०. त्रयः पाकयज्ञाः। हुता अग्नौ हूयमाना, अनग्नौ प्रहुताः, ब्राह्मणभोजने ब्रह्मणि हुताः ।

= ત્રણ પાકયજ્ઞઃ અગ્નિમાં હોમવાના તે 'હુત' કહેવાય છે; અગ્નિમાં હોમવાના નહિ, પણ અર્પવાના (જેમકે બલિહરણ) તે 'પ્રહુત'; અને બ્રાહ્મણભોજન રૂપી તે 'બ્રહ્મણિ હુત'.

[ आ. गृ. सू. ]

११. चत्वारः पाकयज्ञाः हुतोऽहुतः प्रहुतः प्राशित इति ।

= ચાર પાક યજ્ઞઃ હુત, અહુત, પ્રહુત અને પ્રાશિત.*

---

૧ ઉત્પાદક શક્તિ. જૂઓ ઋગ્વેદસંહિતાની દેવતાઓ–સવિતા પૃ. ૩૩.

* અન્યત્ર—સાત પ્રકારના પાકયજ્ઞ કહ્યા છેઃ અષ્ટકા, પાર્વણ ( દર્શ–

[ 'હુત'–હોમ માત્ર, સ્હવાર સાંઝનો હોમ. 'અહુત'–હોમબલિરહિત કર્મ. ' પ્રહુત'–જેમાં હોમ અને બલિકર્મ ભક્ષણ કરવામાં આવે છે. 'પ્રાશિત'– જેમાં માત્ર પ્રાશન (ભક્ષણ) જ હોય છે, હોમ નહિ અને બલિ પણ નહિ.(ટીકાકાર)].

आ. गृ. सू.

१२. अथ सायं प्रातः सिद्धस्य हविष्यस्य जुहुयात् ।

= સાંઝ સ્હવાર પક્વ હવિષ્ય વડે હોમ કરવો.

[ आ. गृ. सू. ]

१३. यज्ञोपवीती नित्योदक : सन्ध्यामुपासीत वाग्यत : ।

= યજ્ઞોપવીત ધારણ કરનારે મૌનનિયમપુરઃસર નિત્ય જળવડે સન્ધ્યો પાસના કરવી.

[ आ. गृ. सू. ]

१४. अथातः सामयाचारिकान् धर्मान् व्याख्यास्यामः । धर्मज्ञसमयः प्रमाणम् ।

= હવે સામયાચારિક ધર્મોનું વ્યાખ્યાન કરીશું. ધર્મ જાણનારાઓનો ' સમય '—( અર્થાત્ તેઓએ કરેલી વ્યવસ્થા ) પ્રમાણ છે.

[ आप. ध. सू. ]

१५. चत्वारो वर्णाः । ब्राह्मणक्षत्रियवैश्यशूद्राः

= ચાર વર્ણ:—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર.

[ आप. ध. सू. ]

१६. चत्वार आश्रमाः । ब्रह्मचारिगृहस्थवानप्रस्थपरिव्राजकाः ।

= ચાર આશ્રમ:—બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને પરિવ્રાજક ( સંન્યાસી. )

[ वा. ध. शा. ]

---

પૂર્ણમાસનો સ્થાલીપાક ) શ્રાદ્ધ, શ્રાવણી, આગ્રહાયણી, ચૈત્રી અને આ-શ્વયુજી. [ ગૌતમ–ગૃહ્યસૂત્ર ]. અથવા તો આ રીતેઃ હુત, પ્રહુત, અહુત ( ઓલ્ડનબર્ગ 'અહુત'ને બદલે 'આહુત' પાઠ કરે છે), શૂલગવ, બલિકર્મ, પ્રત્યવરોહણ ( આગ્રહાયણી ) અને અષ્ટકા [ બૌધાયન ગૃ. સૂ. ]

૧૦.

# પંચ મહાયજ્ઞ.

૧. ' પંચ મહાયજ્ઞ '—એ સમગ્ર હિન્દુ ( વેદ ) ધર્મના સ્તંભરૂપ છે. એ નીચે પ્રમાણેઃ—

( ૧ ) **દેવયજ્ઞ.** ( ૨ ) **ભૂતયજ્ઞ.** ( ૩ ) **પિતૃયજ્ઞ.** ( ૪ ) **બ્રહ્મયજ્ઞ.** ( ૫ ) **મનુષ્યયજ્ઞ.**

૨. (૧) આ વિશ્વમાં પ્રકાશતી પરમાત્માની વિવિધ વિભૂતિરૂપ દેવોનું યજન કરવું; (૨) મનુષ્ય સિવાયનાં પ્રાણી ઉપર પણ દયાભાવ રાખીને એમનું પોષણ કરવું; (૩) સ્વર્ગસ્થ થએલાં માતપિતાને સંભારીને એમના પ્રત્યે પોતાના હૃદયની ભક્તિ જાગતી રાખવી તથા પૂર્વજોમાં મૂર્તિમન્ત થએલો કુલધર્મ-કુલની ઉચ્ચ ભાવના—પાળવાની પોતાની ફરજનું નિત્ય સ્મરણ કરવું; (૪) પ્રતિદિન વિદ્યાભ્યાસ કરવો, અને એ વડે બુદ્ધિને પ્રદીપ્ત કરવી; અને (૫) મનુષ્યો ઉપર પ્રેમ રાખી એમનો આદર પૂર્વક સત્કાર કરવો—આ પાંચ પ્રકારનાં કર્તવ્યો નિત્ય કરવાં, તથા એ જ પરમાત્માનું ઉત્તમ યજન છે એમ એમાં ધર્મબુદ્ધિ રાખવી, એવો દરેક ગૃહીને હિન્દુધર્મશાસ્ત્રનો આદેશ છે. અશ્વમેધાદિક યજ્ઞો કરતાં પણ આ કર્તવ્યો અધિક છે એમ બતાવવા માટે એને ' **મહાયજ્ઞ** 'નું માનવંતું નામ આપ્યું છે.

---

## ઊતારા.

૧. अथातः पञ्चयज्ञाः। देवयज्ञो भूतयज्ञः पितृयज्ञो ब्रह्मयज्ञो मनुष्ययज्ञ इति। तद्यदग्नौ जुहोति स देवयज्ञो, यद्बलिं करोति स भूतयज्ञो, यत्पितृभ्यो ददाति स पितृयज्ञो, यत्स्वाध्यायमधीयते स ब्रह्मयज्ञो, यन्मनुष्येभ्यो ददाति समनुष्ययज्ञ इति । तानेतान्यज्ञानहरहः कुर्वीत।

= તેથી હવે, પંચ યજ્ઞ ( મહાયજ્ઞ ) : દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ,

બ્રહ્મયજ્ઞ અને મનુષ્યયજ્ઞ. અગ્નિમાં હોમ આપે છે તે દેવયજ્ઞ; બલિ અર્પે છે તે ભૂતયજ્ઞ; પિતૃઓને આપે છે તે પિતૃયજ્ઞ; સ્વાધ્યાયનું અધ્યયન કરે તે બ્રહ્મયજ્ઞ; મનુષ્યોને આપે છે તે મનુષ્યયજ્ઞ. તે આ યજ્ઞો પ્રતિદિન કરવા.

२. अग्निहोत्रदेवताभ्यां सोमाय वनस्पतये अग्निषोमाभ्यामिन्द्राग्निभ्यां द्यावापृथिवीभ्यां धन्वन्तरय इन्द्राय विश्वेभ्यो देवेभ्यो ब्रह्मणे स्वाहेति ।

=( હોમમન્ત્રઃ— ) અગ્નિહોત્રની દેવતાને ( અગ્નિ, સૂર્ય, પ્રજાપતિને ), સોમ વનસ્પતિને, અગ્નિ અને સોમને ઇન્દ્ર અને અગ્નિને, દ્યૌ અને પૃથ્વીને, ધન્વન્તરિને, ઇન્દ્રને, વિશ્વે (સર્વ) દેવોને, (બ્રહ્મા)ને—સ્વાહા ( એમ નમસ્કાર પૂર્વક **દેવયજ્ઞ** કરવો. )

३. अथ बलिहरणम् । एताभ्यश्चैव देवताभ्योऽद्भ्य ओषधिवनस्पतिभ्यो गृहाय गृहदेवताभ्यो वास्तुदेवताभ्यः । इन्द्राय इन्द्रपुरुषेभ्यो यमाय यमपुरुषेभ्यो वरुणाय वरुणपुरुषेभ्यः सोमाय सोमपुरुषेभ्य इति प्रतिदिशम् । ब्रह्मणे ब्रह्मपुरुषेभ्य इति मध्ये । विश्वेभ्यो देवेभ्यः । सर्वेभ्यो भूतेभ्यो दिवाचारिभ्य इति दिवा । नक्तंचारिभ्य इति नक्तम् । रक्षोभ्य इत्युत्तरतः ।

=પૂર્વોક્ત દેવતાઓને, જળને, ઓષધિ અને વનસ્પતિઓને, ગૃહને, ગૃહની દેવતાને, વાસ્તુદેવતાને. ઇન્દ્રને અને ઇન્દ્રપુરુષોને ( પૂર્વમાં ), યમને અને યમપુરુષોને ( દક્ષિણમાં ), વરુણને અને વરુણપુરુષોને ( પશ્ચિમમાં ), સોમને અને સોમપુરુષોને ( ઉત્તરમાં )—એમ પ્રત્યેક દિશામાં બલિહરણ કરવું; બ્રહ્મને અને બ્રહ્મપુરુષોને એમ મધ્યમાં ( દિશા મધ્યે, અન્તરાલમાં ) તથા સર્વ દેવતાઓને. દિવસે ફરનારાં સર્વ (**ભૂત**) પ્રાણિમાત્રને દિવસે, રાત્રે ફરનારાંને રાત્રે, રાક્ષસોને સૌથી પછી.

४. देवतास्तर्पयति । प्रजापतिर्ब्रह्मा वेदा देवा ऋषयः सर्वाणि छन्दांस्योङ्कारो वषट्कारो व्याहृतयः सावित्री यज्ञा द्यावापृथिवी अन्तरिक्षमहोरात्राणि सांख्याः सिद्धाः समुद्रा नद्यो गिरयः क्षेत्रौषधिवनस्पतिगन्धर्वाप्सरसो नागा वयांसि गावः साध्या विप्रा यक्षा रक्षांसि भूतान्येवमन्तानि ॥

= દેવોનું તર્પણ કરે છેઃ પ્રજાપતિ, બ્રહ્મા, વેદ, દેવ, ઋષિ, સર્વ છન્દ, ઓંકાર, વષટ્કાર, વ્યાહૃતિ ( ભૂઃ, ભુવઃ, સ્વઃ ) સાવિત્રી ( ગાયત્રી ), યજ્ઞો, દ્યાવાપૃથ્વી, અન્તરિક્ષ, અહોરાત્ર, સાંખ્યો, સિદ્ધો, સમુદ્રો, નદીઓ, ગિરિઓ, ક્ષેત્ર–ઓષધિ–વનસ્પતિ–ગન્ધર્વ–અપ્સરાઓ, નાગ ( સર્પ ) પક્ષીઓ, ગાયો, સાધ્યો, વિપ્રો ( વિદ્વાન બ્રાહ્મણો ) યક્ષો, રાક્ષસો, ભૂતો–એટલે સુધીનાં—

९. अथ स्वाध्यायमधीयीत। ऋचो यजूंषि सामान्यथर्वाङ्गिरसो ब्राह्मणानि कल्पान्गाथा नाराशंसीरितिहासपुराणानीति ॥

यदृचोऽधीते पयआहुतिभिरेव तद्देवतास्तर्पयति। यद्यजूंषि घृताहुतिभिः। यत्सामानि मध्वाहुतिभिः। यदथर्वाङ्गिरसः सोमाहुतिभिः। यद्ब्राह्मणानि कल्पान्गाथा नाराशंसीरितिहासपुराणानीत्यमृताहुतिभिः।

यदृचोऽधीते पयसः कुल्या अस्य पितॄन्स्वधा उपक्षरन्ति........अमृतस्य कुल्याः ॥

= હવે, સ્વાધ્યાયનું અધ્યયન કરવુંઃ એટલે કે—ઋક્ યજુષ્, સામ, અથર્વાંગિરસ, બ્રાહ્મણ, કલ્પ, ગાથા નારાશંસી ( મહાન નરોની પ્રશંસારૂપ કથાઓ ), ઇતિહાસ અને પુરાણ.

ઋગ્વેદનું અધ્યયન કરે છે તે દૂધની આહુતિવડે દેવોને તૃપ્ત કરે છે; યજુર્વેદનું અધ્યયન કરે છે તે ઘૃતની આહુતિ વડે; સામવેદનું અધ્યયન કરે છે તે મધની આહુતિ વડે; અથર્વાંગિરસ (અથર્વ) વેદનું અધ્યયન કરે છે તે સોમની આહુતિવડે; બ્રાહ્મણ, કલ્પ, ગાથા નારાશંસી, ઇતિહાસ, અને પુરાણનું અધ્યયન કરે છે તે અમૃતની આહુતિ વડે દેવોને તૃપ્ત કરે છે.

ઋગ્વેદનું...એના પિતૃઓ ઉપર સ્વધા ( પિતૃઓનું અન્ન ) રૂપે દૂધની નહેરો ઝરે છે; યજુર્વેદનું...ઘીની...;સામવેદનું...;મધની...અથર્વવેદનું...સોમની...; બ્રાહ્મણ પુરાણ...;અમૃતની નહેરો ઝરે છે.

६. अथ ऋषयः शतर्चिनो माध्यमा गृत्समदो विश्वामित्रो वामदेवोऽत्रिर्भरद्वाजो वसिष्ठः प्रगाथाः पावमान्यः क्षुद्रसूक्ता महासूक्ता इति ॥

सुमन्तुजैमिनिवैशम्पायनपैलसूत्रभाष्यभारतमहाभारतधर्माचार्या जानन्ति-बाहविगार्ग्यगौतमशाकल्यबाभ्रव्यमाण्डव्यमाण्डूकेया गार्गीवाचक्नवी वडवा प्रातीथेयी सुलभा मैत्रेयी कहोलं कौषीतकं महाकौषीतकं पैङ्ग्यं महापैङ्ग्यं सुयज्ञं सांख्यायनमैतरेयं महैतरेयं शाकलं बाष्कलं सुजातवक्रमौदवाहिं महौदवाहिं सौजामिं शौनकमाश्वलायनं ये चान्ये आचार्यास्ते सर्वे तृप्यन्त्विवति ।*

= હવે ઋષિઓઃ શતર્ચિ, માધ્યમ, ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, ભરદ્વાજ, વસિષ્ઠ, પ્રગાથ, પાવમાન્ય, ન્હાનાં સૂક્ત રચનારાઓ, મહાસૂક્ત રચનારાઓ.

સુમન્તુ, જૈમિનિ, વૈશંપાયન, પૈલ, સૂત્ર,-ભાષ્ય-ભારત-મહાભારત ધર્માચાર્ય, જાનન્તિ, બાહવિ, ગાર્ગ્ય, ગૌતમ, શાકલ્ય, બાભ્રવ્ય, માંડવ્ય, માંડૂકેય, ગાર્ગી, વાચકનવી, વડવા, પ્રાતીથેયી, સુલભા, મૈત્રેયી, કહોળ, કૌષીતક, મહાકૌષીતક, પૈંગ્ય, મહાપૈંગ્ય, સુયજ્ઞ, સાંખ્યાયન, ઐતરેય, મહા-ઐતરેય, શાકલ, બાષ્કલ, સુજાતવક્ર, ઐાદવાહિ, મહા-ઐાદવાહિ, સૌજામિ, શૌનક, આશ્વલાયન-અને બીજા જે આચાર્યો હોય તે સર્વે તૃપ્ત થાઓ.

૭. स्वधा पितृभ्य: ।

= સ્વધા એમ ઉચ્ચાર કરીને પિતૃઓનું યજન કરવું.

[ आ गृ. सू. ]

૮. शेषभोज्यातिथीनां स्यात् ।

= અતિથિને આપતાં રહે તે ખાવું.

[ आप. ध. सू. ]

---

* આ ઋષિતર્પણમાં સુમન્તુથી મૈત્રેયી સુધી પ્રથમાન્ત નામ છે, અને તે પછી દ્વિતીયાન્ત છે. 'તૃપ્ત થાઓ' અને 'હું એમનું તર્પણ કરૂંછું' એમ જુદાં જુદાં વાક્યો યોજીને વ્યવસ્થા કરવી એમ ટીકાકાર કહે છે. સ્ત્રી-આચાર્યાઓ પણ ગણાવી છે એ ધ્યાનમાં લેવું.

९. गृहेष्वभ्यागतं प्रत्युत्थानासनवाक्सूनृतानसूयाभिर्महयेत् । यथाशक्ति चान्नेन सर्वाणि भूतानि ।

= ઘેર આવેલા ( અતિથિ )ને પ્રત્યુત્થાન ( સામા ઊભા થવું ), આસન, સત્ય અને પ્રિય વાણી, અને પ્રેમ ઇત્યાદિ વડે માન આપવું. યથાશક્તિ અન્ન વડે સર્વ પ્રાણીનો સત્કાર કરવો.

[ वा. ध. सू. ]

---

૧૧.

# સંસ્કાર.

૧. પંચ મહાયજ્ઞ ઉપરાંત, ગૃહ્ય સૂત્રનો બીજો મુખ્ય વિષય **સંસ્કાર** છે. ' સંસ્કાર ' ( **सम्+कृ** ઉપરથી ) એટલે સારૂં કરવાની ક્રિયા. મનુષ્યના પ્રકૃતિસિદ્ધ પ્રાકૃત–પશુપંખીના જેવા જીવનને સુધારીને સારૂં સંસ્કારી કરવા માટે હિન્દુ ધર્મશાસ્ત્રે કેટલીક ક્રિયાઓ યોજી છે એને ' સંસ્કાર ' કહે છે. બાળક માતાના ગર્ભમાં મૂકાય ત્યાંથી માંડીને સંસ્કારનો આરંભ થાય છે, અને તે મરણ પર્યન્ત પહોંચે છે. એનો ઉદ્દેશ મનુષ્યના આખા જીવનને ધાર્મિક બુદ્ધિથી વ્યાપી નાંખી, મનુષ્યને એના જીવનની પવિત્રતા સમજાવવી તથા એ પવિત્રતાનું સદા સ્મરણ રખાવવું એ છે.

૨. સંસ્કારોની સંખ્યા બાર સોળ ચાળીસ ઇત્યાદિ જુદી જુદી અપાય છે, અને કોઈ કોઈ સ્થળે ફેર પણ જોવામાં આવે છે. પરંતુ તેમાં મુખ્ય સંસ્કાર નીચે પ્રમાણે છેઃ—

(૧) ગર્ભાધાન—ગર્ભાવસ્થાના સમયમાં માતાનો સંસ્કાર.

(૨) પુંસવન— ,,

(૩) સીમન્તોન્નયન— ,, આ સંસ્કારને અંગે માતાના કેશમાં સેંથો પાડવાની ક્રિયા કરવામાં આવે છે–એ ઉપરથી નામ

પડયું છે. એ સંસ્કાર પહેલીવારના ગર્ભ વખતે
જ કરવામાં આવે છે.

(૪) જાતકર્મ—જન્મસમયે બાલકને કરવાનો સંસ્કાર.

(૫) નામકરણ—નામ પાડવું તે. દશમે દિવસે માતા નાહી ઊઠે ત્યારે, પિતા-માતાએ પુત્રનું નામ પાડવું.

(૬) નિષ્ક્રમણ—બહાર નીકળવું. ચોથે મહિને બાળકને બહાર કાઢી સૂર્યદર્શન કરાવવું.

(૭) અન્નપ્રાશન—અન્નભોજન છઠ્ઠે મહિને બાળકને મધ ઘી અને ભાત એકઠાં કરી ખવડાવવાં.

(૮) ચૌડ—ત્રીજે વર્ષે, (ગુચ્છા રાખીને) વાળ ઊતરાવવા.

(૯) ગોદાન—સોળમે વર્ષે દાઢી-ગુચ્છા સહિત બધા વાળ લેવડાવવા.

(૧૦) ઉપનયન—યજ્ઞોપવીત આપવું, અને બાળકને ગુરુને ત્યાં વિદ્યા ભણવા મોકલવો.

(૧૧) સમાવર્તન—વિદ્યા ભણી ઘેર આવવું.

(૧૨) વિવાહ—પરણવું.

ઉપર સંસ્કાર ગણાવ્યા તેમાં 'ગોદાન'ને કેટલીકવાર 'કેશાન્ત' કહેવામાં આવે છે. કેટલાક એને ઠેકાણે કર્ણવેધ (કાન વીંધવા)નો સંસ્કાર મૂકે છે. ઉપનયનનું બીજું નામ 'વ્રતાદેશ' છે. 'વ્રતાદેશ' એટલે બ્રહ્મચર્યનાં વ્રત પાળવાની આજ્ઞા કરવી. તે પછી કેટલાક, ઉપનયન પછી 'વેદારંભ,' 'સમાવર્તન' પછી 'સ્નાન' (ગુરુને ઘેર ભણી આવ્યા પછી કરવાનો વિધિ), વિવાહ પછી 'અગ્નિપરિગ્રહ' (ગૃહસ્થાશ્રમના ચિહનરૂપે ઘરમાં પવિત્ર અગ્નિ સ્થાપવો), અને છેવટે 'અન્ત્યેષ્ટિ' નામનો મરણસમયનો સંસ્કાર—એમ ચાર બીજા સંસ્કાર ઊમેરી સોળ સંસ્કાર કરેછે. વળી કેટલાક નીચે પ્રમાણે સોળ 'આવશ્યક' અને 'પ્રધાન' સંસ્કાર ગણાવે

છેઃ ગર્ભાધાન, પુંસવન, અનવલોભન,[1] સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, અન્નપ્રાશન, ચૌલ, ઉપનયન, સાવિત્રીવ્રત, વેદમહાવ્રત, અરણ્યવ્રત, ગોદાનિક, સ્નાતક અને વિવાહ.*

વળી સંસ્કારના કાળની બાબતમાં પણ સૂત્રકારોમાં થોડો ઘણો મતભેદ છે. દેશ દેશ અને કુળ કળના રિવાજોમાંથી સંસ્કારો ઉત્પન્ન થયા છે એ જોતાં આ મતભેદ સ્વાભાવિક લાગે છે.

[ ઉપર ગણાવેલા બધા સંસ્કારો અત્યારે થતા નથી. સીમન્તોન્નયનનો સંસ્કાર, જે સામાન્ય રીતે ' અઘરણી ' ( **अग्रगर्भिणी** ઉપરથી ) યા ' ખોળો ભરવો ' એ નામે ઓળખાય છે એ છે, પણ એની સાથે જોડાએલો ધાર્મિક વિધિ બંધ થઈ ગયો છે. ચૌડ કોઇક કોઇક સ્થળે થાય છે, પણ ઘણે ભાગે ઉપનયન પર્યન્તના સઘળા વિધિ ઉપનયન વખતે જ કરી દેવાનો રિવાજ ચાલે છે. મૃતસંસ્કાર અગ્નિવડે થાય છે, પણ એ ' અન્ત્યેષ્ટિ '—યજ્ઞ છે અને તે ગૃહસ્થાશ્રમમાં ધારણ કરેલા પવિત્ર અગ્નિનાં પાત્રો વડે યજ્ઞરૂપે કરવાનો છે એ વાત ભલાઈ ગઈ છે. અત્યારે માત્ર 'ઉપનયન' અને ' વિવાહ ' એ બે સંસ્કારો જ વિશેષે કરી રહ્યા છે. ]

૩. સર્વ સંસ્કારોમાં (૧) ' **ઉપનયન** ' અને એને અંગે રહેલાં બ્રહ્મચર્ય તથા વિદ્યાભ્યાસ, અને (૨) ' **વિવાહ** ' અને એની જોડે જોડાએલો ' અગ્નિપરિગ્રહ '—એ બે ખરેખર સૌથી વિશેષ મહત્ત્વના છે. 'ઉપનયન' —જેનો અર્થ ( **उप+नी** ઉપરથી ) ગુરુ પાસે લઈ જવું વા ગુરુએ વિદ્યાર્થીને પોતાની પાસે લેવો× થાય છે—તે વડે મનુષ્યના જ્ઞાન અને ચારિત્રનો પાયો નંખાય છે, અને પ્રાકૃત પશુતુલ્ય મનુષ્ય નવું જીવન પામે છેઃ—આ કારણથી એને દ્વિજત્વનો સંસ્કાર કહે છે. ' દ્વિજ ' એટલે બીજી વાર જન્મેલોઃ પહેલી વાર માતાને પેટે જન્મેલો તે બીજી વાર આ સંસ્કારથી ખરો મનુષ્યજન્મ ધારણ કરે છે. ઉપનયન સંસ્કાર પામી

---

૧. પુંસવન કર્યા પછી પણ, પુરુષગર્ભ પુરુષરૂપે કાયમ રહે અને લોપાય નહિ તે માટેનું કર્મ.

* શ્રીધર 'સ્મૃત્યર્થસાર' નામના ગ્રન્થમાં.

× આ બીજો અર્થ વધારે સારો છે. જૂઓ હિરણ્યકેશિગૃહ્યસૂત્રમાંથી નીચે આપેલો ઊતારો. દ.

ગુરુને ત્યાં બ્રહ્મચર્યના ઉગ્ર નિયમો પાળી વિદ્યાભ્યાસ કરી ઘેર આવ્યા પછી, પરણવું અને ઘરસંસાર માંડવો—એના વિધિને **'અગ્નિપરિગ્રહ'** કહે છે. ઘરમાં પવિત્ર અગ્નિરૂપે પરમાત્મા વાસ કરે છે એમ સમજી પતિ-પત્નીએ એકઠાં રહી ગૃહસ્થાશ્રમ ચલાવવો, અને એના ધર્મ પાળવા એવું આ અગ્નિપરિગ્રહ–સંસ્કારનું તાત્પર્ય છે. આ ઉપરાંત છેવટનો **'અન્ત્યેષ્ટિ'**—સંસ્કાર પણ બહુ સમજવા જેવો છેઃ આ જીવનમાં જ આપણું સઘળું અસ્તિત્વ સમાપ્ત થઈ જતું નથી અને સદાચાર અને ધર્મને માર્ગે ચાલનારને મૃત્યુનો ભય રાખવાનું કાંઇ જ કારણ નથી, એ આ અન્ત્યેષ્ટિ સંસ્કારના વિધિવડે બહુ સારી રીતે સૂચવાય છે.

૪. એક જાણવા જેવું છે કે ઉપનયનવિધિ જે અત્યારે કેવળ પુરુષોને જ કરવામાં આવે છે તે ઘણા પ્રાચીનકાળમાં સ્ત્રીઓને ( કન્યાને ) પણ કરવામાં આવતો. તેઓને વેદ ભણાવાતા તથા ગાયત્રીનો ઉપદેશ થતો. માત્ર ઘેરઘેર ભિક્ષાએ જવું, પારકે ઘેર ( આચાર્યને ત્યાં ) વાસ કરવો, કે ચર્મ–દંડ–જટાદિ ધારણ કરવાં—એટલું નહોતું. તે પછીના કાળમાં વિવાહ એ જ સ્ત્રીઓને માટે ઉપનયન છે એવો મત બંધાયો.

---

## ઊતારા.

१ चत्वारिंशत्संस्कारसंस्कृतः । त्रिषु कर्मस्वभिरतः । षट्सु वा । सामयाचारिकेष्वभिविनीतः । .... । गर्भाधानपुंसवनसीमन्तोन्नयनजातकर्मनामकरणान्नप्राशनचौलोपनयनम् । चत्वारि वेदव्रतानि । स्नानं सहधर्मचारिणीसंयोगः । पंचानां यज्ञानामनुष्ठानं देवपितृमनुष्यभूतब्रह्मणाम् । एतेषां च । सप्त पाकयज्ञसंस्थाः । सप्त हविर्यज्ञसंस्थाः । सप्त सोमसंस्थाः । इत्यते चत्वारिंशत्संस्काराः ।

अथाष्टावात्मगुणाः । दया सर्वभूतेषु क्षान्तिरनसूया शौचमनायासो मङ्गलमकार्पण्यमस्पृहेति । यस्यैते चत्वारिंशत्संस्कारा न चाष्टावात्मगुणा न स

ब्रह्मणः सायुज्यं सालोक्यं गच्छति। यस्य तु खलु संस्काराणामेकदेशोऽप्यष्टावात्मगुणा अथ स ब्रह्मणः सायुज्यं सालोक्यं च गच्छति।

= ( બ્રાહ્મણ બહુશ્રુત હોવો જોઇએ તથા ) ચાળીસ સંસ્કારથી સંસ્કૃત હોવો જોઇયે. ત્રણ કર્મ( યજન અધ્યયન અને દાન )માં લાગેલો હોવો જોઇએ. અથવા છ કર્મ ( યજન, અધ્યયન, દાન, યાજન, અધ્યાપન અને પ્રતિગ્રહ )માં. સામયાચારિક× ( સ્માર્ત ) ધર્મમાં કેળવાએલો હોવો જોઇએ. (૧) ગર્ભાધાન, (૨) પુંસવન, (૩) સીમન્તોન્નયન, (૪) જાતકર્મ, (૫) નામકરણ, (૬) અન્નપ્રાશન, (૭) ચૌલ(ક) અને (૮) ઉપનયન. + ચાર વેદવ્રત + સ્નાન ( સમાવર્ત્તન ) અને સહધર્મચારિણીસંયોગ (વિવાહ), પાંચ યજ્ઞ–દેવ, પિતૃ, મનુષ્ય, ભૂત અને બ્રહ્મ યજ્ઞ–નું અનુષ્ઠાન+અષ્ટકાદિ સાત પાકયજ્ઞ+અગ્ન્યાધેયાદિ સાત હવિર્યજ્ઞ અને ×અગ્નિષ્ટોમાદિ સાત સોમયજ્ઞ–આ ( ૮+૪+૨+૫+૭+૭+૭ ) **ચાળીસ સંસ્કાર.**

વળી બ્રાહ્મણમાં આઠ **આત્મગુણ** હોવા જોઇએ: (૧) સર્વ પ્રાણી પ્રત્યે દયા, (૨) ક્ષમા, (૩) અનસૂયા (કોઇની અદેખાઇ ન કરવી), (૪) શૌચ (દ્રવ્ય, મન, વાચિક અને કાયિક એમ ચાર પ્રકારનું) (૫) અનાયાસ (વૃથા ભારે કષ્ટકારક શ્રમમાં ન પડવું ), (૬) મંગલ ( સુન્દર ) આચરણ (૭) અકાર્પણ્ય ( કોઇની આગળ દીનતા કરવી નહિ ), અને (૮) અસ્પૃહા (સન્તોષ). જેને ચાળીસ સંસ્કારો થયા છે પણ આ આઠ આત્મગુણો નથી એ, બ્રહ્મનું સાયુજ્ય અને સાલોક્ય પામતો નથી. પણ જેનામાં એ સંસ્કારોમાંનો એકાદ ભાગ હોય પણ તે સાથે આઠ આત્મગુણ હોય તો તે બ્રહ્મનું સાયુજ્ય અને સાલોક્ય પામે છે.

२ अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत्। गर्भाष्टमे वा। एकादशे क्षत्रियम्। द्वादशे

---

× पौरुषेयी व्यवस्था समयः। तन्मूला आचाराः समयाचाराः। तेषु भवाः सामयाचारिकाः स्मार्ता धर्माः।

'સમય' કહેતાં પુરુષે કરેલી વ્યવસ્થા. એમાંથી થએલા આચાર તે 'સમયાચાર'; એમાંથી ઉત્પન્ન થએલા ધર્મ તે સામયાચારિક—સ્માર્ત ધર્મ. ( ટીકાકાર )

वैश्यम् । आषोडशाद्ब्राह्मणस्यानतीतः कालः । आद्वाविंशात् क्षत्रियस्य । आचतुर्विंशा द्वैश्यस्य । अत ऊर्ध्वं पतित सावित्रीका भवन्ति ।

= આઠમે વર્ષે બ્રાહ્મણને ઉપનયન કરવું. અથવા ગર્ભથી માંડીને આઠમે. અગીઆરમે વર્ષે ક્ષત્રિયને, બારમે વૈશ્યને. સોળમા વર્ષ સુધી બ્રાહ્મણ-નો ( ઉપનયન ) કાળ જતો રહેતો નથી. બાવીસ વર્ષ સુધી ક્ષત્રિયનો. ચોવીસ સુધી વૈશ્યનો. તે પછી તેઓ 'પતિતસાવિત્રીક'-એટલે કે ગાય-ત્રીના અધિકારથી ભ્રષ્ટ-થાય છે.

[ आ. गृ. सू. ]

३. वसन्ते ब्राह्मणं ग्रीष्मे राजन्यं शरदि वैश्यम् ।

= બ્રાહ્મણને વસન્ત ઋતુમાં બ્રાહ્મણને ઉપનયન કરવું; ક્ષત્રિયને ગ્રીષ્મમાં; વૈશ્યને શરદ્માં.

[ हि. गृ. सू. ]

४. उपनयनं विद्यार्थस्य श्रुतितः संस्कारः ।

= ઉપનયન એટલે વિદ્યા પ્રાપ્ત કરવા ઇચ્છનારને વેદોક્ત સંસ્કાર કરવો તે.

[ आप. ध. सू. ]

५. तमसो वा एष तमः प्रविशति यमविद्वानुपनयते । तस्मिन्नभिजनविद्यासमुदेतं समाहितं संस्कर्तारमीप्सेत् । यस्माद्धर्मानाचिनोति स आचार्यः । तस्मै न द्रुह्येत् कदाचन । स हि विद्यातस्तं जनयति । तच्छ्रेष्ठं जन्म । शरीरमेव मातापितरौ जनयतः ।

= અન્ધકારમાંથી અન્ધકારમાં જાય છે, જેને અવિદ્વાન આચાર્ય ઉપ-નયન કરે છે. ઉચ્ચ કુલ અને વિદ્યાથી સારી રીતે યુક્ત, અને જેની વૃત્તિઓ (પરમાત્મામાં અને તત્ત્વમાં) સમાહિત છે એવા, સંસ્કાર કરનાર ( આચાર્ય)ને મેળવવા ઇચ્છવું. જેની પાસેથી ધર્મ એકઠા કરે છે ( आ+चि ઉપરથી )

તે 'આચાર્ય'. એના પ્રત્યે કદી પણ દ્રોહ કરવો નહિ. એ વિદ્યાવડે એને જન્મ આપે છે. એ ઉત્તમ જન્મ છે. માબાપ તો શરીર જ ઉત્પન્ન કરેછે.

[ आप ध. सू. ]

६. अथास्य दक्षिणेन हस्तेन दक्षिणमंसमन्वारभ्य सव्येन सव्यं व्याहृतिभिः सावित्र्येति दक्षिणं बाहुमभ्यात्मन्नुपनयते । अथास्य दक्षिणेन हस्तेन दक्षिणं हस्तं साङ्गुष्ठं गृह्णाति । अग्निष्टे हस्तमग्रभीत् सोमस्ते हस्तमग्रभीत् सविता ते हस्तमग्रभीत् सरस्वती ते हस्तमग्रभीत् पूषा ते हस्तमग्रभीत् बृहस्पतिस्ते हस्तग्रभीत् मित्रस्ते हस्तमग्रभीत् वरुणस्ते हस्तमग्रभीत् त्वष्टा ते हस्तमग्रभीत् धाता ते हस्तमग्रभीत् विष्णुस्ते हस्तमग्रभीत् प्रजापतिस्ते हस्तमग्रभीत् ।

सविता त्वाभिरक्षतु मित्रस्त्वमसि धर्मणा । अग्निराचार्यस्तव । देवेन सवित्रा प्रसूतो बृहस्पतेर्ब्रह्मचारी भवासावपोशान: समिध आधेहि कर्म कुरु मा दिवा स्वाप्सीः इत्येनं संशास्ति ।

= પછી ( આચાર્ય ) જમણા હાથથી એનો ( કુમારનો ) જમણો ખભો ઝાલીને, તથા ડાબાથી ડાબો ઝાલીને, ઓં ભૂઃ ભુવઃ સ્વઃ એમ વ્યાહૃતિપૂર્વક ગાયત્રી વડે એનો જમણો બાહુ પોતાના આત્મા તરફ લાવેછે.

પછી ( આચાર્ય ) જમણા હાથ વડે એનો જમણો હાથ—અંગુષ્ઠ સહવર્તમાન ઝાલે છેઃ અગ્નિએ તારો હાથ ઝાલ્યો છે, સોમે તારો હાથ ઝાલ્યો છે, સવિતાએ તારો હાથ ઝાલ્યો છે, સરસ્વતીએ તારો હાથ ઝાલ્યો છે, પૂષાએ તારો હાથ ઝાલ્યો છે, બૃહસ્પતિએ તારો હાથ ઝાલ્યો છે, મિત્રે તારો હાથ ઝાલ્યો છે, વરુણે તારો હાથ ઝાલ્યો છે, ત્વષ્ટાએ તારો હાથ ઝાલ્યો છે, ધાતાએ તારો હાથ ઝાલ્યો છે, વિષ્ણુએ તારો હાથ ઝાલ્યો છે, પ્રજાપતિએ તારો હાથ ઝાલ્યો છે.

સવિતા તારૂં રક્ષણ કરો. તું ધર્મે કરી મિત્ર છે. અગ્નિ તારો આચાર્ય છે. દેવ સવિતા વડે ઉત્પન્ન કરાએલો તું બૃહસ્પતિનો બ્રહ્મચારી થા. જળનું આચમન કર, ( અગ્નિ ઉપર ) સમિધ્ મૂક, કર્મ કર, દિવસે સૂઈશ નહિ—એમ ( આચાર્ય કુમારને ) ઉપદેશ કરે છે.

[ हि. गृ. सू. ]

७. अथास्य दक्षिणेन हस्तेन दक्षिणमंसमुपर्युपर्यन्वमृश्य हृदयदेशमभिमृशति । मम हृदये हृदयं ते अस्तु मम चित्तं चित्तेनान्वेहि । मम वाचमेकमना जुषस्व बृहस्पतिस्त्वा नियुनक्तु मह्यम् ॥ मामेवानुसंरभस्व मयि चित्तानि सन्तु ते । मयि सामीच्यमस्तु ते मह्यं वाचं नियच्छतात् ।

= પછી જમણો હાથ જમણા ખભા ઉપર ફેરવીને હૃદયસ્થાનને સ્પર્શ કરે છે. મારા હૃદયમાં તારૂં હૃદય હો. મારા ચિત્તને તારા ચિત્ત વડે અનુસર. મારી વાણીને એકાગ્ર મને આનન્દથી સેવ. બૃહસ્પતિ તને મારી સાથે જોડો. મને જ વળગીને રહે. મારામાં તારાં ચિત્ત હજો. મારા પ્રત્યે તું સારો રહેજે. મારે માટે તારી વાણીને નિયમમાં રાખજે (હું બોલું ત્યારે તું મૌન ધરીને સાંભળજે.)

[ हि. गृ. सू. ]

८. हृदयदेशेऽस्योर्ध्वांगुलिं पाणिमुपदधाति । मम व्रते हृदयं ते दधामि मम चित्तमनु चित्तं ते अस्तु । मम वाचमेकव्रतो जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यमिति ।

= હૃદયસ્થાન ઉપર આંગળીઓ ઊર્ધ્વ દિશામાં રાખી હાથ મૂકે છે અને મન્ત્ર ભણે છે કે—મારા વ્રતમાં તારૂં હૃદય હું મૂકું છું; મારા ચિત્તને અનુસરતું તારૂં ચિત્ત હજો; એકવ્રત થઇને મારી વાણીને તું આનન્દથી સેવ; બૃહસ્પતિ તને મારી સાથે જોડો.‡

[ आ. गृ. सू ]

९. मेखलामाबध्य दण्डं प्रदाय ब्रह्मचर्यमादिशेत् ।

= મેખલા બાંધીને, દંડ આપીને, બ્રહ્મચર્યનો ઉપદેશ કરવો.

[ आ. गृ. सू. ]

---

‡ આ ઊતારો ઊપલા ઊતારાને મળતો જ છે—માત્ર થોડોક પાઠભેદ છે. આ ઊતારામાં 'વ્રત'—એટલે કે સદાચારના નિયમ—ને પ્રાધાન્ય આપ્યું છે એ બતાવવા માટે અત્રે મૂક્યો છે.

१०. चरितव्रताय मेधाजननं करोति ।

= વ્રતાચરણ જેણે કર્યું છે એવા એ( કુમાર )માં મેધાજનન (બુદ્ધિ ઉત્પન્ન કરવી ) કરે છે.

११. मयि मेधां मयि प्रजां मय्यग्निस्तेजो दधातु । मयि मेधां मयि प्रजां मयीन्द्र इन्द्रियं दधातु । मयि० सूर्यो भ्राजो० ।

= મારામાં મેધા ( બુદ્ધિ ), મારામાં પ્રજા, મારામાં અગ્નિ તેજ મૂકો; મારામાં......ઇન્દ્ર ઇન્દ્રિય મૂકો......; મારામાં...સૂર્ય પ્રકાશ મૂકો.

१२. उपेतस्याचार्यकुले ब्रह्मचारिवासः । अष्टाचत्वारिंशद्वर्षाणि । पादूनम् । अर्धेन । त्रिभिर्वा ।

= ઉપનયન સંસ્કાર પામીને આચાર્યના ઘરમાં બ્રહ્મચારીએ રહેવું. અડતાળીસ વર્ષ; એક ચતુર્થાંશ ઓછાં, અડધાં ઓછાં, વા પોણાં ઓછાં.

[ आप. ध. सू. ]

१३. द्वादश वर्षाणि वेदब्रह्मचर्यम् । ग्रहणान्तं वा ।

= બાર વર્ષ વેદબ્રહ્મચર્ય—અથવા વેદ આવડી જાય ત્યાં સુધી.

[ आ. गृ. सू. ]

१४. द्विविधाः स्त्रियो ब्रह्मवादिन्यः सद्योवध्वश्च । तत्र ब्रह्मवादिनीनामुपनयनमग्नीन्धनं वेदाध्ययनं स्वगृहे च भिक्षाचर्येति । सद्योवधूनां तु उपस्थिते विवाहे कथंचिदुपनयनमात्रं कृत्वा विवाहः कार्यः ।

= બે પ્રકારની સ્ત્રીઓ હોય છે-બ્રહ્મવાદિની અને સદ્યોવધૂ ( તુરત પરણનારી ). તેમાં બ્રહ્મવાદિનીઓને ઉપનયન, અગ્નિદીપન, વેદાધ્યયન અને પોતાને ઘેર ભિક્ષાચર્યા; સદ્યોવધૂને વિવાહ ઉપસ્થિત થયો હોય તો ગમેતેમ ઉપનયન કરી દઇને વિવાહ કરવો.

[ हारीत. ]

१५. पुरा कल्पे कुमारीणां मौञ्जीबन्धनमिष्यते ।
अध्यापनं च वेदानां सावित्रीवचनं तथा ।
पिता पितृव्यो भ्राता वा नैनामध्यापयेत् परः ।
स्वगृहे चैव कन्याया भैक्ष्यचर्या विधीयते ।
वर्जयेदजिनं दण्डं जटाधारणमेव च ।

= પૂર્વકલ્પ( સૃષ્ટિ )માં કન્યાઓને માટે મૌઞ્જીબન્ધન ( ઉપનયનનો અંગભૂત—મુંજની મેખલા બાંધવાનો વિધિ) વેદનું અધ્યાપન, તથા ગાયત્રી-ઉપદેશ ઇચ્છવામાં આવે છે. પિતા, પિતૃવ્ય (કાકો), કે ભાઇ—તે સિવાય બીજા કોઇએ એને અધ્યયન કરાવવું નહિ. અને પોતાના જ ઘરમાં એ કન્યાએ ભિક્ષાચર્યા કરવી. ચર્મ દંડ અને જટાધારણ ન કરવાં.

[ मनु. ]

१६. वैवाहिको विधिः स्त्रीणामौपनायनिकः स्मृतः ।

= સ્ત્રીઓને વિવાહવિધિ એ ઉપનયનરૂપે ગણાય છે.

[ मनु. ]

१७. अधीत्य वेदं स्नानम् ।

= વેદ ભણ્યા પછી ‘ સ્નાન ’ સંસ્કાર કરવો.

१८. समावृत्त आचार्यकुलान्मातापितरौ बिभृयात् । ताभ्यामनुज्ञातो भार्यामुपयच्छेत् ।

= આચાર્યને ઘેરથી પાછા આવીને ( ‘ સમાવર્તન ’ સંસ્કાર ) માતા-પિતાનું ભરણપોષણ કરવું. એમની અનુજ્ઞા લઇને સ્ત્રી પરણવી.

१९. प्राङ्मुखः प्रत्यङ्मुख्या हस्तं गृह्णीयात्प्रत्यङ्मुखः प्राङ्मुख्या वा ।
सरस्वति प्रेदमिव सुभगे वाजिनीवति ।
तां त्वा विश्वस्य भूतस्य प्रजायामस्यग्रतः ॥
गृह्णामि ते सुप्रजास्त्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथा सत् ।

भगो अर्यमा सविता पुरंधिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥ इति ।
तामग्रेण दक्षिणमंसं प्रतीचीमभ्यावृत्याभिमन्त्रयते ।
अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः ।
जीवसूर्वीरसूः स्योना शं न एधि द्विपदे शं चतुष्पदे ॥
सोमः प्रथमो विविदे गन्धर्वो विविद उत्तरः ।
तृतीयो अग्निष्टे पतिस्तुरीयोहं मनुष्यजाः ॥
सोमोददाद्गन्धर्वाय गन्धर्वोऽग्नयेददात् ।
पशूंश्च मह्यं पुत्रांश्चाग्निर्ददात्यथो त्वाम् ॥
अमूहमस्मि सा त्वं द्यौरहं पृथिवी त्वं सामाहमृक्त्वं तावेहि संभवाव ।

एकमिषे विष्णुस्त्वान्वेतु । द्वे ऊर्जे विष्णुस्त्वान्वेतु । त्रीणि व्रताय विष्णुस्त्वान्वेतु । चत्वारि मायोभवाय विष्णुस्त्वान्वेतु । पञ्च पशुभ्यो विष्णुस्त्वान्वेतु । षड्रायस्पोषाय विष्णुस्त्वान्वेतु । सप्त सप्तभ्यो होत्राभ्या विष्णुस्त्वान्वेतु ॥

सप्तमं पदमवस्थाप्य जपति । सखायौ सप्तपदावभूव सख्यं ते गमेयं सख्यात्ते मा योषं सख्यान्मे मा योष्ठाः ॥

= પૂર્વાભિમુખ બેઠેલા વરે પશ્ચિમાભિમુખ બેઠેલી કન્યાનો હાથ ઝાલવો, અથવા, પશ્ચિમાભિમુખ બેઠેલાએ પૂર્વાભિમુખ બેઠેલીનો. "હે સરસ્વતી ! કલ્યાણરૂપ અને અન્નબલવતી ! આ=( શુભ કર્મ ) ની વૃદ્ધિ કરો. આ સમસ્ત પદાર્થોની ઉત્પત્તિમાં અગ્રસ્થાને છે. તું સારી પ્રજાવાળા થવા માટે હું તારો ( કન્યાનો ) હસ્ત ગ્રહણ કરૂં છું. હું તારો પતિ, તે સહવર્તમાન તું વૃદ્ધાવસ્થા ભોગવ. ભગ, અર્યમા, સવિતા, પુરંધિ-દેવોએ, આપણે ગાર્હપત્ય ( ગૃહનું સ્વામીપણું-ગૃહસ્થાશ્રમનો ધર્મ ) ભોગવીએ તે માટે તને મને આપી છે." ( એ ઋચા ભણવી. )

સામેથી એનો દક્ષિણ સ્કન્ધ-જમણો ખભો-ઝાલી એને પશ્ચિમાભિમુખ વાળીને આ પ્રમાણે મન્ત્ર ભણે છેઃ—

"માઠી દૃષ્ટિવાળી, પતિનો વિનાશ ન કરતી એવી-તું પશુઓને કલ્યા-

ણુકારક થા. સારા મનવાળી અને સારા રૂપવાળી તું હો. જીવે એવાં બાળકોને જન્મ આપ, વીર નીવડે એવાંને જન્મ આપ. કલ્યાણકારી થા— બેપગાં અને ચારપગાં( ઘરનાં માણસો અને પશુઓ )ને સુખી કર.

પહેલી તને સોમે મેળવી, તે પછી ગન્ધર્વે મેળવી; ત્રીજો અગ્નિ તારો પતિ—ચોથો હું મનુષ્યજાતિમાં જન્મેલો તારો પતિ છું. સોમે ગન્ધર્વને આપી. ગન્ધર્વે અગ્નિને આપી. અગ્નિ મને પશુ આપે છે, અને પુત્રો આપે છે, તથા તને આપે છે.

આ હું; પેલી તું. (આપણે બે સામસામાં ઊભાં છીએ.) દ્યૌ (આકાશ) હું; પૃથ્વી તું. સામ હું; ઋક્ તું. આવો, આપણે એકઠાં મળીએ. ”

( સપ્તપદીનો વિધિઃ—) એક પગલું, અન્ન માટે; વિષ્ણુ તારી પાછળ ચાલો. બે, ઊર્જ ( તેજ—બળ—મ્હોટું મન ) માટે; વિષ્ણુ૦ ત્રણ, વ્રત માટે; વિષ્ણુ૦. ચાર, સુખી જીવન માટે, વિષ્ણુ૦. પાંચ, પશુ માટે; વિષ્ણુ૦. છ, ધનપોષણ માટે; વિષ્ણુ૦ સાત, સપ્ત પ્રકારના હોતૃત્વ માટે; વિષ્ણુ૦. સાતમું પગલું મૂકીને આ મન્ત્ર જપે છેઃ—

“सखायौ सप्तपदावभूव सख्यं ते गमेयं सख्यात्ते मा योषं सख्यान्मे मा योष्ठाः—”

સાત પગલાં ભરીને આપણે સખા થયાં છીએ. હું તારૂં સખ્ય (સખાપણું ) પ્રાપ્ત કરૂં. તારા સખ્યથી હું વિયુક્ત મા થાઉં, મારા સખ્યથી તું વિયુક્ત મા થા.

[ हि. गृ. सू.]

२०. तं दह्यमानमनुमन्त्रयते प्रेहि प्रेहि पथिभिः पूर्व्येभिरिति

प्रेहि प्रेहि पथिभिः पूर्व्येभिर्यत्रा नः पूर्वे पितरः परेयुः । उभा राजाना स्वधया मदन्ता यमं पश्यासि वरुणं च देवम् ॥ संगच्छस्व पितृभिः सं यमेनेष्टापूर्तेन परमे व्योमन् । हित्वायावद्यं पुनरस्तमेहि संगच्छस्व तन्वा सुवर्चाः ॥

मैनमग्ने विदहो माभिशोचो मास्य त्वचं चिक्षिपो मा शरीरम् । यदा शृतं कृणवो जातवेदोऽथेमेनं प्रहिणुतात् पितृभ्यः ॥ अजो भागस्तपसा तं तपस्व तं ते शोचिस्तपतु तं ते ऽअर्चिः । यास्ते शिवास्तन्वो जातवेदस्ताभिर्वहैनं सुकृतामु लोकम् ॥

= એ ( મૃત શરીર ) બળતું હોય તે વખતે प्रेहि प्रेहि ઇત્યાદિ મન્ત્ર ભણે છે. ( તે વખતે ભણવાના મન્ત્રોમાંથીઃ—) ( જીવને ) જા, જા પૂર્વજોને માર્ગે–જ્યાં અમારા પૂર્વ પિતૃઓ ચાલ્યા ગયા છે. ત્યાં બંને રાજાઓ ( વરુણ અને યમ ) સ્વધા થકી આનન્દમાં રહે છે. ત્યાં તું યમ અને વરુણદેવને જુવે છે. પિતૃઓની સાથે તું મળ, યમ સાથે મળ, પરમવ્યોમમાં ઇષ્ટાપૂર્ત (યજ્ઞ અને લોકોપકારક કર્મનાં ફળ) પામ. દોષવાળું શરીર છોડીને પાછો ઘર ( સ્વર્ગના ) સુન્દર તેજસ્વી, શરીર સાથે જોડા. હે અગ્નિ! તું એને બાળીશ નહિ, તપાવીશ નહિ, એની ચામડી કાઢીશ નહિ, શરીર ફેંકી દઇશ નહિ. જ્યારે એ પાકે ત્યારે એને પિતૃઓને ત્યાં મોકલજે. એનો જે અજન્મા ( અમૃત તત્ત્વ, આત્મા ) ભાગ છે, તેને તારા તેજથી તું તેજસ્વી કરો, તારો પ્રકાશ, તારી જ્વાળા એને તેજસ્વી કરો. જે તારાં મંગળ શરીર છે તે વડે હે અગ્નિ ! તું એને પુણ્યશાળીના લોકમાં લઇ જા.

[ आ. गृ. सू. ]

---

૧૨.

# ચાર વર્ણો.

૧. પંચ મહાયજ્ઞ અને સંસ્કાર-એ જેમ ગૃહ્ય સૂત્રનો મુખ્ય વિષય છે, તેમ ચાર વર્ણ અને ચાર આશ્રમના ધર્મો એ ધર્મસૂત્રનો મુખ્ય વિષય છે. તેમાં જે વર્ણોના ધર્મ છે તે શાસ્ત્રકારોએ ઉપજાવેલા નથી, પણ જનસમાજના વ્યવહારમાંથી સ્વાભાવિક રીતે ઉત્પન્ન થએલાં કર્મોને માત્ર વ્યવસ્થિત કરીને એ ધર્મો બાંધ્યા છે. દરેક જનસમાજ જેમ જેમ જંગલી દશામાંથી નીકળી સુધરેલી દશામાં આવતો જાય અને સુધારામાં આગળ પગલાં ભરતો જાય, તેમ તેમ એના ધન્ધાઓના પ્રકારમાં વધારો થતો

જાય એ સ્વાભાવિક છે. પણ એ ધન્ધાઓનો વિકાસ કેવી રીતે થાય, તથા એ પરસ્પર સમ્બન્ધમાં આવી જનસમાજના સુખ અને કલ્યાણમાં કેવી રીતે વૃદ્ધિ કરે એ વિચારીને, એને ઘટના નિયમો બાંધવા એ બુદ્ધિમંત અને અનુભવી શાસ્ત્રકારોનું કામ છે. પ્રાચીનકાળમાં હિન્દુ જનસમાજમાં ઉત્પન્ન થએલા બધા ધન્ધાના મુખ્ય ચાર વર્ગ પાડી, હિન્દુ શાસ્ત્રકારોએ એના ચાર વર્ણ ઠરાવ્યા છેઃ **બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર**—જે વિશાળ અર્થમાં, સર્વ દેશના અને સર્વકાળના જનસમાજને લાગુ પડતા છે.

૨. 'વર્ણ' એટલે રંગ, ધન્ધાનો રંગ. ધન્ધાના રંગ પ્રમાણે જન-સમાજમાં ચાર વર્ણ શી રીતે પડે અને પડયા એ જોઇએ:—

(૧) વિદ્યા ભણવી અને ભણાવવી, ધર્મ પાળવો અને ઉપદેશવો–એ **બ્રાહ્મણ**નો ધન્ધો થયો. જનસમાજ એની મેળે જ સત્ય અને ધર્મને માર્ગે ચાલતો હોય અને ચાલી શકતો હોય તો સત્ય–ધર્મ શોધનાર અને ઉપદે-શનાર બ્રાહ્મણ સિવાય બીજા વર્ણની જરૂર ન પડે, બલ્કે, બ્રાહ્મણ વર્ણની પણ ન પડે એમ કહીએ તો ચાલે. (૨) પણ દુનીઆ હમેશાં સીધે અને સારે માર્ગે જ ચાલતી નથી, જનસમાજમાં અનેક દુષ્ટ જનો ચોરી લૂટ વગેરે અધર્મના માર્ગ સેવે છે, અને એક રાજ્ય બીજા રાજ્ય ઉપર હલ્લો કરી એક બીજાનું દ્રવ્ય ભૂમિ વગેરે પડાવી લેવા યત્ન કરે છે. જન-સમાજના આ આન્તર અને બહારના દુશ્મનોને નુકસાન કરતા અટકાવવા માટે, તથા પ્રજાને સુખ અને કલ્યાણને માર્ગે ચઢાવવા માટે, રાજ્યની જરૂર છે. આ રીતે યુદ્ધ દંડ અને પ્રજાપાલનનો **ક્ષત્રિય**નો—ધન્ધો ઉત્પન્ન થયો. (૩) પરંતુ આ કાર્ય કાંઈ દ્રવ્ય વિના થઈ શકતું નથી. પ્રજાના રક્ષણ માટે અને દુશ્મનો સાથે લઢવા માટે તેમ જ આખા જનસમાજના સામાન્ય સુખ માટે, પગલે પગલે દ્રવ્યની જરૂર પડે છે- એ દ્રવ્ય ઉત્પન્ન કરનાર વર્ગ તે **વૈશ્ય** છે. વૈશ્યો ખેતી વગેરે ધન્ધાઓ કરીને, તથા પરદેશ સાથે વ્હે-પાર ચલાવીને દ્રવ્ય પેદા કરે છે. એ વડે તેઓ જાતે સુખ ભોગવે છે, રાજાને કર આપી રાજ્ય ચલાવવામાં મદદ કરે છે, તથા લોકહિતનાં દાન કરી જનસમાજનાં સુખમાં વધારો કરે છે. (૪) પણ ખેતી વેપાર વગેરે ધંધામાં કોઇક બુદ્ધિ વાપરે તો કોઇકે શારીરિક શ્રમ (મજૂરી) પણ કરવો પડે. આ શારીરિક શ્રમ કરનાર વર્ગ તે **શૂદ્ર**.*

* આ ઉત્પત્તિ એક પછી એક એમ ન સમજવું. શરીરનાં અવયવોની માફક એકી વખત.

આ પ્રમાણે જનસમાજમાં સ્વાભાવિક નિયમને અનુસરી ચાર વર્ણ ઉત્પન્ન થાય છે, અને સમગ્ર જનસમાજના હિત માટે તે દરેકની જરૂર છે. બલ્કે, એમાંનો કોઇ પણ વર્ણ બાકીના વર્ણ વગર ટકી શકતો નથી, અને પોતાનું કાર્ય કરી શકતો નથી એ સ્પષ્ટ છે.

૩. ઋગ્વેદસંહિતાના કાળમાં ઉપર કહ્યા તે ચાર વર્ણ પડી ચૂકયા છે: જનસમાજમાં ઉપર બતાવ્યું તેમ એ એની મેળે પડે છે જ. તેથી એ ગ્રન્થના **પુરુષસૂકત**માં બતાવ્યું છે તે એ કે આ ચાર વર્ણ જે જનસમાજમાં જોવામાં આવે છે તે એક **મહાપુરુષ**( ચેતન જનસમાજ )નાં જ અવયવો છે, સૌ મળી એક શરીર બને છે. બ્રાહ્મણ એનું મુખ છે, ક્ષત્રિય તે બાહુ, વૈશ્ય તે ઊરુ, અને શૂદ્ર તે પગ છે—એમ એ સૂક્ત તે તે વર્ણનાં કાર્ય પ્રમાણે અલંકારની વાણીમાં નિર્દેશ કરે છે. કોઇ પણ વર્ણને ઉચ્ચ કે નીચ માની બીજા વર્ણનો તિરસ્કાર કરવાનો એનો ઉપદેશ નથી. આખું શરીર જેમ પગ ઉપર ઊભું રહે છે, મુખ બાહુ અને ઊરુ પણ જેમ પગને આધારે જ રહેલાં છે, તેમ આખો જનસમાજ શૂદ્ર ઉપર ટકી રહ્યો છે એમ અર્થ કરીએ તો પણ ચાલે. વસ્તુતઃ સર્વ અવયવને એક બીજાની જરૂર છે. તેમાં મુખવડે મનુષ્ય પોતાના વિચારની શબ્દદ્વારા એક બીજાને આપ-લે કરે છે, અને વિચાર તે મનુષ્યના ઉત્તમ બક્ષીસ છે તેટલા પૂરતો જ બ્રાહ્મણ વર્ણને સર્વ શ્રેષ્ઠ કહેવામાં અર્થ રહેલો છે.

[ શાસ્ત્રની પરિભાષામાં બોલીએ તો—અમુક વાકય ‘ અનુવાદ ’ છે કે ‘ વિધિ ’ એ જોવું, અને વિધિ હોય તે જ ઉપદેશ એમ સમજવું. ‘ અનુવાદ ’ એટલે અન્ય પ્રમાણથી જે સિદ્ધ હોય તેનું જ પાછળથી કથન કરવું, અને વિધિ તે નવો ઉપદેશ. શાસ્ત્રનું પ્રામાણ્ય અનુવાદમાં નહિ, પણ માત્ર વિધિમાં જ મનાય છે. પ્રકૃતિ થકી જ, જનસમાજમાં જે વિભાગ પડે છે તેનો પુરુષસૂક્તમાં અનુવાદ છે. એ વિભાગનો પરસ્પર સંબન્ધ સમજી એક ચેતન જનસમાજનાં જ સર્વ અવયવો છે એમ સમજવું તે એ સૂક્તમાં રહેલો ઉપદેશ–વિધિ–છે. અનુવાદ અને વિધિનો આ ભેદ ન સમજવાથી પુરુષસૂક્તનુ તાત્પર્ય સમજવામાં ભૂલ થાય છે. વળી, આખા પુરુષસૂકતનો વિષય એક અખંડ મહાપુરુષ છે–એ જોતાં પણ આ જ તાત્પર્ય સિદ્ધ થાય છે ]

૪. પ્રાચીનકાળમાં ગુણને બહુ મહત્ત્વ અપાતું. વિશ્વામિત્ર ક્ષત્રિય છતાં તપવડે બ્રાહ્મણ થયા. કવષ ઐલૂષની ધાર્મિકતા જોઈ બ્રાહ્મણોએ એને માન આપ્યું—અને એવા બીજા અનેક દાખલાઓ બ્રાહ્મણ-ઉપનિષદ્-મહાભારત વગેરે ગ્રન્થોમાં જોવામાં આવે છે. જ્યાં સુધી, જન્મ પ્રમાણે વર્ણ પડયા છતાં પણ ગુણ ઉપર ધ્યાન અપાતું, ત્યાં સુધી સઘળું ઠીક ચાલ્યું. પણ જતે દહાડે પ્રજામાંથી વિદ્યા લોપ પામતી ગઇ, તેનું પરિણામ એ આવ્યું કે—બ્રાહ્મણો દરિદ્ર અને ભીખારી થવા લાગ્યા; ક્ષત્રિયો લૂટફાટીઆ થયા અને એક બીજાનાં રાજ્ય પડાવી લેવામાં પોતાના બળનો ઉપયોગ કરવા લાગ્યા; વૈશ્યો લોભી બ્હીકણ અને નિર્બળ થયા; અને શૂદ્રો તો છેક પશુ જેવા જ બની રહ્યા !

૫. વળી ચાર વર્ણની ચોર્યાશી—બલ્કે અસંખ્ય—નાતો પડી ગઇ. તેનું એક કારણ વૈશ્યોના વિવિધ ધન્ધાઓનાં જુદાં જુદાં મહાજનો બંધાયાં એ; બીજું કારણ, રાજકીય અંધાધુંધીને લીધે દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં જે વસ્તી ગઇ તેણે પોતપોતાનાં મૂળ વતન પ્રમાણે જુદાં જુદાં ટોળાં બાંધ્યાં; અને તેમાં વળી સારા ખોટા રિવાજના ભેદથી, પરસ્પરના ઝઘડાથી વગેરે અનેક કારણોથી તડ પડતાં ચાલ્યાં ! પણ મૂળ હિન્દુધર્મશાસ્ત્ર પ્રમાણે તો જનસમાજના માત્ર ચાર વર્ણો જ છે. તે પણ એમના ગુણ અને કર્મ પ્રમાણે પડેલા છે, અને સૌ-ઉપર કહ્યું તેમ-એક મહાપુરુષ ( જનસમાજ )નાં જ અંગો છે.

[ હિન્દુસ્થાનમાં આ વર્ણો કેમ ઉદ્‌ભવ્યા એ સંબન્ધે પાશ્ચાત્ય વિદ્વાનોમાં મતભેદ છે. એક મત[૧] એવો છે કે ' વર્ણ '—શબ્દનો મૂળ અર્થ રંગ હોઇ, પ્રથમ એ શબ્દ ' આર્ય ' અને ' દાસ ' ('દસ્યુ' અનાર્ય ) એ બે જાતિવાચક હતો. હિન્દમાં પ્રવેશેલા આર્યોની ચામડીનો રંગ મૂળ વતનીઓની ચામડીના રંગથી એટલો બધો ભિન્ન હતો કે તેઓ વચ્ચે લગ્નવ્યવહાર અનિષ્ટ ગણાય એ સ્વાભાવિક છે. અને આ કારણથી લગ્નના પ્રતિબન્ધરૂપી વર્ણનું જે મુખ્ય લક્ષણ તે અસ્તિત્વમાં આવ્યું. આ મત પ્રમાણે

---

૧. પાશ્ચાત્ય વિદ્વાનોમાં એક જૂનો મત—જેનું સમર્થન હાલમાં મિ. હર્બર્ટ રિસ્લિ ( હિન્દુસ્થાનનો ૧૯૦૧ નો સેન્સસ રિપોર્ટર ) એણે કર્યું છે.

વર્ણનું બન્ધારણ મૂળ લોહી( જન્મ-જાતિ )ના ભેદ ઉપર રચાએલું છે.[1] બીજો મત[2] એવો છે કે હિન્દમાં તેમજ યૂરોપમાં જઈ વસેલા સર્વ આર્યો લગ્નસંબન્ધી એ જાતનો પ્રતિબન્ધ પાળતા—તે એ કે પોતાના કુટુમ્બ ( ગોત્ર ) માં ન પરણવું, અને પરાયાં કુટુમ્બમાં અમુક મંડળ( જ્ઞાતિ ) ની અંદર જ પરણવું. આ બંને નિયમ પાળવામાં સગપણના લોહી( જન્મ )નો વિચાર ઉપસ્થિત રહે છે, અને એ લોહી શુદ્ધ રાખવાના હેતુથી લગ્નના પ્રતિબન્ધ —વર્ણનું મુખ્ય તત્ત્વ—ઉદ્ભવે છે. વર્ણના ભેદને અંગે જે લગ્ન સંબન્ધી પ્રતિબન્ધ જોવામાં આવે છે તેનો ખુલાસો આ બંને મતથી થાય છે. પણ આર્યોની અંદર માંહોમાંહે વર્ણના ભેદ કેમ પડયા એનો ખુલાસો પહેલા મતથી થતો નથી; અને એ ભેદ અમુક જ ચાર—ધન્ધાને અનુસરતા—કેમ થયા એનો ખુલાસો આ બીજો મત આપી શકતો નથી. તે માટે તો 'ગુણકર્મવિભાગ '[3] ને ચાતુર્વર્ણ્યના મૂળ કારણરૂપે માન્યા સિવાય ચાલે એમ નથી. પછી એ ગુણકર્મવિભાગમાં જન્મનું તત્ત્વ ઉમેરાયું અને વંશપરંપરાના વર્ણ યાને જાતિઓ બંધાઈ. ' બ્રહ્મન્ '—શબ્દમાંથી ' બ્રાહ્મણ '—શબ્દ થયો, ' રાજન્ '—માંથી ' રાજન્ય ' થયો, અને ' વિશ ' માંથી 'વૈશ્ય' થયો, તે ગુણકર્મના તત્ત્વમાં જાતિનું તત્ત્વ ઉમેરાયા પછી—એમ કેટલાક વિદ્વાનોનું કહેવું છે.[4] ગમે તેમ હો, પણ મૂળ વર્ણ ગુણકર્મવિભાગથી જ પડયા હતા એ નિશ્ચિત લાગે છે.

હિન્દના આર્યો પૂર્વ તરફ ગંગા—જમનાના પ્રદેશમાં વિસ્તર્યા ત્યાર પછી વર્ણવિભાગ બંધાયા એમ કેટલાક વિદ્વાનો[5]નું માનવું છે. એની વિશેષ વિગત આપતાં તેઓ એમ બતાવે છે કે[6]—આર્યો અનાર્યોની સાથે યુદ્ધમાં પડવાથી તેઓમાં રાજાની સત્તા ઉત્પન્ન થઈ, અને વિજય માટે દેવોની મદદ માગવા સારૂ બ્રાહ્મણોનો વર્ગ બંધાયો. યુદ્ધમાં ભાગ ન લઈ શકયા એવા આર્યોએ કૃષિ વગેરેથી નિર્વાહ કરવા માંડયો, અને જીતેલા અનાર્યો તે શૂદ્ર નામે સ્વીકારાયા. આ સામે એક બીજો મત એવો છે કે ઋગ્વેદસંહિતાના કાળ પૂર્વે જ ' બ્રહ્મ ', ' ક્ષત્ર ' અને ' વિશ્ ' એવા વર્ણભેદ પડી ચૂકયા

૧. આ મતની પુષ્ટિમાં રિસ્લિ જણાવે છે કે જેમ ઊંચી જ્ઞાતિ તેમ એનામાં આર્યરુધિર અધિક જોવામાં આવે છે. ૨. ફ્રેન્ચ વિદ્વાન—સેનાર્ટ. ૩. ભગવદ્ગીતા. ૪. ડૉ. ભાંડારકર વગેરે. ૫. જુવો મૂર—સંગૃહીત " સંસ્કૃત ટેક્સ્ટસ્." ૬. ઝિમ્મર.

હતા, અને એનો વિશેષ પૂરાવો ઝન્દ અવસ્તા (ઇરાની આર્યોના પ્રાચીન ગ્રન્થ) માં મળે છેઃ-એમાં 'અથ્રન્' (બ્રાહ્મણ)ને માટે 'અથ્રવ' (સંસ્કૃત-अथर्वन्) અને 'ક્ષત્ર'(ક્ષત્રિય)ને માટે 'રથએસ્થ' (સંસ્કૃત-रथेष्ठः) શબ્દ નજરે પડે છે. પરંતુ વર્ણવ્યવસ્થાને અંગે પાછળના સમયમાં જે વૃત્તિ (આજીવિકા-ધન્ધો) વિવાહ અને ભોજનના અભેદ્ય પ્રતિબન્ધો જોવામાં આવે છે તે તો ધીમે ધીમે ઉત્પન્ન થયા અને જામ્યા. એ પ્રતિબન્ધો મૂળ, વૃત્તિવિભાગ અને લોહી(જન્મ)ની વિશુદ્ધિ જાળવવાનો યત્ન-એ બંને તત્ત્વમાંથી ઉદ્ભવેલા હતા, પણ તે કૂણા હોઈ વાળ્યા વળી શકતા હતા. જ્ઞાની ક્ષત્રિયો ધર્મનો ઉપદેશ કરતા, કોઇક યજ્ઞ પણ કરાવતા, શૂદ્ર પણ જ્ઞાનનો અધિકારી બનતો તથા ધાર્મિકતાના કારણથી પૂજ્ય ગણાતો. તેમ બ્રાહ્મણો પણ કેટલીક વાર બીજા ધન્ધા સ્વીકારતા.[1] ]

---

## ઊતારા.*

૧. यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् । मुखं किमस्य कौ बाहू का ऊरू

---

૧ દૃષ્ટાન્તઃ દેવાપિ આર્ષ્ટિષેણ (જુવો યાસ્કનું નિરુક્ત.), કવષ ઐલૂષ (જુવો એતરેય બ્રાહ્મણ.), સત્યકામ જાબાલ, જાનશ્રુતિ પૌત્રાયણ (જુવો ઉપનિષદ્) વગેરે. એમાંનાં કેટલાંક દૃષ્ટાન્તો સામે શંકા લેવાઈ છે, પણ એકંદરે જોતાં ચારે વર્ણોમાં પરસ્પર કેટલીક આવજા હતી એમ તો નક્કી સમજાય છે જ.

* વર્ણવિભાગ અને વર્ણધર્મનો વિષય વર્તમાન સમયમાં ખાસ મહત્ત્વનો હોવાથી, એ સંબન્ધી હિન્દુધર્મનાં પ્રાચીન શાસ્ત્રો શું કહે છે એ જણાવવા સારૂ વધારે છૂટથી ઊતારા આપ્યા છે. તેમાં ખાસ કરીને જે પુસ્તકો અત્યારે લોકમાં સૌથી વધારે માન્ય ગણાય છે તેમાંથી જ ઊતારા લીધા છે. એક જ મતના પ્રતિપાદન માટે જુદાં જુદાં પુસ્તકોના ઊતારાથી પુનરુક્તિ થાય છે તેની દરકાર કરી નથી, અને કેટલીકવાર એના એ શબ્દો જ જુદા જુદા ગ્રન્થોમાં જોવા આવે છે છતાં એ ટાંક્યા છે, તે એમ બતાવવા માટે કે હિન્દુધર્મના લાંબા ઇતિહાસમાં અમુક મત હમેશાં સ્વીકારાયો છે—માત્ર કોઈ એક વખત એકાદ ગ્રન્થકારથી ઉચ્ચારાઇ ગયો છે એમ નથી. ઊતારાના વર્ગ પડી શકે એમ છે એ વાચકે પાડી લેવા.

पादा उच्येते ॥ ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः । ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥

= ( પુરુષસૂક્તમાંથીઃ—) પુરુષને વિવિધરૂપે બનાવ્યો તેમાં એના કેટલા પ્રકારે વિભાગ કર્યા ? એનું મુખ શું ? બાહુ શા ? ઊરૂ શા ? અને પગ શું કહેવાય છે ? બ્રાહ્મણ એનું મુખ હતો; બે હાથ તે ક્ષત્રિય બન્યા; ઊરૂ તે જે વૈશ્ય; અને પગમાંથી શૂદ્ર ઉત્પન્ન થયો.[1]

[ ऋ. सं. पुरुषसूक्त. ]

२. चत्वारो वर्णा ब्राह्मणक्षात्रियवैश्यशूद्राः । त्रयो वर्णा द्विजातयो ब्राह्मणक्षत्रियवैश्याः ।

= ચાર વર્ણ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. ત્રણ વર્ણ દ્વિજઃ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય.

३. षट् कर्माणि ब्राह्मणस्य स्वाध्यायाध्ययनमध्यापनं यज्ञो याजनं दानं प्रतिग्रहश्चेति । त्रीणि राजन्यस्य अध्ययनं यज्ञो दानं च शस्त्रेण च प्रजापालनं स्वधर्मस्तेन जीवेत् । एतान्येव वैश्यस्य कृषिर्वाणिज्यं पाशुपाल्यं कुसीदं च । तेषां परिचर्या शूद्रस्य नियता च वृत्तिः ।

= ૭ કર્મ બ્રાહ્મણનાં—સ્વાધ્યાયનું અધ્યયન, અધ્યાપન, યજ્ઞ, યાજન, દાન અને પ્રતિગ્રહ. ત્રણ કર્મ ક્ષત્રિયનાં—અધ્યયન, યજ્ઞ, અને દાન; શસ્ત્ર-વડે પ્રજાપાલન, એ સ્વધર્મ-તે વડે આજીવિકા કરવી. આ જ ત્રણ ( અધ્યયન, યજ્ઞ અને દાન ) કર્મ વૈશ્યનાં; તથા કૃષિ, વાણિજ્ય, પશુપાલન, અને વ્યાજ ( એ વૈશ્યની આજીવિકાનાં સાધનો ). આ દ્વિજ વર્ણની સેવા તે શૂદ્ર માટે નક્કી થએલી આજીવિકા.

---

૧. એક પુરુષના જ સર્વ અવયવો છે, દેવોના આદ્ય યજ્ઞમાં એક જ પુરુષને વિવિધરૂપે સ્થાપ્યો છે ( '**व्यदधुः**' ), વિવિધ પ્રકારે કલ્પના વા વ્હેંચણી કરી છે ( '**व्यकल्पयन्**' )—એમાં પુરુષની એકતા, તથા **व्यदधुः** અને **व्यकल्पयन्** શબ્દોથી પ્રતિપાદિત થતી એકની જ વિવિધ પ્રકારે વ્યવસ્થા બતાવી છે—એ વગેરે વસ્તુઓ ધ્યાનમાં લેવી.

४. प्रकृतिविशिष्टं चातुर्वर्ण्यं संस्कारविशेषाच्च ॥

= પ્રકૃતિના વિશેષે કરી, તથા સંસ્કારના વિશેષે કરી–ચાર વર્ણનો જનસમાજ[1] બનેલો છે.

[ ध. ध. शा. ]

५. सर्वस्यास्य तु सर्गस्य गुप्त्यर्थं स महाद्युतिः ।
मुखबाहूरुपज्जानां पृथक्कर्माण्यकल्पयत् ॥
अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥
प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ।
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ।
पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च
वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥
एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।
एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥

= આ સર્વ સૃષ્ટિના રક્ષણ અર્થે એ મહાપ્રકાશવાન બ્રહ્મા (પરમાત્મા) એ મુખ, બાહુ, ઊરુ, અને પાદ એ ચારમાંથી ઉત્પન્ન થએલા ચાર વર્ણોનાં જુદાં જુદાં કર્મો ઠરાવ્યાં.

(૧) વિદ્યા ભણવી અને ભણાવવી, યજ્ઞ કરવો અને કરાવવો, દાન લેવું અને આપવું—એ છ કર્મો બ્રાહ્મણનાં કર્યાં.

(૨) પ્રજાનું રક્ષણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવો, વિદ્યા ભણવી, અને વિષયમાં આસક્ત ન થવું–એ ટૂંકામાં ક્ષત્રિયનાં કર્મ છે.

(૩) પશુઓનું રક્ષણ કરવું (ઢોર પાળવાં અને ઊછેરવાં), દાન કરવું,

---

૧ ચાર વર્ણનો એક સમૂહ–ચાતુર્વર્ણ્ય; એકતાવાચક પ્રત્યય ઉપર ધ્યાન આપવું.

યજ્ઞ કરવો, વિદ્યા ભણવી, વાણિજ્યના માર્ગ સેવવા, વ્યાજે નાણાં ફેરવવાં, અને ખેતી કરવી—એ વૈશ્યનાં કર્મ છે.

(૪) પરમાત્માએ શૂદ્ર માટે એક જ કર્મ ઠરાવ્યું છે—તે એ કે આ વર્ણોની અદેખાઈ કર્યા વગર, સેવા કરવી.

[ मनुस्मृति. ]

૬. शूद्रस्य द्विजशुश्रूषा तयाऽजीवन् वणिग्भवेत् ।
शिल्पैर्वा विविधैर्जीवेत् द्विजातिहितमाचरन् ॥

= શૂદ્રે દ્વિજ ( બ્રાહ્મણ—ક્ષત્રિય અને વૈશ્ય ) ની સેવા કરવી. તેથી નિર્વાહ ન ચાલે તો વણિક્ થવું; અથવા વિવિધ જાતનો શિલ્પ ( કારીગરીના ધન્ધા—સુતાર, લોહાર વગેરેના—વડે આજીવિકા કરવી—દ્વિજનું હિત આચરતાં રહીને.

૭. विद्याकर्मवयोबन्धुवित्तैर्मान्या यथाक्रमम् ।
एतैः प्रभूतैः शूद्रोऽपि वार्धके मानमर्हति ॥

= વિદ્યા—કર્મ—વય—બન્ધુ—અને વિત્તવાળા જનોને (ક્રમવાર) એકએકની પછી માન ન આપવું, અને એ ગુણો શૂદ્રમાં પણ પુષ્કળ હોય તો શૂદ્ર પણ વૃદ્ધાવસ્થામાં માનને પાત્ર છે.

[ याज्ञ. स्मृ. ]

૮. अवश्यं भरणीयो हि वर्णानां शूद्र उच्यते

... ... ... ...

अधार्याणि विशीर्णानि वसनानि द्विजातिभिः
शूद्रायैव प्रदेयानि तस्य धर्मधनं हि तत् ।

= વર્ણોએ ( બીજા ત્રણ વર્ણોએ ) શૂદ્રનું ભરણપોષણ અવશ્ય કરવું જોઇએ એમ કહેવાય છે. એ દ્વિજ વર્ણોએ ફાટેલાં લૂગડાં પહેરવાં નહિ, શૂદ્રને જ આપવાં—કારણ કે એ એનું ધર્મધન ( હકનું ધન ) છે.

[ म. भा. ]

૯. सत्यं दानं क्षमा शीलमानृशंस्यं तपो घृणा ।
दृश्यन्ते यत्र नागेन्द्र स ब्राह्मण इति स्मृतः ॥

.... .... .... ....

शूद्रे तु यद्भवेल्लक्ष्म द्विजे तच्च न विद्यते ।
न वै शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः ॥
यत्रैतल्लक्ष्यते सर्प वृत्तं स ब्राह्मणः स्मृतः ।
यत्रैतन्न भवेत् सर्प तं शूद्रमिति निर्दिशेत् ॥

= સત્ય, દાન, ક્ષમા, શીલ, આનૃશંસ્ય (અહિંસા,) તપ અને દયા એટલા ગુણ, હે અજગર (નહુષ રાજા)! જેનામાં જોવામાં આવે તે બ્રાહ્મણ કહેવાય છે.

શૂદ્રમાં જે લક્ષણ હોય એ દ્વિજ(બ્રાહ્મણ)માં ન હોય: શૂદ્ર તે શૂદ્ર નથી, અને બ્રાહ્મણ તે બ્રાહ્મણ નથી. હે અજગર! આ વૃત્ત જેનામાં હોય એ બ્રાહ્મણ કહેવાય છે. એ જેનામાં ન હોય તેને હે અજગર! શૂદ્ર કહેવો.

[ म. भा. ]

१०. विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं क्षत्रियाणां तु वीर्यतः ।
वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥

= બ્રાહ્મણની મ્હોટાઈ જ્ઞાને કરીને છે, ક્ષત્રિયોની વીર્યથકી છે. વૈશ્યોની ધનધાન્ય વડે છે, અને શૂદ્રની ફક્ત જન્મે કરીને જ છે.

११. यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥

= જેવો લાકડાનો હાથી. જેવો ચામડાનો મૃગ—(રમકડાં)—તેવો અભણ વિપ્ર સમજવો: એ ત્રણ માત્ર (તે તે) નામ જ ધારણ કરે છે.

[ म. स्मृ. ]

१२. व्रतेषु नियमेषु चेज्याध्ययनधर्मेषु ।
योगस्तपो दया दानं सत्यं शौचं श्रुतं घृणा ।
विद्याविज्ञानमास्तिक्यमेतद्ब्राह्मणलक्षणम् ।
दीर्घवैरमसूया चासत्यं ब्राह्मणदूषणम् ।
पैशुन्यं निर्दयत्वं च जानीयाच्छूद्रलक्षणम् ।
ये शान्तदान्ताः श्रुतिपूर्णकर्णाः जितेन्द्रियाः प्राणिवधान्निवृत्ताः ।
प्रतिग्रहे सङ्कुचिताग्रहस्तास्ते ब्राह्मणास्तारयितुं समर्थाः ॥

= વ્રતમાં, નિયમમાં, અને યજન અધ્યયનના ધર્મમાં. યોગ, તપ, દમ, દાન, સત્ય, શૌચ, શ્રુત, દયા, વિદ્યા, વિજ્ઞાન, આસ્તિક્ય—એ બ્રાહ્મણનું લક્ષણ. દીર્ઘવૈર, અસૂયા અસત્ય—એ બ્રાહ્મણનું દૂષણ. ચાડી કરવી, નિર્દય થવું—એ શૂદ્રનું લક્ષણ સમજવું. જે શાન્ત અને દાન્ત હોય, જેના કાન વેદના ધ્વનિથી ભરપૂર હોય, જે જિતેન્દ્રિય હોય તથા પ્રાણીઓની હિંસા જેમણે ત્યજી હોય, દાન લેવામાં જેમના હાથનો અગ્રભાગ સંકોચાએલો રહે તે બ્રાહ્મણો તારવા સમર્થ છે.

[ व. ध. शा. ]

१३. भरद्वाज उवाच ।

१३. चातुर्वर्ण्यस्य वर्णेन यदि वर्णो विभज्यते ।
सर्वेषां खलु वर्णानां दृश्यते वर्णसंकरः ॥
कामः क्रोधो भयं लोभः शोकश्चिन्ता क्षुधा श्रमः ।
सर्वेषां नः प्रभवति कस्माद्वर्णो विभज्यते ॥
स्वेदमूत्रपुरीषाणि श्लेष्मा पित्तं सशोणितम् ।
न तु क्षरति सर्वेषां कस्माद्वर्णो विभज्यते ॥

भृगुरुवाच ।

न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।
ब्राह्मणाः पूर्वसृष्टा हि कर्मभिर्वर्णतां गताः ॥ १० ॥
कामभोगप्रियास्तीक्ष्णाः क्रोधनाः प्रियसाहसाः ।
त्यक्तस्वधर्मा रक्ताङ्गास्ते द्विजाः क्षत्रतां गताः ॥ ११ ॥

गोषु वृत्तिं समाधाय पीताः कृष्युपजीविनः ।
स्वधर्मान्नानुतिष्ठन्ति ते द्विजाः वैश्यतां गताः ॥ १२ ॥
हिंसानृतप्रियालुब्धाः सर्वकर्मोपजीविनः ।
कृष्णाः शौचपरिभ्रष्टास्ते द्विजाः शूद्रतां गताः ॥ १३ ॥
इत्येतैः कर्मभिर्व्यस्ता द्विजाः वर्णान्तरं गताः ।
धर्मो यज्ञक्रिया चैषां नित्यं न प्रतिषिध्यते ॥ १४ ॥

**भरद्वाज उवाच ।**

ब्राह्मणः केन भवति क्षत्रियो वा द्विजोत्तम ।
वैश्यः शूद्रश्च विप्रर्षे तद्ब्रूहि वदतांवर ॥ १ ॥

**भृगुरुवाच ।**

जातकर्मादिभिर्यस्तु संस्कारैः संस्कृतः शुचिः ।
वेदाध्ययनसंपन्नः षट्सु कर्मस्ववस्थितः ॥ २ ॥
शौचाचारस्थितः सम्यग्विघसाशी गुरुप्रियः ।
नित्यव्रती सत्यपरः स वै ब्राह्मण उच्यते ॥ ३ ॥
सत्यं दानमथाद्रोह आनृशंस्यं क्षमा घृणा ।
तपश्च दृश्यते यत्र स ब्राह्मण इति स्मृतः ॥ ४ ॥
क्षत्रजं सेवते कर्म वेदाध्ययनसंगतः ।
दानादानरतिर्यस्तु स वै क्षत्रिय उच्यते ॥ ५ ॥
कृषिगोरक्षवाणिज्यं यो विशत्यनिशं शुचिः ।
वेदाध्ययनसंपन्नः स वैश्य इति संज्ञितः ॥ ६ ॥
सर्वभक्षरतिर्नित्यं सर्वकर्मकरोऽशुचिः ।
त्यक्तवेदस्त्वनाचारः स वै शूद्र इति स्मृतः ॥ ७ ॥
शूद्रे चैतद्भवेल्लक्ष्यं द्विजे तच्च न विद्यते ।
न वै शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः ॥८॥

= ભરદ્વાજ બોલ્યાઃ—ચાતુર્વર્ણ્યમાં વર્ણ કરી ( વર્ણ-રંગના કારણથી ) વર્ણવિભાગ થતો હોય તો-સર્વ વર્ણમાં વર્ણસંકર ( વર્ણનું મિશ્રણ ) જોવામાં આવે છે. કામ, ક્રોધ, ભય, લોભ, શોક, ચિન્તા, ભૂખ, થાક,-એ આપણ સર્વને વશ કરી લે છે-પછી, વર્ણવિભાગ શાથી પડી શકે ? સ્વેદ-મૂત્ર-વિષ્ઠા, કફ-પિત્ત-રુધિર એ દરેકના દેહમાં ઝરે છે-પછી, વર્ણવિભાગ શાથી પડી શકે ?

ભૃગુ બોલ્યાઃ—વર્ણમાં કાંઇ જુદાઇ નથી-આ સર્વ જગત્ બ્રહ્મ જ ( બ્રાહ્મણરૂપ ) બનેલું છે. પૂર્વે બ્રાહ્મણો જ સર્જાએલા હતા, અને પછી તે તે કર્મે કરી એમનામાં વર્ણ પડ્યા. જેઓને કામ-ભોગ વહાલા હતા, જેઓ તીક્ષ્ણ અને ક્રોધી હતા, તથા સાહસ (વગર વિચાર્યું દુષ્ટ કર્મ) જેમને વહાલું હતું, તેઓ સ્વધર્મ ( બ્રાહ્મણધર્મ ) ત્યજીને ક્ષત્રિયો-રાતા રંગના-બન્યા. જેઓએ ઢોર પાળવાની વૃત્તિ ધારણ કરી તથા ખેતીથી નિર્વાહ કરવા માંડ્યો, અને સ્વધર્મ ( બ્રાહ્મણધર્મ ) આચર્યો નહિ તે બ્રાહ્મણો વૈશ્ય-લીલા રંગના-થયા. જેઓએ હિંસા અને અસત્ય ઉપર પ્રીતિ ધરાવી, અને લોભી થઇને ગમે તે કર્મવડે આજીવિકા કરવા માંડી તે પવિત્રતાથી ભ્રષ્ટ શૂદ્ર-શ્યામ રંગના-થયા. આ કર્મવડે બ્રાહ્મણો છૂટા છૂટા પડી જુદા જુદા વર્ણના થયા. ધર્મ અને યજ્ઞક્રિયાનો એમને કદી પ્રતિષેધ નથી.

ભરદ્વાજ બોલ્યાઃ હે ઉત્તમ બ્રાહ્મણ ! મનુષ્ય બ્રાહ્મણ શા વડે થાય છે ? વૈશ્ય અને શૂદ્ર શા વડે થાય છે ? એ, હે બ્રહ્મર્ષિ !—ઉપદેષ્ટાઓમાં શ્રેષ્ઠ એવા જે તમે તે-મને કહો.

ભૃગુ બોલ્યાઃ જાતકર્મ વગેરે સંસ્કાર પામ્યો છે તથા પવિત્ર છે, વેદાધ્યયનસંપન્ન છે, અને ષટકર્મમાં રહેલો છે, પવિત્રતા અને આચાર સારી રીતે પાળે છે, યજ્ઞશિષ્ટ જ જે જમે છે, તથા ગુરુ ઉપર પ્રીતિ રાખે છે, નિત્યવ્રત પાળે છે, સત્યપરાયણ છે,—એ બ્રાહ્મણ કહેવાય છે. સત્ય, દાન, અદ્રોહ, આનૃશંસ્ય, ક્ષમા, દયા, તપ-એ જેનામાં જોવામાં આવે છે એ બ્રાહ્મણ કહેવાય છે. જે ક્ષત્રિયનું કર્મ સેવે છે, તથા દેવપૂજા અને વેદાધ્યયન કરે છે, જે દાન કરે છે પણ લેતો નથી એ ક્ષત્રિય કહેવાય છે. ખેતી, ઢોર પાળવાં, વેપાર કરવો એ વૃત્તિમાં જે દાખલ થાય છે, પણ

પવિત્ર રહી વેદાધ્યયન કરે છે એ વૈશ્ય કહેવાય છે. જે સઘળું ખાવામાં સદા તત્પર છે, ગમે તે કર્મ કરે છે અને અપવિત્ર છે, જેણે વેદ ત્યજી દીધા છે અને આચારરહિત છે—એ શૂદ્ર કહેવાય છે. આ ( અમુક ) લક્ષણ શૂદ્રમાં હોય અને બ્રાહ્મણમાં ન હોયઃ શૂદ્ર એ શૂદ્ર નથી, અને બ્રાહ્મણ તે બ્રાહ્મણ નથી.

[ म॰ भा॰ ]

१४. शमो दमस्तपः शौचं संतोषः क्षान्तिरार्जवम् । दानं दयाऽच्युतात्मत्वं सत्यं च ब्रह्मलक्षणम् ।। शौर्यं वीर्यं धृतिस्तेजस्त्याग आत्मजयः क्षमा । ब्रह्मण्यता प्रसादश्च रक्षा च क्षत्रलक्षणम् ।। देवगुर्वच्युते भक्तिस्त्रिवर्गपरिपोषणम् । आस्तिक्यमुद्यमो नित्यं नैपुणं वैश्यलक्षणम् ।। शूद्रस्य संनतिः शौचं सेवा स्वामिन्यमायया । अमन्त्रयज्ञो ह्यस्तेयं सत्यं गोविप्ररक्षणम् ।।

= શમ, દમ, દયા, શૌચ, સંતોષ, ક્ષાંતિ ( ક્ષમા ), આર્જવ ( સરલતા ) જ્ઞાન, દયા, અચ્યુતાત્મત્વ (ભગવત્પરાયણતા ), અને સત્ય—એટલાં બ્રાહ્મણનાં લક્ષણ છે. શૌર્ય, વીર્ય ( પરાક્રમ ), ધૃતિ ( ધૈર્ય ), તેજ, ત્યાગ ( દાન ), આત્મજય (મનોનિગ્રહ ), ક્ષમા, બ્રહ્મણ્યતા (ધર્મ વા બ્રાહ્મણ ઉપર પ્રીતિ ), પ્રસાદ ( પ્રસન્ન થવું, અનુગ્રહ કરવો )—અને રક્ષા, એ ક્ષત્રિયનાં લક્ષણ છે. દેવ ગુરુ ને ભગવાનની ભક્તિ, આસ્તિક્ય, ત્રિવર્ગ(ધર્મ, અર્થ ને કામ)નું પોષણ, નિત્ય ઉદ્યોગ, અને નિપુણતા, એ વૈશ્યનાં લક્ષણ છે. નમ્રતા, પવિત્રતા, ધણી સાથે નિષ્કપટપણું, સેવા, મંત્ર ભણ્યા વગરનો યજ્ઞ, અસ્તેય ( ચોરી ન કરવી ), સત્ય, અને ગાય વિપ્રનું રક્ષણ, એ શૂદ્રનું લક્ષણ છે.

१५. आदौ कृतयुगे वर्णो नृणां हंस इति स्मृतः । कृतकृत्याः प्रजा जात्या तस्मात् कृतयुगं विदुः ।। विप्रक्षत्रियविट्शूद्रा मुखबाहूरुपादजाः । वैराजात् पुरुषाज्जाताः य आत्माचारलक्षणाः ।। शमो दमस्तपः शौचं सन्तोषः क्षान्तिरार्जवम् । मद्भक्तिश्च दया सत्यं ब्रह्मप्रकृतयस्त्विमाः ।। तेजो बलं धृतिः शौर्यं तितिक्षौदार्यमुद्यमः । स्थैर्यं ब्रह्मण्यमैश्वर्यं क्षत्रप्रकृतयस्त्विमाः ।। आस्तिक्यं दाननिष्ठा च अदम्भो ब्रह्मसेवनम् । अतुष्टिरर्थोपचयै वैश्यप्रकृतयस्त्विमाः ।। शुश्रूषणं द्विजगवां देवानां चाप्यमायया तत्र । लब्धेन सन्तोषः शूद्रप्रकृतय-

स्त्विमाः॥ अशौचमनृतं स्तेयं नास्तिक्यं शुष्कविग्रहः। कामः क्रोधश्च तर्षश्च स्वभावोऽन्तेवसायिनाम् ॥

= પૂર્વે કૃત-(સત્ય) યુગમાં માણસોનો વર્ણ એક જ હતો, અને તે 'હંસ' કહેવાતો હતો. તેમાં પ્રજા જન્મથી જ કૃતકૃત્ય હતી તેથી તે કૃતયુગ કહેવાયો છે...વિરાટ્ પુરુષનાં મુખ-બાહુ-ઊરુ-અને પાદથી બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર-પોતાના આચાર પ્રમાણે-થયા...શમ, દમ, તપ, શૌચ, સન્તોષ, ક્ષમા, આર્જવ, મારી ભક્તિ ( પ્રભુભક્તિ ), દયા, અને સત્ય: આ દશ ગુણો બ્રાહ્મણની પ્રકૃતિ છે. તેજ, બલ, ધૈર્ય, શૌર્ય, તિતિક્ષા ( સહનશીલતા ), ઉદારતા, ઉદ્યમ, સ્થિરતા, ધર્મ ઉપર પ્રીતિ, અને ઐશ્વર્ય ( પ્રભુતા ): એ ક્ષત્રિયની પ્રકૃતિ છે. આસ્તિકતા, દાનનિષ્ઠા, દંભરહિતપણું, અને ધર્મ-બ્રાહ્મણની સેવા, તથા દ્રવ્યવૃદ્ધિની બાબતમાં અસન્તોષ: એ વૈશ્યની પ્રકૃતિ છે. બ્રાહ્મણ અને ગાયની નિષ્કપટપણે સેવા, અને જે મળે તેથકી સન્તોષ: એ શૂદ્રની પ્રકૃતિ છે. અશૌચ, અસત્ય, સ્તેય ( ચોરી ), નાસ્તિકતા, શુષ્કકલહ, ક્રોધ, તૃષ્ણા, એ અન્ત્યજનો સ્વભાવ છે.

[ भागवत. ]

---

૧૩.

# સાર્વવર્ણિક ધર્મ

૧. ઉપર બતાવ્યું તેમ જનસમાજ એક જ વૃત્તિ તરફ વળી ન જાય, તથા એના જુદા જુદા ભાગો પરસ્પર કલહમાં પડી જનસમાજના સમસ્ત હિતને હાનિ ન કરે તે માટે શાસ્ત્રકારોએ તે તે વર્ણના ધર્મો બાંધ્યા. આને વર્ણના ' વિશેષ ધર્મ ' કહે છે. પરંતુ તે સાથે, દરેક મનુષ્યનું મનુષ્ય તરીકે પણ કેટલુંક કર્તવ્ય છે એ વાતનું શાસ્ત્રકારોએ સ્મરણ રાખી તદનુસાર સર્વ વર્ણના કેટલાક ધર્મ બતાવ્યા છે. આને ' સાધારણ ' વા ' સાર્વવર્ણિક ધર્મ ' કહે છે.

૨. જનસમાજના દરેક જનને માટે જે ઉપદેશ છે તેમાં પણ બે પ્રકાર છેઃ એક તો અમુક અમુક કૃત્યો કોઇએ ન કરવાં—અને એ કરવું તે મહાપાતક છે એમ જણાવ્યું છે; બીજું—અમુક કૃત્યો નહિ, પણ અમુક ગુણો આત્મામાં કેળવવાના છે એમ ઉપદેશ કર્યો છે. કેટલીકવાર બાહ્ય આચારને 'નિયમ' કહે છે, અને આન્તર ગુણને 'યમ' કહે છે; કેટલીકવાર નકારાત્મક ધર્મનું આચરણ તે 'નિયમ', અને ભાવાત્મક ધર્મનું આચરણ તે 'યમ' એમ ભેદ પાડવામાં આવે છે, અને તેમાં નિયમ કરતાં યમ વધારે આવશ્યક ગણાય છે.

૩. આ સંબન્ધી હિન્દુ ધર્મશાસ્ત્રમાં અસંખ્ય વચનો છે-માત્ર થોડાં, પ્રસિદ્ધ ગ્રન્થોમાંથી નમૂના રૂપે, અહીં મૂકીએ છીએઃ—

---

## ઉતારા.

१ धर्मं चरत मा धर्मं सत्यं वदत मानृतम् ।
दीर्घं पश्यत मा ह्रस्वं परं पश्यत मापरम् ॥

= ધર્મ આચરો, અધર્મ નહિ; સત્ય બોલો, અસત્ય નહિ; લાંબી દૃષ્ટિ નાંખો, ટૂંકી નહિ, ઉચ્ચ દૃષ્ટિ કરો, નીચી નહિ.

२. सर्वेषां सत्यमक्रोधो दानमहिंसा प्रजननं च

= આટલા ધર્મ સર્વ વર્ણનાઃ સત્ય, અક્રોધ, દાન, અહિંસા, અને પ્રજોત્પત્તિ.

[ व. ध. शा. ]

३. अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
दानं दमो दया क्षान्तिः सर्वेषां धर्मसाधनम् ॥

= અહિંસા, સત્ય, અસ્તેય ( ચોરી ન કરવી), પવિત્રતા, ઇન્દ્રિયનિગ્રહ, દાન, દમ, દયા, ક્ષમા—એ સર્વ( વર્ણો )નું ધર્મનું સાધન છે.

[ याज्ञ. स्मृ. ]

४. अक्रोधः सत्यवचनं संविभागश्च सर्वशः ।
प्रजनं स्वेषु दारेषु शौचमद्रोह एव च ।
आर्जवं भृत्यभरणं त एते सार्ववर्णिकाः ।

= ક્રોધ ન કરવો, સત્ય બોલવું, અન્યને ભાગ આપવો ( સાથે વ્હેંચીને ખાવું, દાન ), ક્ષમા રાખવી, પોતાની સ્ત્રીદ્વારા પ્રજોત્પત્તિ કરવી, પવિત્ર રહેવું, કોઈનો દ્રોહ ન જ કરવો, સરળ–સીધા રહેવું, અને આશ્રિત જનો (નોકરો)નું ભરણપોષણ કરવું—એ સર્વ વર્ણના ધર્મ છે.

[ म. भा. ]

५. अहिंसा सत्यमस्तेयमकामक्रोधलोभता । भूतप्रियाहितेहा च धर्मोऽयं सार्ववर्णिकः ॥

= અહિંસા, સત્ય, અસ્તેય, કામ–ક્રોધ–લોભરહિતપણું, પ્રાણીઓનાં પ્રિય અને હિત કરવાનો પ્રયત્ન—એ સર્વ વર્ણનો ધર્મ છે.

६. सत्यं दया तपः शौचं तितिक्षेक्षा शमो दमः । अहिंसा ब्रह्मचर्यं च त्यागः स्वाध्याय आर्जवम् ॥ संतोषः समदृक्सेवा ग्राम्येहोपरमः शनैः । नृणां विपर्ययेहेक्षा मौनमात्मविमर्शनम् ॥ अन्नाद्यादेः संविभागो भूतेभ्यश्च यथार्हतः ॥ तेष्वात्मदेवताबुद्धिः सुतरां नृषु पाण्डव ॥ श्रवणं कीर्तनं चास्य स्मरणं महतां गतेः ॥ सेवेज्यावनतिर्दास्यं सख्यमात्मसमर्पणम् ॥ नृणामेष परो धर्मः सर्वेषां समुदाहृतः ॥ त्रिंशल्लक्षणवान् धर्मः सर्वात्मा येन तुष्यति ॥

= હે પાંડવ! સત્ય, દયા, તપ, શૌચ ( પવિત્રતા ), તિતિક્ષા ( સહનશીલતા ), ઈક્ષા ( યોગ્યાયોગ્યવિવેક ), શમ ( શરીરનો સંયમ ), દમ ( ઇંદ્રિયસંયમ ), અહિંસા, બ્રહ્મચર્ય, ત્યાગ ( દાન ), સ્વાધ્યાય ( શાસ્ત્રાભ્યાસ ), આર્જવ, સંતોષ, સમદૃષ્ટિવાળું વર્તન, ધીરેધીરે વિષયોથી વૈરાગ્ય, માણસોની ક્રિયા અવળી કેમ જાય છે તેનો વિચાર, મૌન, આત્મજ્ઞાન, પોતાના અન્નાદિમાંથી યથાયોગ્ય બીજાં પ્રાણીઓને ભાગ આપવો તે, સર્વ પ્રાણીઓ અને તેમાં પણ વિશેષે કરીને માણસોને આત્મા તથા દેવ-

રૂપ જાણવાં તે, (તથા) મહાત્માઓની ગતિરૂપ ભગવાનનું શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા, ઈજ્યા (પૂજા), નમસ્કાર, દાસ્ય, સખ્ય, અને આત્મસમર્પણ—એમ ત્રીશ લક્ષણોવાળો આ ઉત્તમ ધર્મ સર્વ પુરુષોનો કહેલો છે, કે જેથી સર્વાત્મા તુષ્ટ થાય છે.

[ भाग. ]

७. यमान् सेवेत सततं न नित्यं नियमान् बुधः ।
यमान् पतत्यकुर्वाणो नियमान् केवलान् भजन् ॥

= ડાહ્યા પુરુષે હમેશાં યમનું સેવન કરવું. નિયમ ભલે ન સેવાય. જે કેવલ નિયમને જ સેવે છે અને યમ આચરતો નથી તેનો પાત થાયછે.

[ म. स्मृ. ]

[ प्रतिषेधरूपा यमा ब्राह्मणो नहन्तव्यः सुरा नपेयेत्यादयः अनुष्ठेयरूपा नियमाः वेदमेव जपेन्नित्यमित्यादयः—

પ્રતિષેધરૂપ યમ—ઉદા૦ બ્રાહ્મણને મારવો નહિ, સુરા પીવી નહિ વગેરે. અનુષ્ઠેય (વિધિ) રૂપ નિયમ-ઉદા૦ હમેશાં વેદાધ્યયન કરવું વગેરે.

[ मेधातिथि ]

८. अहिंसा सत्यवचनं ब्रह्मचर्यमकल्कता ।
अस्तेयमिति पंचैते यमा वै परिकीर्तिताः ॥
अक्रोधो गुरुशुश्रूषा शौचमाहारलाघवम् ॥
अप्रमादश्च सततं पंचैते नियमा स्मृताः ॥

= અહિંસા સત્યવચન, બ્રહ્મચર્ય, નિષ્કપટપણું, અને અસ્તેય એ પાંચ 'યમ' કહેવાય છે અક્રોધ, ગુરુસેવા, શૌચ, લઘુભોજન, અને અપ્રમાદ એ પાંચ 'નિયમ' કહેવાય છે.

९. ब्रह्मचर्यं दया क्षान्तिर्दानं सत्यमकल्कता
आहिंसाऽस्तेयमाधुर्ये दमश्चेति यमाः स्मृताः ।
स्नानं मौनोपवासेज्या स्वाध्यायोपस्थ निग्रहाः
नियमा गुरुशुश्रूषा शौचाक्रोधाप्रमादता ॥

= બ્રહ્મચર્ય, દયા, ક્ષમા, દાન, સત્ય, અકુટિલપણું, અહિંસા, અસ્તેય આધુર્ય અને દમ—એ ' **યમ** ' કહેવાય છે. સ્નાન, મૌન, ઉપવાસ, યજન સ્વાધ્યાય, ઇન્દ્રિય નિગ્રહ, ગુરુસેવા, શૌચ, અક્રોધ, અને અપ્રમાદીકણું-એ **' નિયમ '**—

[ **याज्ञ. स्मृति.** ]

१०. तत्राहिंसासत्यास्तेय ब्रह्मचर्यापरिग्रहा यमाः ।
शौचसन्तोष तपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ।

= તેમાં, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ-તે **યમ.** શૌચ, સન્તોષ, તપ, સ્વાધ્યાય, અને ઈશ્વરપ્રણિધાન તે **' નિયમ.'**

[ **पात योग. सू.** ]

११. चातुर्वर्ण्यस्य धर्माणां संकरो न प्रशस्यते ।
धर्मः साधारणः सत्यं सर्ववर्णेषु भारत ॥
सत्यं त्रयोदशविधं सर्व लोकेषु भारत ।
सत्यं च समता चैव दमश्चैव न संशयः ॥
अमात्सर्यं क्षमा चैव ह्रीस्तितिक्षाऽनसूयता ।
त्यागो ध्यानमथार्यत्वं धृतिश्च सततं दया ।
अहिंसा चैव राजेन्द्र सत्याकारास्त्रयोदश ॥

= હે ભારત ! ચાર વર્ણના ધર્મોનો સંકર ( મિશ્રણ ) ઠીક નથી. પણ સર્વ વર્ણનો એક સાધારણ ધર્મ છે—અને તે સત્ય, સમતા, દમ, અમાત્સર્ય, ક્ષમા, હ્રી ( ખોટું કામ કરતાં શરમાવું ) અનસૂયા, ત્યાગ (દાન), ધ્યાન, આર્યતા, ધૃતિ, સતત દયા, અહિંસા—એ તેર સત્યના આકાર છે.

[ **म. भा.** ]

१२. प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं
काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ।
तृष्णास्त्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः ॥

= કોઇના પ્રાણને આઘાત (હિંસા) ન કરવો, કોઇનું પણ ધન હરવા જતાં મનને કબજે રાખવું (ચોરી ન કરવી.), સત્ય બોલવું, વખતસર શક્તિ પ્રમાણે દાન કરવું, પારકાની સ્ત્રીઓ વિષે વાત કરવામાં ચુપ રહેવું (વાત ન કરવી.), તૃષ્ણાના પ્રવાહને તોડવો (નાશ કરવો), મ્હોટેરાં પ્રત્યે વિનયથી વર્તવું, સર્વ પ્રાણી માત્ર પ્રત્યે અનુકમ્પા (દુઃખે દુઃખ, દયા) રાખવી—આટલો સર્વશાસ્ત્રમાં સામાન્ય સ્વીકારાએલો વિધિ છેઃ કલ્યાણનો એ માર્ગ છે.

१३. इज्याध्ययनदानानि तपः सत्यं क्षमा दया ।
अलोभ इति मार्गोयं धर्मस्याष्टविधः स्मृतः ॥

= ઇજ્યા (પ્રભુભજન), અધ્યયન, દાન, તપ, સત્ય, દયા અને સન્તોષ—એ ધર્મનો આઠ પ્રકારનો માર્ગ છે.

१४. श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥

= ધર્મનું સર્વસ્વ સાંભળો, અને સાંભળીને લક્ષ્યમાં રાખોઃ તે એ કે-જે પોતાને ન ગમે તે પારકાને ન કરવું.

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः ।
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

= જે કરોડો ગ્રન્થમાં કહ્યું છે તે અડધા લોકમાં હું કહીશઃ પરોપકાર એ પુણ્ય, અને પરપીડા એ પાપ.

[ भर्तृहरि व्यास वगेरे.*]

* છેલ્લા શ્લોકનો મૂળ ગ્રન્થ મારા જાણવામાં આવ્યો છે. પણ તેનું અત્યારે સ્મરણ આવતું નથી.

૧૪.

# ચાર આશ્રમ.

૧. જનસમાજનું સમસ્ત હિત લક્ષ્યમાં રાખી બ્રાહ્મણ શાસ્ત્રકારોએ જેમ ચાર વર્ણની વ્યવસ્થા કરી છે, તેમ દરેક મનુષ્ય પોતાના જીવનમાં પોતાનું હિત પૂરેપૂરૂં સાધી શકે એ હેતુથી તેઓએ **ચાર આશ્રમ** બાંધ્યા છે: (૧) બ્રહ્મચર્યાશ્રમ, (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ અને (૪) સંન્યાસાશ્રમ. ચાર વર્ણ તો જનસમાજમાં સ્વાભાવિક રીતે જ–પ્રકૃતિથી, એની મેળે જ–ઉત્પન્ન થાય છે, એમાં શાસ્ત્રકારોએ કર્યું તે બહુધા એટલું જ કે એની વ્યવસ્થા બાંધી. પણ આ આશ્રમમાં તો, ગૃહસ્થાશ્રમ બાદ કરતાં બાકીના આશ્રમ શાસ્ત્રકારોએ વિશેષે કરી પોતાની જ જ્ઞાનદષ્ટિથી ઉપજાવ્યા છે, અને મનુષ્ય પોતાનું સમગ્ર કલ્યાણ પૂરેપૂરૂં કેવી રીતે સાધી શકે તેની ઉત્તમ યોજના કરી છે. ' આશ્રમ ' એટલે વીસામો: વટેમાર્ગુ જેમ વાટમાં વીસામો લેતો લેતો ગન્તવ્યસ્થાને પહોંચે, તેમ આ ચાર આશ્રમોને એક પછી એક સેવીને મનુષ્ય પોતાને ગન્તવ્યસ્થાને—પરમપદે વા મોક્ષે—પહોંચે છે એમ કહેવાનું તાત્પર્ય છે. બીજી રીતે અર્થ કરીએ તો, ઋષિઓ જેમ વનમાં ' આશ્રમ '—રહેઠાણ બાંધીને રહેતા, તેમ સાધારણ મનુષ્ય આ સંસારરૂપી વનમાં રહીને પવિત્ર જીવન ગાળવું હોય તો ગાળી શકે તે માટે એમણે બાંધેલાં આ રહેઠાણ યાને ' આશ્રમ ' છે. §

૨. અત્યન્ત સાદાઇ અને પવિત્રતાથી ગુરુને ઘેર રહી વિદ્યા ભણવી એ **બ્રહ્મચર્યાશ્રમનો** ધર્મ છે. ' બ્રહ્મ ' એવું જે વેદની વિશાળ અને પવિત્ર વિદ્યાનું નામ છે એનું જ્ઞાન મેળવવું અને એના નિયમો આચરવા એને ' બ્રહ્મચર્ય ' કહે છે. આ બ્રહ્મચર્ય ચોવીસ વર્ષની ઉમ્મર થતાં સુધી અવશ્ય પાળવું એમ શાસ્ત્રની આજ્ઞા છે. જેને સમસ્ત જીવન વિદ્યાની જ સેવામાં, અને એની સાથે જોડાએલી સાદાઇ અને પવિત્રતામાં ગાળવાની ઇચ્છા હોય તેને તેમ કરવાની છૂટ છે. પણ સાધારણ રીતે ઉપર કહી તે ચોવીસ

§ જેઓ ચારે આશ્રમ એક પછી એક આવશ્યક માને છે, તે પહેલી રીતનો ખુલાસો પસંદ કરે. ચારમાંથી કોઇપણ આશ્રમ પૂરેપૂરો ઉત્તમ રીતે સેવવાથી કાર્ય સિદ્ધ થાય છે એમ માનનારા બીજો અર્થ સ્વીકારે.

વર્ષની ઉમ્મર સુધી તો દરેક દ્વિજે- એટલે કે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યે—વિદ્યા ભણવી જ જોઇએ એમ શાસ્ત્ર કહે છે. આ આશ્રમમાં, ભણવા ઉપરાંત, સાદાઇ અને દેહકષ્ટના કેટલાક નિયમો પાળવાના હોય છે જેથી આગળ જતાં માણસ જ્યારે દુનીઆદારીમાં પડે ત્યારે એશઆરામી અને પોચો ન થતાં, મહેનતુ અને દૃઢ થાય. શાસ્ત્રકારોએ આ આશ્રમની જરૂર એટલી બધી માની છે કે રંક તેમ રાજા—સર્વને આ આશ્રમ સેવવાની ફરજ બતાવી છે.

૩. વિદ્યા ભણીને ઘેર આવવું, અને ત્યારપછી પરણવું—ઘર માંડવું. આ બીજા આશ્રમને 'ગૃહસ્થાશ્રમ' કહે છે. ઘર માંડીને રહેનારે કેવી રીતે રહેવું એ આ આશ્રમના નિયમોમાં બતાવેલું હોય છે. ગૃહસ્થાશ્રમ તે પશુઓ પેઠે એક બાજાને ફાડી ખાવા માટે કે ગમે તેમ પેટ ભરવા માટે—શાસ્ત્રકારો કહે છે તેમ 'આહાર મૈથુન અને નિદ્રા' માટે—નથી, પણ સંસારની વચમાં રહીને, સંસારનાં સુખ ભોગવવાં, કર્તવ્યો કરવાં, પોતાના દ્રવ્યથી સર્વનો ઉપકાર કરવો, અને સદા પરમાત્માના સાંનિધ્યમાં રહીને જીવન ગાળવાનું છે એ સમજવું—તે માટે છે. પત્ની, બાળબચ્ચાં, ન્યાયથી સંપાદન કરેલું ધન, અને એ ધનનો લોકોપકાર અતિથિસત્કાર સ્વજનતર્પણ વગેરે કાર્યમાં ઉપયોગ કરીને હાથ ટાઢો કરવો—એ આ આશ્રમનું ખાસ સુખ છે. અને એ સુખ પરમાત્માની નજર આગળ રહીને જ આપણે ભોગવવાનું છે એ જણાવવા માટે દરેક ઘરમાં 'અગ્નિહોત્ર' રાખવાનો વિધિ છે.

૪. સંસાર ઘણો ભોગવ્યો, માથે પળીઆં આવ્યાં, અને છોકરાંને ત્યાં છોકરાં થઈ ગયાં—હવે સંસારના પ્રવૃત્તિમય જીવનમાંથી નીકળી વનમાં જઇ પરમાત્માનું ચિન્તન કરવું અને શાન્ત નિવૃત્તિમય જીવન ગાળવું એમ નિશ્ચય કરી, ગૃહસ્થ વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશ કરે છે. પરમાત્માના સ્વરૂપ સંબન્ધી ગ્રન્થોનું અધ્યયન કરવામાં મચ્યા રહેવું. ટાઢ તડકો વગેરે દ્વન્દ્વ સહન કરવાં, વૃત્તિઓને સંસારમાંથી કાઢી પરમાત્મામાં એકાગ્ર કરવી, પોતાના આશ્રમમાં આશ્રમને શોભતા જે જે પદાર્થો હોય તે વડે અતિથિનો સત્કાર કરવો, અને સર્વ પ્રાણી માત્રમાં અનુકમ્પા રાખવીઃ આ વાનપ્રસ્થાશ્રમના મુખ્ય ધર્મ છે.

૫. વાનપ્રસ્થાશ્રમમાં હજી દુનીઆ સાથે કેટલોક સંબન્ધ રહે છેઃ જેમકે એક ઠેકાણે આશ્રમ બાંધીને રહેવું, પત્ની સાથે આવે તો તેને પણ

પરમાત્માના ચિન્તનમાં સાથે રાખવી, અતિથિ આવે તો તેનો સત્કાર કરવામાં વ્યાપૃત થવું, તથા કેટલાંક વ્રત હોમ વગેરે કર્મ પણ કરવાં. પણ વાનપ્રસ્થાશ્રમ પછી જે **સંન્યાસાશ્રમ** છે, તેમાં તો સઘળાં કર્મનો, અને દુનીઆદારીના સંબન્ધનો ત્યાગ કરવામાં આવે છે, ભિક્ષા માગીને–જે મળે તે એક વખત ખાઇ લઇને–બ્રહ્મનું ચિન્તન કર્યા કરવું, અને એક ગામ શહેર કે વનમાં પડી ન રહેતાં, ફરતા ફરવું, અને પોતાના પવિત્ર જ્ઞાનથી જગત્‌નું કલ્યાણ કરવું–એ સંન્યાસાશ્રમનું જીવન છે. સર્વ કર્મ વા સંબન્ધનો સારી રીતે ત્યાગ તે 'સંન્યાસ' ( **सं+न्यास:** ). સંન્યાસીએ ભિક્ષાથી નિર્વાહ કરવાનો છે તેથી એને 'ભિક્ષુ' પણ કહે છે. એણે એક ઠેકાણે વાસ ન કરતાં ફર્યા કરવાનું છે તેથી એ 'પરિવ્રાટ્' કે 'પરિવ્રાજક' પણ કહેવાય છે. અને એ વૃત્તિઓને કબજે રાખી પરમાત્માની પ્રાપ્તિ માટે યતનશીલ રહે છે તેથી 'યતિ' ( **यम्** વા **यत्** ધાતુ ઉપરથી ) કહેવાય છે. જેમ હંસ જળ ત્યજી દઇ ક્ષીરનું જ પાન કરે છે, તેમ સંસાર ત્યજીને પરમાત્માની જ દરકાર કરનાર સંન્યાસીના, એમની ઉચ્ચતાના ક્રમ પ્રમાણે, 'હંસ,' 'પરમહંસ' વગેરે વર્ગ પાડવામાં આવે છે. આકાશમાં વિચરતા ઉજ્જવળ સૂર્યને, અને એમાં પ્રકટ થતા પરમાત્માને વેદમાં હંસની ઉપમા આપી છે, અને એ પરમાત્મા સાથે એકતા સાધનાર યતિ પણ તે જ પ્રમાણે 'હંસ' કહેવાય છે.

૬. મૂળ, વાનપ્રસ્થ અને સંન્યાસના આશ્રમ જુદા નહિ હોય એમ લાગે છે. ગૃહસ્થાશ્રમમાંથી નિવૃત્ત થઇ પરમાત્મચિન્તનમાં જીવન ગાળવું એનો એક જ આશ્રમ હશે. પણ એ આશ્રમ સેવનારા જનોમાં કેટલાક પૂર્વાશ્રમ( ગૃહસ્થાશ્રમ )નાં કર્મો તરફ ઢળતા, તો કેટલાક સંસારત્યાગમાં એટલા બધા વધી જતા કે એક સ્થળે રહેવું કે પત્નીસહવર્તમાન રહેવું એ પણ એમને પસંદ નહોતું: આ કારણથી એક જ આશ્રમમાં બે છેડાના બે વર્ગો થયા, અને તેના સ્વતન્ત્ર આશ્રમ પડ્યા. એક વનમાં વાસ કરવાનો–તે વાનપ્રસ્થાશ્રમ, ને સર્વ કર્મ અને સંબન્ધ ત્યજી વિચર્યા કરવાનો તે સંન્યાસાશ્રમ.

૭. સંસ્કારના વિષયને અંગે આપણે જોયું તેમ–પૂર્વે સ્ત્રીઓ પણ બ્રહ્મવાદિની થતી, અર્થાત્ બ્રહ્મચર્યમાં જ સમસ્ત જીવન ગાળતી. તથા પુરુષ–સંન્યાસીઓની પેઠે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરતી. પણ જતે દહાડે વિષયી

અને લુચ્ચા જનોથી ભરપૂર જગતમાં અબળા સ્ત્રીઓને માટે આ જાતનું જીવન કઠણ થઇ પડયું, અને તેથી એમને માટે આ આશ્રમો બંધ થઇ જઇ માત્ર ગૃહસ્થાશ્રમ જ રહ્યો.

---

## ઊતારા.

૧. चत्वार आश्रमाः । ब्रह्मचारिगृहस्थवानप्रस्थपरिव्राजकाः ।

= ચાર આશ્રમ: બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને પરિવ્રાજક ( સંન્યાસી ).

૨. ब्रह्मचार्याचार्यं परिचरेदाशरीरविमोक्षणात् । आचार्ये च प्रेतेऽग्निं परिचरेत् । विज्ञायते ह्यग्निराचार्यस्तवेति । सत्यवाक् । चतुर्थषष्ठाष्टमकालभोजी । भैक्षमाचरेत् गुर्वधीनः । जटिलः शिखाजटो वा । गुरुं गच्छन्तमनुगच्छन्नासीनं चेत्तिष्ठन् शयानं चेदासीन उपासीत । आहूताध्यायी । सर्वं लब्धं निवेद्य तदनुज्ञया भुञ्जीत । खट्वाशयनदन्तधावनप्रक्षालनाञ्जनाभ्यञ्जनोपानच्छत्रवर्जी ।

= બ્રહ્મચારીએ આચાર્યની સેવા કરવી—એનું ( આચાર્યનું ) શરીર છૂટતાં સુધી. આચાર્યના મરી ગયા પછી એના અગ્નિની સેવા કરવી: 'અગ્નિ તારો આચાર્ય છે' એવી ( બ્રાહ્મણ- ) શ્રુતિ છે. વાણી ઉપર સંયમ રાખી ચોથે છઠ્ઠે વા આઠમે કાળે ભોજન કરવું. ભિક્ષા કરવી. ગુરુને અધીન રહીને. જટા વા શિખામાત્ર જટા ધારણ કરવી. ગુરુ જાય તો પાછળ જવું, બેસે તો ઉભા રહેવું, સૂવે તો બેસવું—એ રીતે એની સેવા કરવી. બોલાવે ત્યારે આવીને અધ્યયન કરવું. જે કાંઇ મળ્યું હોય તે ગુરુને સમર્પીને એની રજા લઇને ખાવું. ખટવાશયન ( ખાટલે સૂવું ), [1]દન્તધાવન, પ્રક્ષાલન,

---

૧ આ બધા શરીરના સંસ્કાર શોખ તરીકે ગણાવાથી એનો પ્રતિષેધ થયો હતો.

અંજન, અભ્યંજન ( શરીરે સુગન્ધિ દ્રવ્ય લગાડવાં), ઉપાનહ્ ( જોડા ) અને છત્રી—એટલાં ત્યજવાં.

[ व ध शा. ]

३. अनृत्तदर्शी । सभाः समाजांश्चागन्ता । अजनवादशीलः । रहःशीलः । गुरोरुदाचारेष्वकर्ता स्वैरिकर्माणि । स्त्रीभिर्यावदर्थसंभाषी । मृदुः । शान्तः । दान्तः । ह्रीमान् । दृढधृतिः । अग्लांस्नुः । अक्रोधनः । अनसूयुः । ....सायं प्रातरुदकुम्भमाहरेत् । सदारण्यादेधानाहृत्याधो निदध्यात् ।

= નૃત્ય નાટક ન જોવાં; સભા ( ધૂતસભા ) સમાજ ( લોક મેળાવડા ) માં ન જવું; લોકના ગપાટામાં ભાગ ન લેવો; એકાન્ત વૃત્તિ રાખવી. ગુરુ ઉલટે માર્ગે ચાલે તો પણ પોતે એવાં પાપકર્મ ન કરવાં. સ્ત્રી સાથે કાર્ય પૂરતું બોલવું. કોમળ, શાન્ત, દાન્ત, શરમાળ ( ખોટું કૃત્ય કરતાં શરમાય તે ), દૃઢ ધૈર્યવાળો, ગ્લાનિ ન પામે ( થાકે નહિ ) એવો. ક્રોધરહિત અને અસૂયારહિત. સાંઝ સ્હવાર પાણીનો ઘડો ભરી લાવવો. હમેશાં વનમાંથી લાકડાં લઇ આવી નીચે મૂકવાં.

[ आप. ध. सू. ]

४. ततोऽतिथिं भोजयेच्छ्रेयांसं श्रेयांसमानुपूर्व्येण । स्वगृह्याणां कुमारी-बाल-वृद्ध-तरुण-प्रजाताः । ततोऽपरान् गृह्यान् । श्वचाण्डालपतितवायसेभ्यो भूमौ निर्वपेत् । शूद्रायोच्छिष्टमनुच्छिष्टं वा दद्यात् । शेषं दम्पती भुञ्जीयाताम् ।

= પછી ( ગૃહદેવતા-પિતૃ વગેરેને બલિ અર્પ્યા પછી ) અતિથિને જમાડવો—તેમાં જે વધારે સારો હોય તે પહેલો એમ ક્રમવાર. ઘરનાં માણસોમાં કુમારી ( કન્યા ), બાલ, વૃદ્ધ, તરુણ, અને જન્મેલું બાળક—તે પછી બીજાં ઘરનાં માણસો. કુતરાં, ચાંડાલ, પતિત અને કાગડા—એમને જમીન ઉપર અન્ન આપવું. શૂદ્રને ઉચ્છિષ્ટ વા ( વધારે સારૂં ) અનુચ્છિષ્ટ આપવું. બાકી રહે તે પતિપત્નીએ ખાવું.

५. गृहेष्वभ्यागतं प्रत्युत्थानासनवाक्सूनृतानसूयाभिर्महयेत् । यथाशक्ति चान्नेन सर्वाणि भूतानि ।........यथा नदीनदाः सर्वे समुद्रे यान्ति संस्थि-

तिम्' एवमाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् । यथा मातरमाश्रित्य सर्वे जीवन्ति जन्तवः । एवं गृहस्थमाश्रित्य सर्वे जीवन्ति भिक्षुकाः ।

= ઘેર જે અતિથિ આવે તેને સામે ઊભા થઇને, બેસવા આસન આપીને, મીઠી અને સારી એવી વાણી બોલીને, તથા અસૂયા (દોષદષ્ટિ)-રહિત વર્તાને-માન આપવું. અને યથાશક્તિ અન્નવડે સર્વ પ્રાણીઓનો સત્કાર કરવો.. *જેમ ન્હાની મ્હોટી સર્વ નદીઓ સમુદ્રમાં જઇને ઠરે છે, તેમ સર્વ આશ્રમીઓ ગૃહસ્થમાં જઇને ઠરે છે. જેમ માતાનો આશ્રય કરીને સર્વ જન્તુઓ ( પ્રાણીમાત્ર ) જીવે છે, તેમ ગૃહસ્થનો આશ્રય કરીને સર્વ ભિક્ષુકો ( ભિક્ષાથી નિર્વાહ કરનારા બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓ ) જીવે છે.

६. वानप्रस्थो जटिलश्चीराजिनवासी । ग्रामं च न प्रविशेत् । न फालकृष्टमधितिष्ठेत् । अकृष्टं मूलफलं संचिन्वीत । ऊर्ध्वरेताः । क्षामाशयः । मूलफलभैक्षेणाश्रमागतमतिथिमभ्यर्चयेत् । दद्यादेव न प्रतिगृहणीयात् । त्रिषवणमुदकोपस्पर्शी । श्रामणकेनाग्निमाधायाहिताग्निः स्यात् । वृक्षमूलनिकेतन ऊर्ध्वं षड्भ्यो मासेभ्योऽनग्निरनिकेतः ।

= વાનપ્રસ્થે જટા ધારણ કરી-જીર્ણ વસ્ત્ર વા ચર્મવસ્ત્ર ધરવું. ગામમાં પેસવું નહિ હળ ખેડાએલી જમીન ઉપર પગ મૂકવો નહિ. વગર ખેડયે થએલું અન્ન, અને ફળમૂળના સંચયથી નિર્વાહ કરવો. ઊર્ધ્વરેતા રહેવું. વાસનાઓ ક્ષીણ કરવી. ફળ-મૂળની ભિક્ષાથી, આશ્રમે આવેલા અતિથિનો સત્કાર કરવો. આપવું; લેવું નહિ. ત્રણ કાળ સ્નાન કરવું. શ્રમણ (યતિ-વાનપ્રસ્થ ) માટેના વિધિપૂર્વક અગ્નિ સ્થાપી 'આહિતાગ્નિ' થવું. ( ગૃહસ્થાશ્રમને મળતો વિધિ). વૃક્ષ નીચે વાસ કરવો. છ મહિના પછી-અગ્નિ અને સ્થાન છોડી દેવાં.

७. परिव्राजकः सर्वभूताभयदक्षिणां दत्त्वा प्रतिष्ठते । अथाप्युदाहरन्ति अभयं सर्वभूतेभ्यो दत्त्वा चरति यो मुनिः । तस्यापि सर्वभूतेभ्यो न भयं जातु

* આ શ્લોકો મહાભારત મનુસ્મૃતિ વગેરે ઘણા ગ્રન્થોમાં મળે છે.

विद्यते । ....संन्यसेत् सर्वकर्माणि वेदमेकं न संन्यसेत् । एकाक्षरं परं ब्रह्म प्राणायामाः परं तपः । उपवासात् परं भैक्षं दया दानाद्विशिष्यते इति । मुण्डोऽममोऽपरिग्रहः । सप्तागाराण्यसङ्कल्पितानि चरेद्भिक्षाम् । ....अनित्यां वसतिं वसेत् । ग्रामान्ते देवगृहे शून्यागारे वा वृक्षमूले वा । मनसाज्ञानमधीयानः । अरण्यनित्यः ।

= પરિવ્રાજકે ( સંન્યાસીએ ) સર્વભૂતો ( પ્રાણીઓ )ને અભયદક્ષિણા આપીને નીકળી પડવું. તે ઉપર નીચેના શ્લોકો ટાંકે છેઃ "જે મુનિ, સર્વ પ્રાણીઓને અભય આપીને વિચરે છે, તેના પ્રત્યે સર્વ પ્રાણીઓ તરફથી પણ કાંઇ ભય ઉત્પન્ન થતો નથી. સર્વ કર્મ ત્યજવાં, પણ એક વેદ ત્યજવો નહિ. એકાક્ષર—ઓમ્—એ એનો મ્હોટો વેદ, અને પ્રાણાયામ એ મ્હોટું તપ. ઉપવાસ કરતાં ભિક્ષાનિર્વાહ, અને દાન કરતાં દયા ચઢીઆતી છે." પરિવ્રાજકે માથાના વાળ કઢાવી નાંખવા. કશામાં મમકાર ન રાખવો, અને માલકીની વસ્તુ ન રાખવી. અણધાર્યાં સાત ઘર ભિક્ષા માગવા જવું. એક ઠેકાણે વાસ ન કરવો. ગામને છેડે, દેવળમાં, ખંડેરમાં અથવા ઝાડની તળે રહેવું. મનવડે જ્ઞાનનું અધ્યયન કરવું. નિત્ય અરણ્યમાં રહેવું.

૮. पैशुन्यमत्सराभिमानाहङ्काराश्रद्धानार्जवात्मस्तवपरगर्हादम्भलोभमोहक्रोधासूयाविवर्जनं सर्वाश्रमाणां धर्म इष्टः ।

= પૈશુન્ય ( ચાડી કરવી ), મત્સર, અભિમાન, અહંકાર, અશ્રદ્ધા, અનાર્જવ, ( કુટિલતા ) આત્મસ્તુતિ, પરનિન્દા, દંભ, લોભ, મોહ, ક્રોધ, અને અસૂયા—એ ત્યજવાં તે **સર્વ આશ્રમોનો ધર્મ** મનાયો છે.

[ व. ध. शा. ]

૯. अक्रोधोऽहर्षोऽरोषोऽलोभोऽमोहो, दम्भोऽद्रोहः सत्यवचनमनत्याशोऽपैशुनमनसूया संविभागस्त्याग आर्जवं मार्दवं शमो दमः सर्वभूतैरविरोधो योग आर्यमानृशंसं तुष्टिरिति सर्वाश्रमाणां समयपदानि तान्यनुतिष्ठन्विधिना सार्वगामी भवति ।

= અક્રોધ, અહર્ષ, અરોષ, અલોભ, અમોહ, અદંભ, અદ્રોહ, સત્ય વચન, મિતભોજન, અપૈશુન (ચાડી ન કરવી), અનસૂયા (પારકામાં દોષ ન કાઢવા), સંવિભાગ (વ્હેંચીને ભોગવવું), ત્યાગ (દાન), આર્જવ (સરલપણું), મૃદુતા, શમ, દમ, સર્વ પ્રાણીઓ સાથે અવિરોધ, યોગ (પરમાત્મામાં આત્માને જોડવો), આર્યતા (આર્ય જનને શોભતી રીતનું વર્તન રાખવું), આનૃશંસ્ય (પ્રાણી પ્રત્યે કરુણા–મૈત્રી), અને તુષ્ટિ (સન્તોષનો આનન્દ)–આ સર્વ આશ્રમના નક્કી કરેલા ધર્મ છે, તેને વિધિપૂર્વક આચરનાર બ્રહ્મને પામે છે.

१०. आत्मनू पश्यन् सर्वभूतानि न मुह्येच्चिन्तयन् कविः ।
आत्मानं चैव सर्वत्र यः पश्येत् स वै ब्रह्मा नाकपृष्ठे विराजति ।

=જ્ઞાની પુરુષે સર્વ ભૂતોને પોતાના આત્મામાં જોતાં રહી, મોહ (અજ્ઞાન) ન પામવો. અને પોતાના આત્માને જે સર્વત્ર જુવે છે–એ બ્રહ્મરૂપ થઈ સ્વર્ગની પીઠ ઉપર બિરાજે છે.

[ आप ध. सू. ]

११. चतुर्थमायुषो भागमुषित्वाद्यं गुरौ द्विजः ।
द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥

= આયુષ્યનો પહેલો ચોથો ભાગ દ્વિજે ગુરુને ત્યાં (વિદ્યા ભણવા, બ્રહ્મચર્યાશ્રમમાં) રહીને, આયુષ્યનો બીજો ચોથો ભાગ પરણીને ઘરમાં (ગૃહસ્થાશ્રમમાં) રહેવું.

१२. तस्याऽऽश्रमविकल्पमेके ब्रुवते । ब्रह्मचारी गृहस्थो भिक्षुर्वैखानसः। तेषां गृहस्थो योनिरप्रजनत्वादितरेषाम्....ऐकाश्रम्यं त्वाचार्याः प्रत्यक्षविधानाद् गार्हस्थ्यस्य गार्हस्थ्यस्य ।

= એને (વિદ્યા ભણી ઊતરેલા બ્રહ્મચારીને) આશ્રમનો વિકલ્પ છે એમ કેટલાક કહે છે–(અર્થાત્ તેઓએ નૈષ્ઠિક બ્રહ્મચારી થઈ રહેવું, અગર ગૃહસ્થાશ્રમ કરવો, અગર સંન્યાસ લેવો.) બ્રહ્મચારી, ગૃહસ્થ, ભિક્ષુ (સંન્યાસી) અને વૈખાનસ (વાનપ્રસ્થ) એ ચાર આશ્રમો–તેમાં ગૃહસ્થ એ

યોનિ ( પ્રભવસ્થાન ), બીજા અપ્રજ છે તેથી. ( ગૃહસ્થથકી જ પ્રજાતન્તુ ચાલે છે તેથી )...આચાર્યનો એવો મત છે કે એક-ગૃહસ્થ-આશ્રમનો જ સિદ્ધાન્ત ખરો છે, કારણ કે ગૃહસ્થાશ્રમનું પ્રત્યક્ષ વિધાન કર્યું છે.

[ गौ. ध. सू. ]

१२. ब्रह्मचर्यं समाप्य गृही भवेद्गृहाद्वनी भूत्वा प्रव्रजेत् । यदि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेद्गृहाद्वा वनाद्वा ।

= બ્રહ્મચર્ય સમાપ્ત કરીને ગૃહસ્થાશ્રમી થવું, ગૃહસ્થાશ્રમમાંથી વાનપ્રસ્થ થઇ પ્રવ્રજ્યા ( સંન્યાસ ) કરવી, અથવા બીજી રીતે-બ્રહ્મચર્યમાંથી જ, અગર ગૃહ અગર વનમાંથી જ, પ્રવ્રજ્યા કરવી. જે દિવસે ( ખરો ) વૈરાગ્ય ઉત્પન્ન થાય તે જ દિવસે પ્રવ્રજ્યા કરવી.

[ जाबाल. उपनि० ]

१३. एवं गृहाश्रमे स्थित्वा विधिवत् स्नातको द्विजः ।
वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥
गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥
संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम्
पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत् सहैव वा ।
मुन्यन्नैर्विविधैर्मेध्यैः शाकमूलफलेन वा
एतान्येव महायज्ञान्निर्वपेद्विधिपूर्वकम् ॥
स्वाध्याये नित्ययुक्तः स्याद्दान्तो मैत्रः समाहितः ।
दाता नित्यमनादाता च सर्वभूतानुकम्पकः ॥
.... .... .... ....
वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ।
चतुर्थमायुषो भागं त्यक्त्वा संगान् परिव्रजेत् ॥
ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥

= એ પ્રમાણે વિધિવત્ ગૃહસ્થાશ્રમમાં રહીને, સ્નાતક દ્વિજે વનમાં વાસ કરવો–તેમાં નિયમથી રહેવું તથા ઇન્દ્રિયો જીતવી. ગૃહસ્થે જ્યારે પોતાની ચામડીને કરચોળી પડી જાય અને પળીઆં આવે તથા છોકરાંને ઘેર છોકરૂં થાય ત્યારે અરણ્યવાસ કરવો. ગ્રામ્ય ( શહેરી, પ્રાકૃત લોકને પ્રિય લાગે એવો મોજમજાનો ) આહાર, તથા સર્વ પ્રકારનો પરિચ્છદ ( વસ્ત્ર અલંકાર રાચરચીલું વગેરે ) ત્યજીને, છોકરાઓને એમની માતાની સંભાળ સોંપીને, અથવા એને પોતાની સાથે જ લઇને વનમાં જવું. ત્યાં વિવિધ પ્રકારનાં પવિત્ર ઋષિ–અન્ન વડે, તથા શાક મૂળ અને ફળવડે એ જ મહાયજ્ઞ ( ગૃહસ્થાશ્રમના પંચ મહાયજ્ઞ) વિધિપૂર્વક કરવા, સ્વાધ્યાયમાં નિત્ય લાગ્યા રહેવું, તથા દમ, મૈત્રી ( સર્વ ભૂત પ્રત્યે ભાવ ), અને સમાધિ ( વૃત્તિઓની યોગ્ય સ્થાપના ) આચરવાં, હમેશાં દાન કરવું પણ લેવું નહિ, અને સર્વ પ્રાણીઓની અનુકમ્પા કરવી...એ પ્રમાણે આયુષ્યનો ત્રીજો ભાગ વનમાં વિહાર કરીને ( વાનપ્રસ્થાશ્રમ પાળીને પછી ), આયુષ્યના ચોથા ભાગમાં સર્વ સંગો ત્યજીને પરિવ્રજ્યા ( સંન્યાસ ) લેવી. ત્રણ ઋણ ( દેવઋણ, પિતૃઋણ, ઋષિઋણઃ યજ્ઞ, પ્રજા અને સ્વાધ્યાય ) ફેડીને પછી મનને મોક્ષમાં સ્થાપવું. એ ફેડયા વગર જે મોક્ષ સેવે છે તે અધોગતિ પામે છે.

[ मनु. ]

१४. चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।
दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ।
धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

= આ ચારે આશ્રમવાળા દ્વિજોએ દશ લક્ષણવાળો ધર્મ–પ્રયત્ને કરીને–સેવવો; ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ–એ દશ ધર્મનું લક્ષણ છે.

[ मनु ]

१५. सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ।
गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान् बिभर्ति हि ।

= આ સર્વમાં ગૃહસ્થ–વેદ અને સ્મૃતિમાં એનું વિધાન કરેલું

હોવાના કારણથી-એ શ્રેષ્ઠ કહેવાય છે, કારણ કે એ બીજા ત્રણનું ભરણ-પોષણ કરે છે.

[ मनु. ]

१६. इतरानपि तु सख्यादीन् संप्रीत्या गृहमागतान् ।
सत्कृत्यान्नं यथाशक्ति भोजयेत् सह भार्यया ॥
सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणीः स्त्रियः ।
अतिथिभ्योऽग्र एवैतान् भोजयेदविचारयन् ॥
भुक्तवत्स्वथ विप्रेषु स्वेषु भृत्येषु चैव हि ।
भुञ्जीयातां ततः पश्चादवशिष्टं तु दम्पती ।

.... .... ....

अघं स केवलं भुङ्क्ते यः पचत्यात्मकारणात् ।

= અને બીજા મિત્રાદિક જે પ્રીતિપૂર્વક ઘેર આવ્યા હોય તેનો સત્કાર કરીને, યથાશક્તિ અન્ન જમાડવું—પત્નીને સાથે રાખીને, સુવાસિની, કુમારિકાઓ, માંદાં, ગર્ભવન્તી સ્ત્રીઓ-એટલાંને અતિથિની પણ પહેલાં—કાંઇ પણ વિચાર કર્યા વગર—જમાડવાં. આ વિપ્રો ( અતિથિઓ ) તથા પોતાના ભૃત્યો ( નોકર ચાકર ) જમ્યા પછી—પછી બાકીનામાંથી પતિ-પત્નીએ ભોજન કરવું.

જે માત્ર પોતાને અર્થે જ રાંધે છે એ કેવળ પાપ જ ખાય છે.

[ मनु. ]

१७. गृहाश्रमो जघनतो ब्रह्मचर्यं हृदो मम ।
वक्षःस्थानाद्वने वासो न्यासः शीर्षणि संस्थितः ॥

= ( મહાપુરુષ ભગવાન કહે છે: ) ગૃહસ્થાશ્રમ મારાં જઘનમાંથી, બ્રહ્મચર્ય મારા હૃદયમાંથી, વાનપ્રસ્થાશ્રમ મારા વક્ષઃસ્થળમાંથી થયા છે, અને સંન્યાસ મારા મસ્તક ઉપર રહેલો છે.

[ भाग. ]

૧૫.

# કર્મ અને પુનર્જન્મ.

૧. ચાર વર્ણ અને ચાર આશ્રમ ઉપર દૃષ્ટિ નાંખતાં, મનુષ્યના સ્વભાવનું, સામર્થ્યનું, રુચિનું, આ સંસારમાં ભોગવવાના ભોગનું, તેમજ એની પાર જવાનાં સાધનનું, ઇત્યાદિ અનેકવિધ વૈચિત્ર્ય સ્પષ્ટ પ્રતીત થાય છે. કોઈ સ્વભાવે શાન્ત તો કોઇ ઉગ્ર, કોઇ સદાચારી તો કોઇ દુરાચારી, કોઇ બુદ્ધિમાન તો કોઇ જડ, કોઇ ધનપરાયણ તો કોઈ ઈશ્વરપરાયણ, કોઈ રાગી તો કોઈ ત્યાગી, કોઇ સુખી તો કોઇ દુઃખી, કોઇ ચિરાયુ તો કોઇ અલ્પાયુ, કોઇ સ્વામી તો સેવક—એમ અનેક કોટિનું, તેમ જ દરેક કોટિમાં વળી વત્તાઓછા પ્રમાણનું, વૈચિત્ર્ય આ સંસારમાં ચારે તરફ વિસ્તરેલું છે. એ ઉપર વિચાર કરતાં, કોઇ પણ વિચારશીલ મનને પ્રશ્ન થયા વિના રહેતો નથી કે **આ સઘળું વૈચિત્ર્ય શાથી?** પ્રભુએ પોતાની સ્વતન્ત્ર ઇચ્છાએ કરી એને ગમ્યું તેમ આ વૈચિત્ર્ય ઉત્પન્ન કર્યું છે એમ હિન્દુ ધર્મશાસ્ત્રનો સિદ્ધાન્ત નથી. આ વૈચિત્ર્ય—જે વૈષમ્યરૂપ છે, અને જેમાં નિર્ઘૃણતા પણ થોડી પ્રતીત થતી નથી—એ પરમન્યાયી અને દયાસાગર ઈશ્વરે ઉત્પન્ન કર્યું હોય એ સંભવતું નથી. મનુષ્યની કસોટી કાઢવા, અશુદ્ધમાંથી એને શુદ્ધ બનાવવા ઈશ્વરે એ રચ્યું છે એમ પણ કહેવાતું નથી—કારણ કે સૌની કસોટી સરખી થતી નથી, એ કસોટીમાંથી પાર ઊતારવાનું સૌનું સામર્થ્ય પણ સરખું દેખાતું નથી. આ વૈચિત્ર્ય ઈશ્વરે ઉત્પન્ન કર્યું એમ નહિ પણ એની મેળે અકસ્માત્ થયું એમ એક બીજી કલ્પના કરવા જઈએ, પણ તે મનુષ્યબુદ્ધિમાં વ્યાપેલા કાર્યકારણભાવના મહાસ્વીકારથી વિરુદ્ધ હોઇ, અગ્રાહ્ય છે. ખરો ખુલાસો એક જ છે અને તે એ કે એ વૈચિત્ર્યનું બીજ મનુષ્યના પોતામાં જ-એના **કર્મ**માં-રહેલું છેઃ વાવ્યા વિના લણાય નહિ, અને જેવું વાવીએ તેવું લણીએ એ ન્યાયે કર્મ એ જ આ સંસારના સઘળા ભેદનું કારણ છે. આમ હિન્દુ ધર્મશાસ્ત્રનો દૃઢ સિદ્ધાન્ત છે.

૨. ઉપનિષદ્‌માં—**આર્તભાગ** નામે એક ઋષિ **યાજ્ઞવલ્કય** મુનિને પૂછે છે કે માણસ મરી જાય છે અને એનાં ભૌતિક તત્ત્વો અગ્નિ વાયુ વગેરે મહાભૂતોમાં ભળી જાય છે ત્યારે એ પોતે ક્યાં રહે છે? પછી આર્તભાગ અને યાજ્ઞવલ્કય બંને એકાન્તમાં જઇ એકત્ર વિચાર કરીને નક્કી કરે

છે કે—**કર્મમાં.** પુણ્યકર્મથી પુણ્યવાન પુણ્ય ( સારો ) થાય છે, અને પાપ કર્મથી પાપી થાય છે. અન્યત્ર પણ ઉપનિષદ્‌માં કહ્યું છે કે જેવો માણસનો 'ક્રતુ' ( કૃતિ–પ્રયત્ન–સંકલ્પ ) તેવો તે. આ રીતે, હિન્દુધર્મમાં કર્મના મહાનિયમવડે સંસારના વૈષમ્યનો–જુદા જુદા સ્વભાવનો, ઉચ્ચ નીચ જન્મનો, ઓછાંવત્તાં સુખદુઃખ વગેરેનો—ખુલાસો કરવામાં આવે છે.

૩. 'કર્મ'નો અર્થ અકારણ અને આંધળી ભાગ્યની રેખા એવો થતો નથી. 'કર્મ' નો અર્થ કરેલું કામ ( **कृ**—ધાતુ ઉપરથી ) છે, અને એનાં સિદ્ધાન્તનો ઉદ્દેશ નીતિની જવાબદારી કાઢી નાંખવાનો કે માણસને હાથ પગ જોડી બેસાડી મૂકવાનો નથી; ઉલટું, એ જવાબદારી મજબૂત કરવાનું તથા વાવ્યા સિવાય લણાશે નહિ એમ બતાવી માણસને ઉદ્યોગમાં પ્રેરવાનું એનું તાત્પર્ય છે. તે એટલે સુધી કે અત્યારે આપણે જે જે કર્મો કરીએ છીએ તે ભવિષ્યમાં એનાં યોગ્ય ફળ ઉત્પન્ન કરશે જ, એટલું જ નહિ, પણ અત્યારે આપણે જે જે કર્મો કરીએ છીએ તે પૂર્વે કરેલાં કર્મનું જ ફળ છે—અર્થાત્, મનુષ્યે પોતાનું જે કાંઇ શ્રેય કરવાનું છે તે કર્મના સિદ્ધાન્તમાં પ્રકટ થતા કાર્યકારણભાવના મહાનિયમને અનુસરીને કરવાનું છે, અને એ નિયમને અનુસરીને એ શ્રેય કરવાનું મનુષ્યને પૂર્ણ સામર્થ્ય છે એમ શાસ્ત્રનું તાત્પર્ય છે.

૪. આગળ જતાં શાસ્ત્રકારોએ કર્મના ત્રણ ભેદ પાડ્યા છે: સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. 'સંચિત' એટલે પૂર્વ જન્મનાં અસંખ્ય કર્મનો સંઘરો ( **सं+चि** ધાતુ ઉપરથી ); પ્રારબ્ધ તે એ સંઘરામાંથી જેટલો ભાગ આ જન્મમાં ભોગવવા માટે શરૂ કરેલો તે ( **प्र+आरम्भ्** ઉપરથી ); અને 'ક્રિયમાણ' ( **कृ**–ધાતુનું કર્મણિ વર્તમાન કૃદન્ત ) એટલે આ જન્મમાં કરાતાં નવાં કર્મ.

૫. કર્મ સાથે પુનર્જન્મનો સિદ્ધાન્ત જોડાએલો છે. તે એવી રીતે કે પુનર્જન્મ ન માનીએ તો 'કૃતહાનિ' અને 'અકૃતાભ્યાગમ'નો પ્રસંગ આવે: અર્થાત્ અત્યારે કર્યાં કર્મ નિષ્ફળ જાય, અને વગર કર્મ કર્યે અકસ્માત્, અકારણ, આ વર્તમાન સ્થિતિ પ્રાપ્ત થઇ છે એમ માનવું પડે. માટે અત્યારનાં કર્મને ફળવા માટે ભવિષ્યનો જન્મ અને વર્તમાન સ્થિતિનો ખુલાસો કરવા માટે ભૂતકાળમાં જન્મ માનવા જ જોઇએ એમ હિન્દુ ધર્મશાસ્ત્રકારો કહે છે.

[ આમ માનતાં અનવસ્થાદોષ પ્રાપ્ત થાય—અર્થાત્ આ જન્મનો ખુલાસો કરવા માટે ગયો જન્મ, ગયા જન્મનો ખુલાસો કરવા માટે એની પહેલાંનો જન્મ, એને માટે એની પહેલાંનો જન્મ એમ પરંપરા ચાલી જ જાય અને એનો છેડો કોઈ ઠેકાણે ન આવે—એમ કદાચ કોઇ વાંધો લેશે. એનો ઉત્તર કે એ પરંપરા અનાદિ હોઇ એનો છેડો ન જ આવવો જોઇએ. એ જન્મપરંપરા અમુક કાળે ઉત્પન્ન થઇ એમ માનતાં પ્રશ્ન ઊભો થાય છે કે અમુક જ કાળે એ કેમ ઉત્પન્ન થઇ અને તે પહેલાંનો કાળ ખાલી-શૂન્ય-કેમ પડી રહ્યો ? અમુક કાળથી એનો આરંભ માનતાં પ્રથમ જન્મ આકસ્મિક ઠરે-જે કાર્યકારણના મહાસિદ્ધાન્તથી ઉલટું છે. અર્થાત્ જન્મપરંપરામાં જે અનવસ્થા દેખાડવામાં આવે છે એ તજવા યોગ્ય દૂષણ નથી પણ આવશ્યક ભૂષણ છે. આ વિશ્વના પદાર્થોમાં જે કાર્ય-કારણભાવ દેખાય છે તેમાં પણ આ પદાર્થ તે એના પહેલાંના પદાર્થમાંથી ઉત્પન્ન થયો છે અને એ એના પહેલાંના પદાર્થમાંથી ઇત્યાદિ એમ કહીને આપણે સન્તોષ માનવો પડે છે, પણ એ કારણપરંપરાનો પાર પામી શકાતો નથી. પરંતુ તેટલા ઉપરથી આ પદાર્થ અકારણ ઉત્પન્ન થયો છે એમ માનવું યોગ્ય ગણાતું નથી. તે જ પ્રમાણે આ જન્મોની પરંપરામાં પણ સમજવું.]

આ સિદ્ધાન્ત હિન્દુધર્મમાં એવો સર્વમાન્ય થયો છે કે જૈન અને બૌદ્ધ પન્થોએ વૈદિક (બ્રાહ્મણ) ધર્મના બીજા ઘણા સિદ્ધાન્ત છોડી દીધા, પરંતુ તેઓ પણ આ એક સિદ્ધાન્તને વળગી રહ્યા.

૬. કર્મનાં ફળ બધાં આ લોકમાં કે પરલોકમાં જ ભોગવવાનાં હોતાં નથી. કર્યાં કર્મ માટે પરલોક–સ્વર્ગ નરક–માં સુખદુઃખ ભોગવીને જીવ આ લોકમાં ફરી જન્મે છે અને એ જન્મ એ પોતાની વાસના પ્રમાણે અને યોગ્યતા પ્રમાણે પામે છે. પણ જે જીવની વાસના ક્ષય પામી ગઇછે તેને પુનર્જન્મ રહેતો નથી.

૭. બધી મળીને જીવની ત્રણ ગતિઓ છેઃ આ લોકમાં પુનર્જન્મ, પરલોકમાં સ્વર્ગ–નરક, અને ઉભય લોકથી પર એવી જે મુક્તિ. જેઓ પર-માત્માની ઉત્તમ ભક્તિ કરીને, તૃષ્ણાનો છેદ કરીને, ને જ્ઞાન સંપાદન કરીને, મોક્ષ મેળવતા નથી, તેઓ પોતાનાં સારાં ખોટાં કર્મોને પરિણામે સ્વર્ગ–નરક પામે છે, અને કર્મના પ્રમાણમાં એ સ્વર્ગ–નરકની સ્થિતિ ભોગવી ફરી આ સંસારમાં અવતરે છે, અને એ રીતે જન્મ-મરણની અને સુખદુઃખની ઘટમાળમાં ફર્યા કરે છે.

---

## ઉતારા.

१. याज्ञवल्क्येति होवाच यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति वातं प्राणश्चक्षुरादित्यं मनश्चंद्रं दिशः श्रोत्रं पृथिवीं शरीरमाकाशमात्मौषधीर्लोमानि वनस्पतीन् केशा अप्सु लोहितं रेतश्च निधीयते क्वायं तदा पुरुषो भवतीत्याहर सोम्य हस्तमार्तभाग आवामेवैतस्य वेदिष्यावो न नावेतत्सजन इति तौ होत्क्रम्य मन्त्रयाञ्चक्राते तौ ह यदूचतुः कर्म हैव तदूचतुरथ यत्प्रशशंसुः कर्म हैव तत्प्रशशंसतुः पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेनेति ।

= એણે ( આર્તભાગે ) કહ્યું: "હે યાજ્ઞવલ્ક્ય ! જ્યારે આ પુરુષ મરી જાય છે અને એની વાણી અગ્નિમાં ભળી જાય છે, પ્રાણ વાયુમાં, ચક્ષુ સૂર્યમાં, મન ચન્દ્રમાં, શ્રોત્ર દિશાઓમાં, શરીર પૃથ્વીમાં, આત્મા આકાશમાં, રૂંવાં ઓષધીમાં, કેશ વનસ્પતિમાં, લોહી અને વીર્ય જળમાં મૂકાઇ જાય છે, ત્યારે આ પુરુષ ક્યાં રહે છે ?" ત્યારે યાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યોઃ "ભાઇ આર્તભાગ ! લાવ તારો હાથ, આપણે જ આ જાણીશું. આ મેળાવડામાં આપણે આ ચર્ચીશું નહિ." એમ કહીને તેઓ બહાર ગયા, અને વિચાર કર્યો—એમણે જે કહ્યું ( પુરુષ મરી ગયા પછી ક્યાં રહે છે એના ઉત્તરમાં) તે કર્મ જ કહ્યું: એમણે જેની પ્રશંસા કરી તે કર્મની જ કરીઃ પુણ્યવાન, પુણ્યકર્મ વડે થાય છે; પાપી, પાપ કર્મ વડે થાય છે.

२. तद्य इत्थं विदुर्ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते तेऽर्चिषमभि सम्भवन्ति । देवयानः पन्था इति । अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसम्भवन्ति । तस्मिन्यावत्सम्पातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्त्तन्ते ॥ तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वाथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चण्डालयोनिं वा । अथैतयोः पथोर्न कतरेण च न तानीमानि क्षुद्राण्यसकृदावर्त्तीनि भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्येतत्तृतीयं स्थानम् ।

= જે એ આ પ્રમાણે જાણે છે, અને જેઓ અરણ્યમાં શ્રદ્ધા અને તપ ઉપાસે છે તેઓ અર્ચિ( તેજ–દેવલોક )માં જાય છે. આ દેવયાન. જેઓ ગામમાં રહી ઇષ્ટાપૂર્ત ( યજ્ઞ–કૂપાદિક ) અને દાન ઉપાસે છે તેઓ ધૂમ( પિતૃલોક )માં જાય છે...ત્યાં કર્મફળ પતતાં સુધી રહીને, આ જ માર્ગે તેઓ પાછા ફરે છે. તેમાં જેઓ સુન્દર આચરણવાળા છે તેઓ તુરત સુન્દર જન્મ પામે છે—બ્રાહ્મણ યોનિ, ક્ષત્રિય યોનિ કે વૈશ્ય યોનિ. જેઓ દુષ્ટ આચરણવાળા હોય છે તેઓ દુષ્ટ યોનિ પામે છે–કુતરાની યોનિ, ભૂંડની યોનિ, કે ચંડાલની યોનિ. જે આ બેમાંથી ( અર્ચિર્ અને ધૂમ ) એકે માર્ગે જતો નથી તે પામર જીવો છે, અને તે ફરી ફરીને આ લોકમાં જ આવજા કરે છે, જન્મે છે અને મરે છે. આ ત્રીજું સ્થાન.

३. यथाकारी यथाचारी तथा भवति साधुकारी साधुर्भवति पापकारी पापो भवति । पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेनेति । अथो खल्वाहुः काममय एवायं पुरुष इति स यथाकामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभिसम्पद्यते ॥

= જેવું કરે, જેવું આચરે તેવો એ થાય છે: સારૂં કરનાર સારો થાય છે, પાપ કરનાર પાપી થાય છે. પુણ્યવાન પુણ્ય કર્મ વડે થાય છે, પાપી પાપ કર્મ વડે થાય છે. ખરેખર કહે છે કે—આ પુરુષ કામમય (ઇચ્છાનો બનેલો ) છે: જેવો એનો ક્રતુ તેવું એ કર્મ કરે છે, અને જેવું એ કર્મ કરે છે તેવી ગતિ એ પામે છે.

[ उपनिषद्. ]

४. नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।

= જે નથી તે છે થતું નથી અને જે છે તે નથી થતું નથી:

५. वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥

= જેમ જૂનાં લૂગડાં ત્યજીને માણસ બીજાં પહેરે છે, તેમ દેહી (જીવ) જીર્ણ શરીર ત્યજીને બીજાં નવાં શરીર ધારણ કરે છે.

[ भ. गी. ]

---

૧૬.

# ચાર પુરુષાર્થ.

૧. આ સંસારમાં પ્રતીત થતું વૈચિત્ર્ય ક્યાંથી આવ્યું?—એ પ્રશ્ન જેમ દરેક વિચારશીલ જનને થયા વિના રહેતો નથી, તેમ આ એક બીજો પ્રશ્ન પણ થયા વિના રહેતો નથી, કે—**આ મનુષ્યજીવનનો ઉદ્દેશ શો?** મનુષ્યની વિવિધ પ્રવૃત્તિઓ તપાસીને હિન્દુ ધર્મશાસ્ત્રકારોએ એમાંથી ચાર ઉદ્દેશો શોધી કાઢ્યા છે—જેને '**પુરુષાર્થ**' કહે છે. 'પુરુષાર્થ' એટલે પુરુષે અર્થાત્ મનુષ્યે પ્રાપ્ત કરવાની વસ્તુઓ. આ ચાર પુરુષાર્થ તે (૧) **ધર્મ**, (૨) **અર્થ**, (૩) **કામ** અને (૪) **મોક્ષ** છે.

૨. પહેલાં, ધર્મ અને મોક્ષને એકઠા ગણી, ત્રણ જ પુરુષાર્થ ગણાવવામાં આવતા, અને એને 'ત્રિવર્ગ' કહેતા. 'ત્રિવર્ગ' એટલે ત્રણનો વર્ગ. વળી મોક્ષને છોડી દઈ, આ ત્રણને જ ગણાવવાનું કારણ એ પણ ખરૂં કે જનસમાજનો મ્હોટો ભાગ ગૃહસ્થાશ્રમીઓનો અને તેથી ગૃહસ્થાશ્રમના મુખ્ય પુરુષાર્થ ધર્મ અર્થ અને કામ એ ત્રણ જ.

૩. હવે, ધર્મ અને મોક્ષને જુદા ગણીને બોલીએ તો—'**ધર્મ**' એટલે શાસ્ત્રની અમુક અમુક કર્મ કરવાની આજ્ઞા. વર્ણાશ્રમધર્મ એટલે ચાર વર્ણ અને ચાર આશ્રમના મનુષ્યોએ પાળવાના નિયમો. એ નિયમોથી જનસમાજનું ધારણ થાય છે, અર્થાત્ એ ટકી રહે છે—તેથી એ 'ધર્મ' (ધૃ—ધારણ કરવું ધાતુ ઉપરથી) કહેવાય એ યોગ્ય છે.

૪. '**અર્થ**'—એટલે દ્રવ્ય, પૈસો—જે આ દુનીઆના સુખનું એક

સાધન છે, અને જેને મેળવવા પુષ્કળ મનુષ્યોની પ્રવૃત્તિ થયાં કરે છે (ऋ-જવું ધાતુ ઉપરથી.) ' ધર્મ ' સાધવા માટે પણ આ ' અર્થ ' ની જરૂર પડે છે.

૫. ' કામ ' એટલે ઇચ્છા, સુખની ઇચ્છા, વૈષયિક સુખની ઇચ્છા, અથવા તો કામનાનો અર્થાત્ ઇચ્છાનો વિષય. મનુષ્યની સર્વ કામનાનો વિષય તે સુખનો ઉપભોગ છે. એ વિના અર્થ દ્રવ્ય-મેળવ્યા કરવું નકામું છે. તેમ, મનુષ્ય ધર્મ આચરે છે તેમાં પણ પરલોક ઉપરાંત આ લોકમાં પણ સુખી થવાની ઇચ્છા સ્પષ્ટ રહેલી છે.

૬. મોક્ષ એટલે બન્ધનમાંથી છૂટવું તે. અજ્ઞાન દુઃખ પાપ એ સંસારનાં બન્ધન છે, અને એમાંથી છૂટવું તે મોક્ષ—સર્વ પુરુષાર્થમાં શ્રેષ્ઠ છે. અર્થ અને કામ કરતાં એ ઉચ્ચતર પુરુષાર્થ છે એટલું જ નહિ, પણ વર્ણાશ્રમધર્મ પાળવા તે પણ પરિણામે આ અજ્ઞાન અને દુઃખથી ભરેલા સંસારથી છૂટવા માટે છે એમ મોક્ષવાદનો સિદ્ધાન્ત છે. મોક્ષના સ્વરૂપ પ્રમાણે એના પાંચ ભેદ કલ્પ્યા છેઃ (૧) સાલોક્ય, (૨) સારૂપ્ય, (૩) સાર્ષ્ટિ, (૪) સાયુજ્ય, અને (૫) કૈવલ્યઃ પરમાત્માના લોકને પામવું, એના જેવા રૂપના થવું, એની સમાન શક્તિ વા ગુણવાળા થવું, એની જોડે મળી જવું, સર્વ ઉપાધિથી અને પ્રકૃતિના સંસર્ગથી મુક્ત થઇ સ્વ સ્વરૂપમાં વિરમવું તે.

---

## ઊતારા.

१. युधिष्ठिरः—धर्मे चार्थे च कामे च लोकवृत्तिः समाहिता ।
तेषां गरीयान् कतमो मध्यमः को लघुश्च कः ॥

विदुरः—धर्मेणैवर्षयस्तीर्णा धर्मे लोकाः प्रतिष्ठिताः ।
धर्मेण देवा दिवि च धर्मे चार्थः समाहितः ॥
धर्मो राजन् गुणः श्रेष्ठो मध्यमो ह्यर्थ उच्यते ।
कामो यवीयानिति च प्रवदन्ति मनीषिणः ॥

अर्जुनः— कर्मभूमिरियं राजन्निह वार्ता प्रशस्यते ।
कृषिर्वाणिज्यगोरक्षं शिल्पानि विविधानि च ॥
अर्थ इत्येव सर्वेषां कर्मणामव्यतिक्रमः ।
निवृत्तेऽर्थे न वर्तेते धर्मकामाविति श्रुतिः ॥
विषहेतार्थवान् धर्ममाराधयितुमुत्तमम् ।
कामं च चरितुं शक्तो दुष्प्रापमकृतात्मभिः ॥
अर्थस्यावयवावेतौ धर्मकामाविति श्रुतिः ।
अर्थसिध्या विनिवृत्तावुभावेतौ भविष्यतः ॥

नकुलसहदेवौ—योऽर्थो धर्मेण संयुक्तो धर्मो यश्चार्थसंयुतः।
मध्विवामृतसंसृष्टं तस्मादेतौ मताविह ॥
अनर्थस्य न कामोऽस्ति तथार्थोऽधर्मिणः कुतः ।
तस्मादुद्विजते लोको धर्मार्थाभ्यां बहिष्कृतात् ॥
धर्मं समाचरेत पूर्वं ततोऽर्थं धर्मसंयुतम् ।
ततः कामं चरेत् पश्चात् सिद्धार्थस्य हि तत्फलम् ॥

भीमसेनः— नाकामः कामयत्यर्थं नाकामो धर्ममिच्छति ।
नाकामः कामयानोऽस्ति तस्मात्कामो विशिष्यते ॥
नास्ति नासीन्न भविना भूतं काममृते परम् ।
एतत्सारौ महाराज धर्मार्थावत्र संश्रितौ ॥
नवनीतं यथा दध्नस्तथा कामोऽर्थधर्मतः ।
श्रेयस्तैलं न पिण्याको घृतं श्रेय उदश्वितः ।
श्रेयः पुष्पफलं काष्ठात् कामो धर्मार्थयोर्वरः ।
पुष्पतो माध्विव परं कामात्संजायते सुखम् ।
धर्मार्थकामाः सममेव सेव्याः यो ह्येकभक्तः सत तो जघन्यः ।
द्वयोस्तु सक्तं प्रवदन्ति मध्यमं स उत्तमो योऽभिरतस्त्रिवर्गे ॥

युधिष्ठिर:—यो वै न पापे निरतो न पुण्ये नार्थे न धर्मे मनुजो न कामे ।
विमुक्तदोषः समकलुषसारो विमुच्यते दुःखसुखात् स सिद्धिः ॥
भूतानि जातीमरणान्वितानि जराविकारैश्च समन्वितानि ।
भूयश्च तैस्तैरुपसेवितानि मोक्षं प्रशंसन्ति न तं च विद्मः ॥

= યુધિષ્ઠિર પૂછે છે:—ધર્મ અર્થ અને કામ એમાં લોકવૃત્તિ (મનુષ્યની પ્રવૃત્તિ) રહેલી છે. એમાં સૌથી શ્રેષ્ઠ કયો? મધ્યમ કયો? કનિષ્ઠ કયો?

વિદુર ઉત્તર દેછે:—ધર્મ વડે ઋષિઓ તર્યા છે, ધર્મ ઉપર લોક રહેલા છે, સ્વર્ગમાં દેવો છે તે પણ ધર્મને લીધે—અર્થ (દ્રવ્ય) પણ ધર્મમાં રહેલો છે. હે રાજન્! ધર્મ એ ઉત્તમ ગુણ છે. અર્થ એ મધ્યમ કહેવાય છે. કામ એ સૌથી ન્હાનો છે—એમ ડાહ્યા પુરુષો કહે છે.

અર્જુન કહે છેઃ—હે રાજન્! આ (પૃથ્વી) કર્મભૂમિ છેઃ અહીં ધન્ધાની પ્રશંસા થાય છે. ખેતી, વાણિજ્ય, પશુપાલન, અને વિવિધ પ્રકારના હુન્નર—એ રૂપી જે અર્થ, તે હોય તો જ સર્વ કર્મ બરાબર થાય. અર્થ ન હોય તો ધર્મ અને કામ ન થઈ શકે એમ શ્રુતિ કહે છે. જેની પાસે અર્થ હોય તે ઉત્તમ ધર્મ સાધી શકે, અને કામ પણ આચરી શકે-કામ કે જે પરાધીન જનોથી પ્રાપ્ત થવો કઠણ છે. ધર્મ અને કામ એ અર્થના અવયવ છે એમ શ્રુતિ કહે છે. અર્થ સિદ્ધ થવાથી આ બંને સિદ્ધ થઈ શકશે.

નકુલ સહદેવ:—જે અર્થ ધર્મ થકી જોડાએલો હોય, અને જે ધર્મ અર્થ થકી યુક્ત હોય તે અમૃત થકી ભળેલું મધ સમજવું. તેથી આ બંને અત્રે માન્ય થએલા છે. અર્થ વિના કામ સિદ્ધ થતો નથી. જેને ધર્મ નથી તે અર્થ ક્યાંથી જ સિદ્ધ કરી શકે? જે માણસ ધર્મ અને અર્થ થકી રહિત છે તેનાથી લોક ઉદ્વેગ પામે છે. પ્રથમ ધર્મ સારી રીતે આચરવો, પછી ધર્મયુક્ત એવો અર્થ, તે પછી કામ—કારણ કે જેણે અર્થ સિદ્ધ કર્યો છે તેનું આ (કામ) ફળ છે.

ભીમસેન—કામ (ઇચ્છા) રહિત પુરુષ અર્થ ઇચ્છી શકતો નથી,

કામરહિત પુરુષ ધર્મની ઇચ્છા કરતો નથી. કામરહિતને કામ સંભવતો નથી. તેથી કામ સૌથી (ધર્મ અને અર્થથી) ચઢીઆતો છે. કોઇ પણ ભૂત (પ્રાણી) બિલકુલ કામ વિનાનું છે નહિ, હતું નહિ, અને હશે નહિ, આ કામ એ ધર્મ અને અર્થના સાર રૂપ છેઃ ધર્મ અને અર્થ એને આશ્રયે રહેલા છે. જેમ દહીંમાંથી માખણ છે, તેમ કામ એ અર્થ અને ધર્મમાંથી છેઃ તેલ સારૂં, ખોળ નહિ; ઘી સારૂં છાશથી; પુષ્પ—ફળ લાકડાથી શ્રેષ્ઠ; તેમ કામ એ ધર્મ અને અર્થથી ચઢીઆતો. જેમ પુષ્પમાંથી ઉત્તમ મધુ નીકળે છે તેમ કામમાંથી સુખ ઉત્પન્ન થાય છે.

ધર્મ અર્થ અને કામ સરખી રીતે જ સેવવા—જે એમાંથી એકને જ ભજે છે તે નર કનિષ્ઠ છે. બેમાં વળગેલાને મધ્યમ કહે છે. જે ત્રણે પુરુષાર્થમાં લાગેલો છે તે ઉત્તમ છે.*

યુધિષ્ઠિર પોતે વિદ્વાનોને મુખેથી સાંભળેલો ખુલાસો જણાવે છેઃ—જે મનુષ્ય પાપમાં આસક્ત નથી, તેમ પુણ્યમાં પણ નથી, અર્થમાં નથી, ધર્મમાં નથી, અને કામમાં પણ નથી—જે દોષથી મુક્ત છે, જેને હલકું—ભારે સરખું છે અને જે દુઃખ-સુખથી મુક્ત થએલો છે—એ સિદ્ધ છે ( પૂર્ણતાને પામેલો છે. ) પ્રાણીઓને જન્મમરણ લાગેલાં છે, તેમજ વૃદ્ધાવસ્થા અને વિકાર (ફેરફાર—ક્ષય ) પણ લાગેલાં છે—અને ફરી ફરીને એ જન્મમરણાદિ એને વળગે છેઃ તેથી વિદ્વાનો મોક્ષની પ્રશંસા કરે છે. અને એ મોક્ષ (હજી) આપણે જાણતા નથી.

[ म. भा. ]

૨. अर्थशास्त्रात्तु बलवद्धर्मशास्त्रमिति स्थितिः ।

= અર્થશાસ્ત્ર કરતાં ધર્મશાસ્ત્ર બળવાન છે એમ ઠરેલું છે. ( ઉદા૦ સામો શસ્ત્ર લઇને મારવા આવે તેને મારવો—એ અર્થશાસ્ત્રનો વિધિ; ક્ષમા કરવી એ ધર્મશાસ્ત્રનો. )

[ याज्ञ. स्मृ. ]

---

*મૂળમાં આ શ્લોક ભીમસેનનો છે. પણ તે ભીમસેને ઉપર કરેલી કામની પ્રશંસાથી વિરુદ્ધ હોઇ, અન્ય સ્થળેથી અત્રે ઘુસી ગયો લાગે છે. ભીમસેન પોતે કરેલી અત્યુક્તિ સુધારીને છેવટે ત્રણેનું સરખી રીતે પ્રતિપાદન કરે છે એમ કદાચ ખુલાસો અપાય પણ તે થોડો સંભવિત દીસે છે.

૧૭.

# રામાયણ અને મહાભારત.

૧. પંચ મહાયજ્ઞ, ઉપનયનાદિ સંસ્કાર, વર્ણ અને આશ્રમની વ્યવસ્થા, કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાન્ત અને ચતુર્વિધ પુરુષાર્થ વિચાર—એને પ્રાચીન હિન્દુધર્મના પંચ પ્રાણ કહીએ તો ચાલે. સૂત્ર અને ધર્મશાસ્ત્રના ગ્રન્થોમાં આનું પુષ્કળ નિરૂપણ છે. પણ આ પંચપ્રાણથી ચેતન બનેલો હિન્દુધર્મનો દેહ કેવો દેખાતો હતો તથા એનું ચલનવલન કેવું થતું હતું—ઇત્યાદિ વસ્તુનું નેત્ર આગળ ચિત્ર ખડું કરવું હોય તો તે સમયના બે મહાન ગ્રન્થો—રામાયણ અને મહાભારત—વાંચવા જોઇએ. સૌને જાણીતું છે કે રામાયણમાં સૂર્યવંશી રામની કથા છે, અને મહાભારતમાં ચન્દ્રવંશી ભરતકુળમાં જન્મેલા પાંડવકૌરવનો ઇતિહાસ છે. એટલે એ સંબન્ધી કાંઈ ન કહેતાં, એમાં પૂર્વોક્ત પ્રાચીન હિન્દુધર્મના ચિત્ર ઉપરાંત મુખ્ય ધાર્મિક ઉપદેશ શો રહેલો છે એ જ તપાસીશું.

૨. **રામાયણમાં**—ગૃહધર્મ અને રાજધર્મનો ઉત્તમ ઉપદેશ છે. ઘરમાં સૌ કુટુમ્બીઓએ પરસ્પર કેવા સ્નેહથી વર્તવું જોઇએ એ જુદા જુદા દાખલા લઇને બતાવ્યું છે. પિતાના વચન ખાતર પુત્ર રામે વનવાસ સ્વીકાર્યો; પત્નીએ પતિના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું જોઇએ, તેથી સીતાજી રામ સાથે વનવાસમાં ગયાં: રામના ભાઇ લક્ષ્મણે વનમાં તેમજ રાવણ સ્હામે યુદ્ધમાં રામની સેવા કરી; બીજા ભાઇ ભરતે મ્હોટા ભાઇનો હક વિચારી, સામી આવતી લક્ષ્મીને ઠોકર મારી, ન્હાના ભાઇ તરીકે પોતાની ફરજ હતી તે જ બજાવી. રામ અધર્મને ઉત્તેજન આપે છે એવી એક દુષ્ટ પ્રજાજનને શંકા થઇ, એ શંકાને પણ અવકાશ રહેવો ન જોઇએ તેટલા માટે રામે ઉગ્ર રાજધર્મ પાળી સીતાનો ત્યાગ કર્યો. છતાં પતિ તરીકે એમને એના ઉપર અવિચળ પ્રેમ હતો. એ અશ્વમેધ યજ્ઞ વખતે ફરી ન પરણતાં, સીતાજીની સોનાની મૂર્તિ પાસે રાખીને પોતે ચલાવી લીધું એટલાથી જણાઇ આવ્યું. રામની પિતૃભક્તિ અને રાજધર્મ, એમનાં કર્તવ્યનિષ્ઠા અને એકપત્નીવ્રત હિન્દુધર્મના ઇતિહાસમાંથી કદી ભૂલાવાનાં નથી.

૩. **મહાભારત** જુદીજ ઢબનો ગ્રન્થ છે. એમાં રામાયણ કરતાં કુટુમ્બ

જાળ વિશેષ છે, અને કુટુમ્બીઓ સ્વાર્થને માટે કેવો અન્યાય કરે છે, કલહમાં ઊતરે છે ઇત્યાદિ ઘરસંસારની કાળી બાજુ પૂરેપૂરી બતાવી છે, તેજ સાથે એની ઊજળી બાજુ પણ બતાવવી બાકી રાખી નથી. જુદા જુદા સ્વભાવના ભાઇઓ પણ સંપથી કેવા એકત્ર રહી શકે, અને પાસેનાં બીજાં સગાં સંબન્ધીઓ સાથે કેવો સ્નેહભર્યો સંબન્ધ રાખી શકે, તે પાંડવોના માંહોમાંહેના, અને કૃષ્ણ સાથેના, સંબન્ધમાં બતાવ્યું છે. પણ તે ઉપરાંત આ ગ્રન્થની મ્હોટી ખૂબી એ છે કે—દરેક મનુષ્યમાં ગુણ અને દોષ કેવા ભળેલા હોય છે, અને તેથી મનુષ્યસ્વભાવના કેવા જુદા જુદા નમૂનાઓ બને છે, એ એમાં બહુ રસિક અને અદ્ભુત રીતે બતાવ્યું છે. અને આખી વાર્તામાંથી એ સાર કાઢી આપ્યો છે કે—"**यतो धर्मस्ततो जयः**"—જ્યાં ધર્મ, ત્યાં જ જય."

૪. પણ આ મુખ્ય વાર્તા ઉપરાંત, મહાભારતમાં બીજી અસંખ્ય વાર્તાઓ પ્રસંગે પ્રસંગે આવે છે. યુધિષ્ઠિર વગેરે પાંડવો દેશવટો ભોગવી વનમાં ફરે છે ત્યાં એમને અનેક ઋષિઓ અને જ્ઞાનીઓ સાથે મેળાપ થાય છે, અને એમને મુખેથી તેઓ અનેક રાજાઓનાં અને સ્ત્રીપુરુષોનાં સુખ દુઃખનાં ચરિત્રો સાંભળે છે, અને વિવિધ વિષયો ઉપર ઉપદેશ પામે છે. આ સિવાય મહાભારતમાં બીજે ઘણે પ્રસંગે ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઉપદેશો આવ્યાં કરે છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુનને જે ઉપદેશ કર્યો છે તે મહાભારતનું પ્રકરણ છે. વળી ભીષ્મ પિતામહ ઘવાઇને બાણશય્યા ઉપર પડયા પડયા સૌ શ્રોતાજનોને રાજધર્મ—સ્ત્રીધર્મ—મોક્ષધર્મ વગેરે વિષયો ઉપર બહુ અમૂલ્ય ઉપદેશ આપે છે. મહાભારતમાં ધર્મ સંબન્ધી એટલું બધું જ્ઞાન ભર્યું છે કે હિન્દુધર્મનું બીજું કોઇ પુસ્તક વાંચી ન શકો અને મહાભારત વાંચો તો તે બસ થાય. યોગ્ય અભિમાનથી કહેવાયું છે કે—" જે આમાં છે તે જ બીજે છે, અને જે આમાં નથી તે બીજે કોઇ ઠેકાણે નથી."

૫. અત્યારે જે રૂપનાં અને કદનાં આ બે પુસ્તકો જોવામાં આવે છે તેવાં તે મૂળથી ન હતાં. પણ એ રચવાનો આરંભ સૂત્રકાળની શરૂઆતમાં જ થઈ ચૂકયો હતો, અને એના અન્તભાગ સુધીમાં તો એ લખાઇ ગયાં હતાં એમ કહીએ તો ચાલે ( રામાયણમાં કેટલાક સર્ગ અને સર્ગના ભાગ બાકીના ગ્રન્થ જેટલા જૂના નથી. મહાભારતની તો નવી નવી આવૃત્તિઓ થએલી એ ગ્રન્થમાં જ સ્પષ્ટ જણાવી છે. એમાં કહ્યું છે કે મૂળ ભારત વ્યાસે

એમના શિષ્ય વૈશંપાયન વગેરેને કહેલું તે વૈશંપાયને જનમેજયને કહ્યું. અને તે સૌતિ ( સૂતપુત્ર ) શૌનકાદિ મુનિઓને કહી સંભળાવે છે: હવે, આવડું પુસ્તક એક જણ જેવું સાંભળે તેવું જ અક્ષરશ: બીજાને સંભળાવે એ અશક્ય છે--એટલે ભારતનાં ત્રણ સ્વરૂપ આમાં ચોખ્ખાં જણાઈ આવે છે: પહેલું વ્યાસનું ભારત, બીજું વૈશંપાયનનું ભારત, અને ત્રીજું સૌતિનું ભારત. વળી આ ઉપરાંત સંજયે કરેલું યુદ્ધનું વર્ણન, અને "સૌતિ શૌનકાદિકને કહે છે" એમ જણાવનાર ગ્રન્થકારની કૃતિ--એ બે ધ્યાનમાં લઇએ તો બધી મળીને પાંચ કૃતિઓ થાય.

[ રા. બ. ચિન્તામણ વૈદ્ય--જેમણે રામાયણ, મહાભારત, અને તે સમયના હિન્દુસ્થાન સંબન્ધી ત્રણ સારાં અભ્યાસ અને વિવેચન ભર્યાં પુસ્તકો રચ્યાં છે--એ ઇ. સ. પૂર્વે ૧૦૦ વર્ષ સુધીમાં આ પુસ્તકો હાલ જે રૂપમાં જોવામાં આવે છે લગભગ તે રૂપમાં લખાઇ ચૂકયાં હતાં એમ બતાવે છે. પાશ્ચાત્ય વિદ્વાનો ઇ. સ. પછી બે એક સૈકા સુધી એને ઉતારે છે. આપણે જે ધાર્મિક સ્થિતિનું ચિત્ર જોવા માગીએ છીએ તેટલા પૂરતાં તો એ પુસ્તકો ઇ. સ. પૂર્વે ઓછામાં ઓછા ત્રણેક શતક જૂનાં માની શકાય એમ છે. અને એમાં ચીતરેલો ધર્મ તો એ કરતાં પણ ઘણો જૂનો સૂત્રગ્રન્થોથી પણ પહેલાંનો છે એ હિન્દુધર્મના ઉપર આપેલા ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાયું હશે. ]

૬. અનેક શતકનાં અને અનેક મતિનાં આ પુસ્તકો હોવા છતાં--એમાં કોઇક અદ્દભુત આન્તર એકતા સચવાઇ રહેલી છે. તેનું કારણ એમ જણાય છે કે છેવટની આવૃત્તિ રચનારે પહેલાના ગ્રન્થ ઉપર પોતાની કલમ ફેરવીને એ ગ્રન્થને પોતાની એક અખંડાકાર કૃતિ બનાવી દીધો છે. તેમ કરવામાં પ્રાચીન ભાગ લોપ્યો નથી--એમાં યુગાનુસાર ઉમેરો કર્યો છે ખરો, પણ મૂળને મૂળ સ્વરૂપે પણ ઘણીવાર રહેવા દીધું છે. તેથી આ ભાગને છેલ્લા ગ્રન્થકર્તાની પહેલાના સમય માટે પણ પ્રમાણ માની શકાય છે. મૂળ ફક્ત કૌરવ પાંડવના યુદ્ધની અને એ યુદ્ધમાં પાંડવોએ મેળવેલા જયનીજ વાત હતી અને તેથી ભારતને 'જય' કહેતા એમ ઘણા વિદ્વાનો કલ્પના કરે છે. પણ "**यतो धर्मस्ततो जयः**" એ વાક્યનું મહાભારતમાં ફરી ફરીને ઉચ્ચારણ છે એ જોતાં માત્ર યુદ્ધનો જય વર્ણવવાનું જ નહિ, પણ તે સાથે ધર્મનો જય બતાવી નીતિનો ઉપદેશ કરવાનું મૂળથી જ તાત્પર્ય હશે

એમ લાગે છે. અને એ નીતિ યા ધર્મનો આધાર પ્રભુભક્તિ ઉપર રહેલો છે એમ બતાવવાને નારાયણ અને એના ભક્ત નર-અર્જુન-નું આ શ્લોકમાં સ્મરણ કર્યું છે. બેશક, મૂળ ગ્રન્થકારે યુદ્ધની કથા પોતાની પહેલાંની લોકગાથામાંથી લીધી હશે. પણ તે જ પ્રમાણે કેટલાક ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઉપદેશો પણ પોતાની પહેલાંના ઉપદેષ્ટાઓની કૃતિમાંથી લીધેલા છે-એટલે પહેલું યુદ્ધનું વર્ણન અને પછી ઉપદેશભાગ એમ ક્રમ બાંધવો તે ભૂલ છે. વસ્તુતઃ મૂળ વાર્તા ઉપર ધર્મ નીતિ આચાર વ્યવહાર પંથ વગેરેને લગતા ઉપદેશના થર એની મેળે ગમે તેમ ચઢી ગયા છે એમ નથી. એ ઉપદેશરૂપે સમસ્ત યુગના જ્ઞાનને, આર્ષ દૃષ્ટિવાળા વ્યાસવૈશંપાયનાદિ થોડાક મહાપુરુષોએ, બુદ્ધિપુરઃસર મહાભારતમાં એકત્રિત કર્યું છે.

આમ કથા અને ઉપદેશનાં તત્ત્વો એકઠાં થએલાં લક્ષ્યમાં રાખી મહાભારતને ' શાસ્ત્ર-કાવ્ય ' કહેવામાં આવે છે. એમાં શાન્ત રસ પ્રધાન છે, અને મોક્ષરૂપી પુરુષાર્થનું પ્રતિપાદન કરવાનો ઉદ્દેશ છેઃ એ પુરુષાર્થસિદ્ધિના સાધનરૂપ અનેકરંગી પુષ્પોમાં પ્રભુભક્તિ સૂત્ર પેઠે પરોવાએલી છે.

---

## ઊતારા.

१. मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥

( વાલ્મીકિ ઋષિ નદીએ ન્હાવા ગયા હતા, ત્યાં ક્રૌંચ પક્ષીઓનું જોડું આનન્દ કરતું હતું તેમાંથી એકને પારધીએ માર્યું એ જોઇને ઋષિએ પારધીને શાપ દીધો:) હે નિષાદ ! તેં ક્રૌંચના જોડામાંથી એક પક્ષી કે જે કામવશ થઇ બેઠેલું હતું તેને તેં માર્યું તેથી તું બહુ વર્ષો ઠરીને નહિ રહે. [ આ કરુણરસનો ઉદ્ગાર-' *શ્લોકરૂપે પરિણમેલો શોક '-તે રામાયણનું બીજ; રામસીતાનો વિયોગ કરાવનાર રાવણ વિનાશ પામ્યો એ રામાયણનું વસ્તુ.]

---

* ' शोकः श्लोकत्वमागतः '

२. कुलीनमकुलीनं वा वीरं पुरुषमानितम् ।
चारित्रमेव व्याख्याति शुचिं वा यदि वाशुचिम् ॥
अनार्यस्त्वार्यसंस्थानः शौचाद्धीनस्तथा शुचिः ।
लक्षण्यवदलक्षण्यो दुःशीलः शीलवानिव ॥
अधर्मं धर्मवेषेण यद्यहं लोकसंकरम् ।
अभिपत्स्ये शुभं हित्वा क्रियां विधिविवर्जिताम् ॥
कश्चेतयानः पुरुषः कार्याकार्यविचक्षणः ।
बहु मन्येत मां लोके दुर्वृत्तं लोकदूषणम् ॥
कामवृत्तो न्वयं लोकः कृत्स्नः समुपवर्तते ।
यद्वृत्ताः सन्ति राजानस्तद्वृत्ताः सन्ति हि प्रजाः ॥
सत्यमेवानृशंस्यं च राजवृत्तं सनातनम् ।
तस्मात्सत्यात्मकं राज्यं सत्ये लोकः प्रतिष्ठितः ॥
ऋषयश्चैव देवाश्च सत्यमेव हि मेनिरे ।
सत्यवादी हि लोकेऽस्मिन्परं गच्छति चाक्षयम् ॥
उद्विजन्ते यथा सर्पान्नरा अनृतवादिनः ।
धर्मः सत्यपरो लोके मूलं सर्वस्य चोच्यते ॥
सत्यमेवेश्वरो लोके सत्ये धर्मः सदाश्रितः ।
सत्यमूलानि सर्वाणि सत्यान्नास्ति परं पदम् ॥
दत्तमिष्टं हुतं चैव तप्तानि च तपांसि च ।
वेदाः सत्यप्रतिष्ठानास्तस्मात्सत्यपरो भवेत् ॥
नैव लोभान्न मोहाद्वा न चाज्ञानात्तमोन्वितः ।
सेतुं सत्यस्य भेत्स्यामि गुरोः सत्यप्रतिश्रवः ॥
प्रत्यगात्ममिमं धर्मं सत्यं पश्याम्यहं ध्रुवम् ।
भारः सत्पुरुषैश्चीर्णस्तदर्थमभिनन्द्यते ॥

=વીર અને પુરુષત્વનું અભિમાન રાખનાર મનુષ્ય ખરેખર તેવો છે કે કેમ, કુલીન છે કે અકુલીન, પવિત્ર છે કે અપવિત્ર–એ એનું ચારિત્ર જ કહી આપે છે. ( હું પ્રતિજ્ઞા તોડું તો ) અનાર્ય છતાં આર્યનો, અપવિત્ર છતાં પવિત્રનો, અલક્ષણો છતાં લક્ષણવાળો, દુઃશીલ છતાં શીલવાળો હોવાનો હું ડોળ કરૂં. જો ધર્મનો વેષ ધારણ કરીને હું અધર્મ આચરૂં, અને શુભ નિશ્ચય ત્યજી લોકમર્યાદા શેળભેળ કરી શાસ્ત્રના વિધિથી ઉલટું કૃત્ય કરૂં તો કાર્ય–અકાર્ય સમજનાર કયો ડાહ્યો અને વિવેકી પુરુષ મારે માટે સારો મત ધરાવે? વળી આ સમસ્ત લોક સ્વચ્છન્દ વૃત્તિથી ચાલે. જેવું રાજાનું વર્તન, તેવું પ્રજાનું વર્તન હોય છે. રાજાનું ચારિત્ર હમેશાં સત્ય અને દયાવાળું હોવું જોઇએ. રાજ્યનો આત્મા જ સત્ય છે; સત્ય ઉપર સર્વ જગત્ રહેલું છે. ઋષિઓએ અને દેવોએ સત્યને જ (શ્રેષ્ઠ) માનેલું છે. જે સત્યવાદી હોય છે તે જ આ લોકમાં અક્ષય અને પરમ સ્થાન પામે છે. જૂઠા માણસ પાસેથી માણસો ત્રાસીને જતા રહે છે–સર્પ પાસેથી જતા રહે તેમ. ધર્મમાં સત્ય જ મુખ્ય છે, સત્ય એ સર્વનું મૂળ કહેવાય છે. સત્ય એ જ આ લોકમાં ઇશ્વર છે, સત્યમાં જ હમેશાં ધર્મ આશ્રય કરી રહેલો છે. સર્વ વસ્તુ સત્યમાંથી નીકળે છે, સત્ય કરતાં કોઈ સ્થાન ઊંચું નથી. દાન યજ્ઞ હોમ તપ વેદ–સર્વ સત્યમાં રહેલાં છે, માટે સત્યપરાયણ થવું. લોભ, મોહ કે અજ્ઞાનથી હું સત્યની પાળ તોડીશ નહિ. પિતા પ્રત્યે હું સત્યથી બંધાએલો છું. સત્ય એ પ્રત્યગાત્મા( હૃદય )માં રહેલો ધર્મ છે એ નક્કી છે. અને એ ભાર સત્પુરુષો વહે છે તેથી એની પ્રશંસા થાય છે.

[ वाल्मीकि–रामायण ]

१. नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

= નારાયણને, અને નરોમાં ઉત્તમ એવા નરને, તેમ જ દેવી સરસ્વતીને નમસ્કાર કરીને, જય( મહાભારત )નો ઉચ્ચાર કરવો.

४. || यतो धर्मस्ततो जयः ||

**જ્યાં ધર્મ ત્યાં જય.**

૧. मातापितृसहस्राणि पुत्रदारशतानि च ।
संसारेष्वनुभूतानि यान्ति यास्यन्ति चापरे || १ ||
हर्षस्थानसहस्राणि भयस्थानशतानि च ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम् ||२ ||
ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं (स धर्मः किं) न सेव्यते ||३||
न जातु कामान्न भयान्न लोभा-
द्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ||
नित्यो धर्मः सुखदुःखे त्वनित्ये ।
जीवो नित्यो हेतुरस्य त्वनित्यः || ४ ||
इमां भारतसावित्रीं प्रातरुत्थाय यः पठेत् ।
स भारतफलं प्राप्य परं ब्रह्माधिगच्छति ||

= હજારો માતા-પિતા, અને સેંકડો પુત્ર કલત્ર સંસારમાં અનુભવ્યાં, અનુભવાતાં જાય છે, અને જશે. હજારો હર્ષનાં સ્થાન અને સેંકડો ભયનાં સ્થાન પ્રતિદિન મૂઢ જનમાંજ પ્રવેશ કરે છે, પંડિતમાં નહિ. ઊંચો હાથ કરીને, હું આ બૂમ પાડું છું, પણ કોઈ મારૂં સાંભળતું નથી તે એ કે—ધર્મમાંથી અર્થ અને કામ પ્રાપ્ત થાય છે. એ ધર્મ કેમ કોઈ સેવતું નથી? કામ થકી, ભય થકી, કે લોભ થકી, કે—જીવિતની ખાતર પણ—કદી ધર્મ ત્યજવો નહિ. ધર્મ એ નિત્ય છે, સુખ અને દુઃખ અનિત્ય છેઃ જીવ નિત્ય છે, જીવિત (જે ખાતર એ ધર્મ ત્યજવા તત્પર થાય છે)રૂપી હેતુ અનિત્ય છે. આ (ચતુઃશ્લોકી) ભારતસાવિત્રીનો પ્રાતઃકાળમાં ઊઠીને જે પાઠ કરે છે, તે ભારતનું ફળ પામીને—પરબ્રહ્મને પામે છે.

६ धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ ।
यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न कुत्रचित् ||

= ધર્મ, અર્થ, કામ, અને મોક્ષની બાબતમાં હે ભરતર્ષભ !—જે અહીં ( મહાભારતમાં ) છે, તે જ અન્ય ગ્રન્થોમાં છે, જે અહીં નથી તે કોઈ ઠેકાણે નથી.

७. एकोऽहमस्मीति च मन्यसे त्वं
न हृच्छयं वेत्सि मुनिं पुराणम् ।
यो वेदिता कर्मणः पापकस्य
तस्यान्तिके त्वं वृजिनं करोषि ॥
मन्यते पापकं कृत्वा न कश्चिद्वेत्ति मामिति ।
विदन्ति चैवं देवाश्च यश्चैवान्तरपूरुषः ॥
आदित्यचन्द्रावनिलोऽनलश्च
द्यौर्भूमिरापो हृदयं यमश्च ।
अहश्च रात्रिश्च उभे च संध्ये
धर्मश्च जानाति नरस्य वृत्तम् ॥

= [ શકુન્તલા દુષ્યન્તને કહે છે:— ] તું ધારે છે કે હું એકલો છું, અને તારા હૃદયમાં સૂતેલા ( વસતા ) પુરાણ મુનિ( પરમાત્મા )ને તું જાણતો નથી—એ પુરાણ મુનિ તારાં પાપ કર્મને જાણે છે, અને એની સમક્ષ તું પાપ કરે છે. પાપ કરીને તું માને છે કે મને કોઈ જાણતું નથી ! પણ એ દેવો જાણે છે, અને જે આન્તર પુરુષ ( પરમાત્મા ) છે તે જાણે છે. આદિત્ય (સૂર્ય ), ચન્દ્ર, વાયુ, અગ્નિ, દ્યૌ, પૃથ્વી, જળ, હૃદય, યમરાજા, દિવસ, રાત, બે સન્ધ્યા ( સ્હવાર અને સાંઝ ), અને ધર્મ એ મનુષ્યનું વર્તન જાણે છે.

८. अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥
सर्ववेदाधिगमनं सर्वतीर्थावगाहनम् ।
सत्यस्यैव च राजेन्द्र कलां नार्हति षोडशीम् ॥

नास्ति सत्यसमो धर्मो न सत्याद्विद्यते परम् ।
न हि तीव्रतरं पापमनृतादिह विद्यते ॥ ३२ ॥

= હજાર અશ્વમેધ અને સત્ય એને તાજવામાં મૂક્યાં–ત્યારે હજાર અશ્વમેધ કરતાં સત્ય વધ્યું. સર્વ વેદ જાણવા, સર્વ તીર્થમાં ન્હાવું–એ પણ, હે રાજા ! સત્યના સોળમા ભાગ બરાબર પણ ન થઇ શકે. સત્ય સમાન ધર્મ નથી, સત્ય કરતાં કાંઇ અધિક નથી–અસત્ય કરતાં વધારે તીવ્ર બીજું કોઇ પાપ નથી.

९. यदन्यैर्विहितं नेच्छेदात्मनः कर्म पूरुषः ।
न तत्परेषु कुर्वीत जानन्नप्रियमात्मनः ॥
जीवितुं यः स्वयं चेच्छेत् कथं सोऽन्यं प्रघातयेत् ।
यद्यदात्मन इच्छेत्तत्तत्परस्यापि चिन्तयेत् ॥
न भूतानामहिंसाया ज्यायान् धर्मोस्ति कश्चन ।
वक्ष्यामि जाजले वृत्तिं नास्मि ब्राह्मण नास्तिकः ॥
न यज्ञं च विनिन्दामि यज्ञवित्तु सुदुर्लभः ।
नमो ब्राह्मण यज्ञाय ये च यज्ञविदो जनाः
स्वयज्ञं ब्राह्मणा हित्वा क्षत्रयज्ञमनुष्ठिताः ॥

= જે કર્મ અન્ય આપણને કરે એવું આપણે ન ઇચ્છીએ તે કર્મ પારકાં પ્રતિ કરવું નહિ—એ કર્મ પોતાને કોઈ કરે તે કેવું ગમતું નથી એ સમજીને. જે માણસ પોતે જીવવા ઇચ્છે તે બીજાને કેમ મારે વા મરાવે ? જે પોતાનું ઇચ્છવું તે જ પારકાનું પણ ઇચ્છવું. પ્રાણીની હિંસા કરવી નહિ એ કરતાં ચઢીઆતો ધર્મ બીજો કોઇ નથી.

હે બ્રાહ્મણ જાજલિ ! હું શું કરવાનું તે કહીશ. હું નાસ્તિક નથી. હું યજ્ઞની નિન્દા કરતો નથી. પણ ખરો યજ્ઞ શી વસ્તુ છે એ જાણનાર પુરુષ બહુ દુર્લભ છે. હે બ્રાહ્મણ! યજ્ઞને હું નમસ્કાર કરૂં છું, જે જનો યજ્ઞ તે શું એ યથાર્થ રીતે જાણે છે તેમને નમસ્કાર કરૂં છું. બ્રાહ્મણો પોતાનો યજ્ઞ (જ્ઞાનયજ્ઞ) છોડીને ક્ષત્રિયોનો યજ્ઞ (પશુયજ્ઞ) આચરે છે.

१०. प्रभवार्थाय भूतानां धर्मप्रवचनं कृतम् ।
यः स्यात् प्रभवसंयुक्तः स धर्म इति निश्चयः ॥

धारणाद्धर्ममित्याहुर्धर्मेण विहृताः प्रजाः ।
यः स्याद्धारणसंयुक्तः स धर्म इति निश्चयः॥

= પ્રાણીઓ ઋદ્ધિને પામે તે માટે ધર્મનો ઉપદેશ કર્યો છે. જે ધર્મ ઋદ્ધિથકી યુક્ત હોય એ જ ધર્મ–એમ નિશ્ચય થએલો છે. ધારણ કરે છે ( ટકાવે છે ) તે કારણથી ધર્મ એ 'ધર્મ' ( ધૃ–ધાતુ ઉપરથી ) કહેવાય છે. ધર્મવડે પ્રજા બનેલી છે. જે ધારણ ( પ્રજાનું ધારણ કરવું ) વડે યુક્ત હોય એ જ ધર્મ-એમ નિશ્ચય થએલો છે.

[ महाभारत. ]

---

૧૮.

# શ્રીમદ્દભગવદ્ગીતા.

૧. શ્રીમદ્દભગવદ્ગીતા એ મહાભારતના મહાભંડારમાં રહેલું એક અમૂલ્ય રત્ન છે. જગતના ધાર્મિક સાહિત્યમાં એની બરાબરી કરી શકે એવો એક પણ ગ્રન્થ નથી એમ હિન્દુઓ અભિમાન રાખે તો તેમાં આ-શ્ચર્ય જેવું નથી.

૨. એનો પ્રસંગ આવો છેઃ પાંડવો તરફથી શ્રીકૃષ્ણ દુર્યોધન પાસે વિષ્ટિ કરવા ગયા અને કહ્યું કે પાંડવોને થોડાં ગામ આપો તો બસ છે. છતાં દુર્યોધને માન્યું નહિં અને એક તસુ જમીન પણ આપ-વાની ના કહી. આખરે યુદ્ધ માંડયા વિના ચાલ્યું નહિ. યુદ્ધમાં પાંડવ–કૌરવનાં સૈન્ય સામસામાં ગોઠવાયાં છે તે વખતે અર્જુનના સ્નેહાળ અને ઉચ્ચ હૃદયને પોતાનાં સગાંવહાલાં અને વડીલો સામે શસ્ત્ર ઉપાડતાં આંચકો આવે છે. એનો હાથ ધ્રૂજે છે, હાથમાંથી ગાંડીવ ધનુષ્ય પડી જાય છે, આખું શરીર પરસેવાથી છવાઇ જાય છે, અને શું કરવું તે સુઝતું નથી. અર્જુન મૂંઝાઇને, એના સારથિ બનેલા શ્રીકૃષ્ણ ભગવાનને શિષ્ય બનીને પૂછે છે કે મારે શું કરવું ? તેવારે શ્રીકૃષ્ણ એને ઉપદેશ આપે છે. અર્જુન અને કૃષ્ણનો આ સંવાદ શ્રીમદ્દભગવદ્ગીતાને નામે ઓળખાય છે. [भ. गी.]

૩. આ ગ્રન્થમાં બહુ ઊંડું અને વિશાળ તત્ત્વજ્ઞાન ભર્યું છે એનું સવિસ્તર નિરૂપણ કરવું અત્રે અશક્ય છે, તથાપિ એના મુખ્ય સિદ્ધાન્તોની સંકલના ટૂંકામાં આ સ્થળે દર્શાવીએ:—

(૧) પ્રથમ તો, આ યુદ્ધના ઉપદેશનો કોણ અધિકારી છે? જેનું હૃદય સ્વાર્થી નથી પણ સગાં સંબન્ધીઓ પ્રત્યે સ્નેહ માન વગેરે ભાવોથી ભરેલું છે તે જ. હું તારો શિષ્ય છું, તું મને ઉપદેશ દે: એમ પ્રભુને શરણે જઈ જે કહે છે તે જ પ્રભુ પાસેથી ઉપદેશ પામે છે.

(૨) આત્મા અમર છે: આ સિદ્ધાન્ત ગીતાના સમસ્ત ઉપદેશનો પાયો છે. આત્મા અમર છે, તો નીતિ છે, ધર્મ છે, તત્ત્વજ્ઞાનનું પ્રયોજન છે. એ અમરપણું બે રીતે છે: એક તો એવી રીતે કે આત્માને જન્મ-જન્માન્તર છે, ઉચ્છેદ નથી: જેમ મનુષ્ય જૂનાં વસ્ત્ર કાઢી નવાં વસ્ત્ર પહેરે છે તેમ એ એક દેહ ત્યજી નવો દેહ ધારણ કરે છે-જે મરણ અને જન્મ કહેવાય છે. બીજી એવી રીતે કે જન્મ-મરણ પણ દેહને જ છે, આત્માને નથી: આત્મા તો દેહના જરા-મરણાદિ સઘળા વિકારની વચ્ચે અવિકૃત રહેતું તત્ત્વ છે. આ સત્ય સમજવું તેનું નામ 'સાંખ્યબુદ્ધિ.'

(૩) આ છેલ્લો બતાવેલો સિદ્ધાન્ત ગ્રહણ કરી લઇએ તો આત્મા કાંઈ કરે છે એવી ભ્રાન્તિ ઉપજે નહિ. કરવું-ન કરવું આત્માને નથી, દેહને છે. એટલે નૈષ્કર્મ્યરૂપ સંન્યાસનો ખરો અર્થ એટલો જ છે કે કર્મ કરતી વખતે આ કર્મ હું કરૂં છું અને એનું ફલ મને હો-એવી અહં-કર્તૃત્વની બુદ્ધિ અને ફલાભિસન્ધિ ન જોઇએ. કર્તા કારયિતા પ્રભુ છે એમ સમજવું, સિદ્ધિ-અસિદ્ધિ જય-પરાજયની દરકાર ન કરવી અને ફળ માત્ર પ્રભુને સમર્પી દેવાં એ જ ખરો સંન્યાસ છે. આ રીતે જોતાં, કર્મસંન્યાસ અને કર્મયોગ વચ્ચેનો ભેદ વિલય પામી જાય છે. 'કર્મસંન્યાસ' એટલે કર્મ ત્યજી દેવાં; અને 'કર્મયોગ' એટલે ઉપર કહ્યું તેવું જે સાંખ્યજ્ઞાન વા 'બુદ્ધિ' તેને કર્મને લાગુ પાડવી. ઉભય આત્મદૃષ્ટિએ એક જ છે.

(૪) હવે જે પ્રભુને કર્મો અને એનાં ફળ સમર્પી દેવાનાં છે તેનું સ્વરૂપ સમજવું જોઇએ: ભૂમિ, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એમ આઠ પ્રકારની પરમાત્માની અપરા પ્રકૃતિ છે; અને જીવ એ એની પરા પ્રકૃતિ છે. આમ પરા અને અપરા મળી પરમાત્માની

સમસ્ત પ્રકૃતિ બનેલી છે. આ પ્રકૃતિનાં જે અસંખ્ય સ્વરૂપો વિશ્વમાં વ્યાપેલાં છે એ પરમાત્માનાં જ સ્વરૂપો છે. પણ એ સ્વરૂપો પૈકી કેટલાંક એવાં છે કે જેમાં પરમાત્માની વિભૂતિ સ્પષ્ટ અને સવિશેષપણે પ્રકટ થાય છે. એ વિભૂતિઓનાં થોડાંક ઉદાહરણો આપી જઈને કૃષ્ણ અર્જુનને કહે છેઃ "જે જે વિભૂતિવાળું સત્ત્વ હોય, શ્રીવાળું હોય, અને ઊર્જસ્વી હોય—તે તે મારા તેજમાંથી જ ઉત્પન્ન થયું છે એમ સમજ. અથવા વિશેષ શું કહું ? આ સઘળું વિશ્વ હું મારા એક અંશમાત્રથી વ્યાપીને રહ્યો છું." આ દર્શન કરતાં કરતાં અર્જુનને જ્યારે પ્રભુકૃપાથી વિશ્વરૂપદર્શન થાય છે ત્યારે એને દેખાય છે કે સઘળું વિશ્વ ઈશ્વરેચ્છાને વશ રહીને જ પ્રવર્તે છે.

(૫) કર્મ કેવી રીતે કરવાં એ પ્રશ્નનો ઉત્તર થયો—અહંકર્તૃત્વના અભિમાનરહિત અને ફલાભિસન્ધિરહિત થઈને કરવાં, અને જે કરવાં તે પ્રભુને સમર્પી દેવાં. પણ હજી કયાં કર્મ કરવાં અને કયાં ન કરવાં, કયાં સારાં અને ક્યાં ખોટાં એ પ્રશ્ન વિચારવાનો રહે છે. એના સંબન્ધમાં ભગવદ્‌ગીતા કહે છે કે આ પ્રશ્ને જ્ઞાનીઓને પણ મૂંઝવ્યા છે. વસ્તુતઃ શાસ્ત્રે તે તે વર્ણ માટે જે જે કર્મો ઠરાવ્યાં છે તે જ કરવાં. શાસ્ત્રોએ એ કર્મો ગમે તેમ ઠરાવી દીધાં નથી, પણ તે તે વર્ણના સ્વભાવ અને ગુણનો વિચાર કરીને ઠરાવ્યાં છે. જુદા જુદા વર્ણનાં જુદાં જુદાં કર્મો છે એટલું જ નહિ, પણ સારાં ખોટાં કર્મોના મનુષ્યમાત્રને લાગુ પડતો એવો વિભાગ છે—તે એ કે અમુક ગુણ 'દૈવી સંપત્' ને નામે ઓળખાય છે, અને અમુક 'આસુરી સંપત્'ને નામે ઓળખાય છે. આ ગુણોની યાદી ઉપરથી અમુક કર્મ સારૂં કે ખોટું એનો નિર્ણય સ્હેલાઇથી કરી શકાય છે. પણ સારા-ખોટાની વધારે સૂક્ષ્મ કસોટી જોઇતી હોય તો તે સત્ત્વ–રજસ્ અને તમસ્ એ ત્રણ પ્રકૃતિના ગુણોમાંથી મળે છેઃ સત્ત્વ એ ઉત્તમ ગુણ છે, રજસ્ મધ્યમ છે, તમસ્ કનિષ્ઠ છે. આમ સારાં–ખોટાં કર્મ વચ્ચે વિવેક કરવાની ત્રણ કસોટી બતાવીઃ સ્વધર્મ, દૈવાસુરસંપત્, અને ગુણત્રય.

(૬) ઉપર બતાવ્યો તેવો પોતપોતાના ધર્મનો વિચાર કરી સારાં કૃત્યો કરવાં ખોટાં ન કરવાં એમ કર્મની કેળવણી લેતાં લેતાં મનુષ્ય ઉચ્ચતાને પામે છે. તે માટે, કર્મ ન ત્યજતાં પ્રભુને શરણે થઈ જવું એ પરમ શ્રેયનો માર્ગ છે. જે પ્રભુને શરણે થઇ જાય છે–તેને પ્રભુ સર્વ પાપથી મુક્ત કરી પોતાનો કરી લેછે.

[ આ પ્રમાણે—સર્વ ટીકાકારોને સંમત એવા આ ભગવદ્ગીતાના મુખ્ય સિદ્ધાન્ત છે. એક પ્રશ્ન સંબન્ધી ટીકાકારોમાં મ્હોટો મતભેદ છે–તે એ કે ગીતાનો સિદ્ધાન્ત જ્ઞાન શમ અને અદ્વૈતનો છે કે ભક્તિ કર્મ અને દ્વૈતનો છે? આનો ઉત્તર કોઇક એક આપે છે, કોઇક બીજો આપે છે. આખા ગ્રન્થનો ઝોખ જો કે બીજા ઉત્તરને અનુકૂળ જણાય છે, તથાપિ પહેલા ઉત્તરને રુચતાં થતાં એવા વચનો પણ થોડાં નથી. આ વિરોધનો ખરો ખુલાસો ગીતાનો અધિકારી કેવી જાતનો છે એ વિચારવામાંથી મળી આવશે. એ વિચાર તે એ કે કૃષ્ણ અને અર્જુન નામાન્તરે નારાયણ અને નર—તે એક બીજાના પરમ સખા છે એમ મહાભારત અને ગીતા કહે છે, તે-"**द्वा सुपर्णा सयुजा सखाया**"-વાળી ઋચા અને ઉપનિષદ્વાક્યનો જ અનુવાદ છે. એટલે ગીતામાં પરમાત્મા શાસ્તા છે અને સામાન્ય મનુષ્ય—જે ઉત્તમ જ્ઞાની નથી અને અધમ વિષયી પણ નથી—એ શિષ્ય છે એ વાત યાદ રાખીને જ ગીતાનું તાત્પર્ય શોધવાનું છે. એવા મનુષ્યને કર્મ ભક્તિ અને દ્વૈતના ઉપદેશનો જ અધિકાર છે તેથી આ જાતનાં વાક્ય ભગવદ્ગીતામાં વિશેષ ભાગે છે. પણ આ કરતાં જેનો અધિકાર વધારે ઉચ્ચ છે તેને માટે જ્ઞાન શમ અને અદ્વૈતનો બોધ પણ કોઇ કોઇ સ્થળે સૂચવ્યો છે. ]

## ઊતારા.*

१. न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च
किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ।
गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके
हत्वार्थकामांस्तु गुरूनिहैव भुञ्जीय भोगान् रुधिरप्रदिग्धान् ॥
... ... ... ...
शिष्यस्तेहं शाधि मां त्वां प्रपन्नम् ।

* ભગવદ્ગીતા એ હિન્દુ ધર્મનો બહુ પ્રતિષ્ઠા પામેલો ગ્રન્થ હોવાથી એમાંથી બહુ વિસ્તારથી ઊતારા આપ્યા છે. દરેક ઊતારાના શ્લોકો મૂળમાં સાથે જ નથી; જુદા જુદા ભાગમાંથી પણ અત્રે એકઠા કર્યા છે, અને દરેકનો પ્રતિપાદ્ય વિષય એક એક શબ્દથી આરંભે સૂચવ્યો છે.

=[અધિકાર:] હે કૃષ્ણ! હું વિજયની ઇચ્છા રાખતો નથી-રાજ્યની રાખતો નથી, સુખની રાખતો નથી. હે ગોવિન્દ! આપણે રાજ્ય લઇને શું કરવું? ભોગ ભોગવીને કે જીવીને પણ શું કરવું? મહાનુભાવ ગુરુઓ( વડીલો )ને ન મારતાં, આ લોકમાં ભીખ માગવી તે સારી; પણ ગુરુઓને-ભલે એ સ્વાર્થપરાયણ હોય તો પણ—એમને મારીને 'રુધિરે ખરડયા' ભોગ શું હું ભોગવીશ?........હું તારો શિષ્ય છું, તને શરણે આવ્યો છું—મને તું ઉપદેશ દે.

२. देहिनोऽस्मिन् यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहान्तरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥
वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥
नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।

= [ અમૃતત્વ: ] જેમ દેહી( દેહધારી આત્મા )ને આ દેહમાં કૌમાર યૌવન અને જરા પ્રાપ્ત થાય છે તેમ જ દેહાન્તર ( મરણ પછી બીજો દેહ ) પ્રાપ્ત થાય છે. જ્ઞાની પુરુષ એમાં મોહ પામતો નથી. જેમ કોઇ પુરુષ જૂનાં વસ્ત્ર ત્યજી બીજાં નવાં ગ્રહણ કરે છે, તેમ દેહી જૂનાં શરીર ત્યજી નવાં પ્રાપ્ત કરે છે. આ( આત્મા )ને છેદી શકાતો નથી, બાળી શકાતો નથી, ભીંજવી શકાતો નથી, સૂકવી શકાતો નથી: એ નિત્ય, સર્વગત, સ્થિર, અચલ, સનાતન છે.

જે અસત્ છે તે સત્ થઇ શકતું નથી, જે સત્ છે તે અસત્ થઇ શકતું નથી.

३. प्रजहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितधीर्मुनिरुच्यते ॥

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ।
इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥
आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी ॥

= [ **સ્થિતપ્રજ્ઞઃ** ] જ્યારે મનમાં રહેલી સઘળી કામનાઓને ત્યજી દેછે, અને આત્માવડે આત્મામાં તુષ્ટ રહે છે ત્યારે એ પ્રકારનો મુનિ ‘ સ્થિતપ્રજ્ઞ ’ કહેવાય છે. દુઃખમાં જેનું મન ઉદ્વેગ પામતું નથી અને સુખમાં જેની સ્પૃહા રહેલી નથી, જેનાં રાગ ભય અને ક્રોધ ગયાં છે એ મુનિ ‘ સ્થિતપ્રજ્ઞ ’ કહેવાય છે. જેની ઇન્દ્રિયો વશ છે તેની પ્રજ્ઞા ( બુદ્ધિ ) સ્થિર ( સ્વવશ ) છે. ઇન્દ્રિયો જાય છે તેની પાછળ જ્યારે મન જાય છે, ત્યારે એ પ્રજ્ઞાને હરી જાય છે—જેમ જળમાં વાયુ નાવને ખેંચી જાય તેમ. જે સર્વ ભૂતો(પ્રાણીમાત્ર)ની રાત્રિ છે, તેમાં સંયમી ( સંયમવાળો, સ્થિતપ્રજ્ઞ મુનિ ) જાગે છે; જેમાં ભૂતો જાગે છે તે જ્ઞાની મુનિની રાત્રિ છે. જેમ જળ સમુદ્રમાં પેસે છે અને એ રીતે જળથી ભરાતાં છતાં સમુદ્ર અચળ સ્થિતિમાં ( પોતાની મર્યાદામાં ) રહે છે, તે જ રીતે જેનામાં સર્વે કામનાના પદાર્થો પ્રવેશ કરે છે તે શાન્તિ પામે છે, એ કામનાના પદાર્થો માટે જે કામના ધરાવે છે તે શાન્તિ પામતો નથી.

४. लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥

न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥
नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥
कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥
योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥
अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥
यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहङ्कारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥
काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥

= ( **કર્મયોગ:** ) હે પવિત્ર અર્જુન ! આ લોકમાં પૂર્વે મેં બે પ્રકારની નિષ્ઠા (ગતિ–માર્ગ) બતાવી છેઃ જ્ઞાનયોગ વડે સાંખ્યોની, અને કર્મયોગ વડે યોગીઓની. માત્ર કર્મ ન કરવાં એટલાથી પુરુષ નિષ્કર્મ દશા પ્રાપ્ત કરતો નથી; કર્મ ત્યજવાથી જ એ સિદ્ધિ પામતો નથી. કોઇ એક ક્ષણવાર પણ કર્મ કર્યા વગર રહેતો નથી. સર્વ, પ્રકૃતિથી ઉત્પન્ન થતા ગુણો વડે અવશ રહીને, કર્મ કરાવાય છે. અવશ્ય કર્મ તું કર; કર્મ અકર્મ કરતાં અધિક છે. અકર્મવાળાથી શરીરનો નિર્વાહ પણ બની શકતો નથી. કર્મમાં જ તારો અધિકાર છે, ફળમાં કદી નહિ. કર્મનાં ફળનો ઉદ્દેશ રાખીશ નહિ;

આ કર્મમાં તારો સંગ મા હો. યોગસ્થ થઇ, સંગ ત્યજીને સિદ્ધિ–અસિદ્ધિ માટે સમતા રાખીને હે અર્જુન! કર્મ કરઃ સમતા એ યોગ કહેવાય છે. કર્મનાં ફળ ઉપર આશ્રય કર્યા વગર જે કર્તવ્ય કર્મ કરે છે, તે સંન્યાસી અને યોગી છે–અગ્નિરહિત કે ક્રિયારહિત એ (સંન્યાસી કે યોગી) નથી. હે પાંડવ! જેને સંન્યાસ કહે છે તેને જ યોગ જાણઃ જેણે સંકલ્પનો સંન્યાસ કર્યો નથી તે યોગી થઇ શકતો નથી. સર્વ પ્રકારે પ્રકૃતિના ગુણ થકી જ કર્મ કરવામાં આવે છેઃ અહંકાર('હું કરૂં છું'–બુદ્ધિ)થી જેનો આત્મા મૂઢ બની ગએલો છે તે 'હું કર્તા છું' એમ માને છે. કામ્ય કર્મનો ન્યાસ (ત્યાગ) એને ડાહ્યા પુરુષો સંન્યાસ કહે છે; સર્વ કર્મફલનો ત્યાગ તેને જ્ઞાની જનો ત્યાગ કહે છે.

૯. यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ।
एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥

= (કર્તવ્ય કર્મઃ) યજ્ઞ, દાન અને તપ એ કર્મ ત્યજવાં નહિ; એ કરવાં. યજ્ઞ, દાન અને તપ એ જ્ઞાની જનોને પવિત્ર કરે છે. આ કર્મો, સંગ અને ફળ ત્યજીને કરવાં જ એવો હે પાર્થ! મારો નિશ્ચિત ઉત્તમ મત છે.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥
अनुद्वेगकरं वाक्यं सत्यप्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥
मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत् तपो मानसमुच्यते ॥

= દેવ દ્વિજ ગુરુ અને જ્ઞાની જનનું પૂજન, શૌચ, આર્જવ, બ્રહ્મચર્ય અને અહિંસા—એ શારીર તપ કહેવાય છે. ઉદ્વેગ કરે નહિ તથા સત્ય પ્રિય અને હિત હોય એવી વાણી, અને સ્વાધ્યાયનો અભ્યાસ એ વાઙ્મય તપ

કહેવાય છે. મનનો પ્રસાદ, સૌમ્યપણું, મૌન, આત્માનો નિગ્રહ, અને ભાવશુદ્ધિ—એ માનસ તપ કહેવાય છે.

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः।
ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः॥
स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।

= ચાતુર્વર્ણ્ય ( ચાર વર્ણનો જનસમાજ ) ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે મેં સર્જ્યું છે. હે પરંતપ! બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રનાં કર્મ એમના સ્વભાવજન્ય ગુણે કરી, વિભાગ પામેલાં છે. પોતપોતાના કર્મમાં આનન્દથી લાગેલો પુરુષ સારી સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

६. आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते॥

= [ **જ્ઞાનઃ** ] જે યોગારૂઢ થવા ઇચ્છે છે તેને માટે કર્મ એ કારણ કહેવાય છે; એ જ જ્યારે યોગારૂઢ થઇ જાય છે, ત્યારે શમ કારણ કહેવાય છે.

सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते
द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे
स्वाध्यायज्ञान य ज्ञाश्च यतयः शंसितव्रताः
श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप
सर्वं कर्माखिलं पार्था ज्ञाने परिसमाप्यते।

= બીજાં સર્વ ઇન્દ્રિયોનાં કર્મોને અને પ્રાણનાં કર્મોને જ્ઞાનથી પ્રદીપ્ત એવા આત્મસંયમરૂપી યોગાગ્નિમાં હોમે છે. કેટલાક દ્રવ્યયજ્ઞ કરે છે, કેટલાક તપોયજ્ઞ, કેટલાક યોગયજ્ઞ; અને કેટલાક સારા વ્રતવાળા યતિઓ સ્વાધ્યાયયજ્ઞ અને જ્ઞાનયજ્ઞ કરે છે. દ્રવ્યમય યજ્ઞ કરતાં, હે પરંતપ! જ્ઞાનયજ્ઞ વધારે સારો છે. હે પાર્થ! સર્વ કર્મ જ્ઞાનમાં પરિસમાપ્તિ પામે છે.

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ।
तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ।
उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ॥
यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते तथा ॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન! ચાર પ્રકારના સુકૃતકારી જનો મને ભજે છે: આર્ત (દુઃખી), જિજ્ઞાસુ, અર્થાર્થી (રાજ્ય દ્રવ્ય વગેરેની ઇચ્છા કરનાર), અને જ્ઞાની: એમાં જે નિત્યયુક્ત અને એકભક્તિવાળો જ્ઞાની તે ચઢે છે. હું જ્ઞાનીને અત્યન્ત પ્રિય છું, અને એ મને પ્રિય છે. એ સર્વ સારા છે પણ તેમાં જ્ઞાની તે મારો આત્મા જ છે એમ હું માનું છું.

હે અર્જુન! જેમ પ્રજવળેલો અગ્નિ કાષ્ઠને ભસ્મ કરી નાંખે છે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી નાંખે છે.

७. अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥
दम्भो दर्पोभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ।
दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोसि पाण्डव ॥
द्वौ भूतसर्गौ लोकेस्मिन्दैव आसुर एव च ।

दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥
प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥
असत्यमतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहेतुकम् ॥
एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥
काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान् प्रवर्तन्तेऽशुचिव्रताः ।
चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदितिनिश्चिताः ॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥
इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥
असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोहमहं भोगी सिद्धोहं बलवान् सुखी ॥
आढ्योभिजनवानस्मि कोऽन्योस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥
अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥
आत्मसंभाविता स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्परदेहेषु प्रद्विषन्तोभ्यसूयकाः ॥

[**દૈવાસુરસંપદ્વિભાગઃ**] = અભય, સત્ત્વશુદ્ધિ, જ્ઞાન અને યોગમાં વ્યવસ્થિત રહેવું, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ (ઋજુતા–સીધાપણું) અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, અપૈશુન (ચાડી ન કરવી), પ્રાણીઓમાં દયા, અલોલુપતા, મૃદુતા, અચાપલ (ધાંધળ–તોફાન ન કરવું) તેજ, ક્ષમા, ધૈર્ય, શૌચ, અદ્રોહ, અતિમાની ન હોવું—તે હે ભારત! જે દૈવી સંપત્ લઇને જન્મ્યો છે તેનામાં હોય છે. દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, પરુષતા (કઠોરતા) અને અજ્ઞાન એ જે આસુરી સંપત્ લઇને જન્મ્યો છે તેનામાં હોય છે. દૈવી સંપત્ મોક્ષ આપે છે, અને આસુરી સંપત્ બન્ધ ઉત્પન્ન કરે છે એમ મનાએલું છે. હે પાણ્ડવ! તું શોક કરીશ નહિઃ દૈવી સંપત્ લઇને તું જન્મ્યો છે. આ લોકમાં બે પ્રકારનાં પ્રાણીઓ સર્જાએલાં છેઃ દૈવ અને આસુર. દૈવ વિસ્તારપૂર્વક કહ્યો; હે પાર્થ! આસુર સાંભળ. પ્રવૃત્તિ અને નિવૃત્તિ (શું કરવું યોગ્ય અને શું ન કરવું યોગ્ય) એ આસુર જનો જાણતા નથી. તેઓમાં શૌચ, આચાર કે સત્ય હોતું નથી. જગત્ અસત્ય છે, કશામાં (પરતત્ત્વમાં) એ રહેલું નથી, એનો કોઈ નિયન્તા નથીઃ એક બીજાના સંબન્ધથી ઉત્પન્ન થએલું છે. બીજું શું? કામ એ જ એનું કારણ છેઃ આવી દૃષ્ટિ ગ્રહણ કરવાથી જેમનો આત્મા નાશ પામ્યો છે અને જેઓ અલ્પબુદ્ધિ છે તેઓ ઉગ્ર કર્મવાળા અને જગતના શત્રુ હોઈ જગતનો નાશ કરવા તૈયાર થાય છે. કદી તૃપ્ત થાય નહિ એવો કામ ધારણ કરીને દંભ માન અને મદથી યુક્ત મોહવડે અસત્ સિદ્ધાન્ત ગ્રહણ કરીને અશુચિ ચારિત્રવાળા પ્રવૃત્તિ કરે છે. પ્રલય પર્યન્તની અમાપ ચિન્તા ધારણ કરે છે, કામોપભોગ એ જ પરમ વસ્તુ છે એમ માને છે–અને આટલું જ છે એમ નિશ્ચય કરી બેઠા છે. સેંકડો આશાનાં બન્ધનથી બંધાએલા છે, કામ અને ક્રોધને વશ છે. કામ ભોગવવા માટે અન્યાયથી ધનસંચય કરવા પ્રવર્તે છે. આ મેં આજ મેળવ્યું, આ મનનું ધાર્યું હું મેળવીશ; આ ધન છે અને વળી આ થશે; પેલો શત્રુ મેં માર્યો અને પેલાને મારીશ; હું ધણી છું, ભોગવિલાસ ભોગવું છું, કૃતકૃત્ય બલવાન છું, સુખી છું, ધનવાન છું, કુલવાન છું, મારા જેવો બીજો કોણ છે? યજ્ઞ કરીશ, દાન કરીશ, આનન્દ કરીશ—એમ અજ્ઞાનથી મોહમાં પડેલા, અનેક વિચારથી ડહોળાતા, મોહજાળથી છવાએલા, કામભોગમાં આસક્ત એવા એ જનો અશુચિ નરકમાં પડે છે તેઓ પોતે પોતાને મ્હોટા માને છે, ધન માન અને મદથી ભરેલા છે. તેઓ માત્ર

નામના યજ્ઞથી દંભવડે, વિધિપૂર્વક યજન કરે છે. અહંકાર, બળ, દર્પ, કામ અને ક્રોધનો આશ્રય કરે છે. અને મારો પરમાત્મા પોતાના અને પારકાના દેહમાં દ્વેષ કરે છે, અસૂયા કરે છે.

८. सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ।
तत्र सत्त्वं निर्मलत्वात् प्रकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ।
रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ।
तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥

૮. [ત્રણ ગુણ] સત્ત્વ રજસ્ અને તમસ્ એવા પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ગુણ છે. તે હે મહાબાહુ ! દેહમાં રહેલા અવ્યય દેહીને (આત્માને) બાંધે છે. તેમાં હે નિષ્પાપ અર્જુન ! સત્ત્વ જે નિર્મલ હોવાથી પ્રકાશક અને નિર્દોષ છે તે જીવને સુખના સંગથી અને જ્ઞાનના સંગથી બાંધે છે. રજસ્‌ને રાગરૂપ જાણ–એ તૃષ્ણાના સંગથી ઉત્પન્ન થએલું છે; એ જીવને કર્મના સંગથી બાંધે છે. હે ભારત ! તમસ્‌ને અજ્ઞાનથી ઉત્પન્ન થએલું જાણ; એ સર્વ જીવોને મોહમાં નાંખે છે, અને પ્રમાદ, આલસ્ય અને નિદ્રાવડે એને બાંધે છે.

९. यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ।
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ।
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥
त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
वेदान्तकृद्वेदविदेव चाहम् ।

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्टवा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान् दिवि देवभोगान्॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥

= [ **સ્વર્ગ અને મોક્ષ: વેદ અને વેદાન્ત:** ] આ જે પુષ્પિતા વાણી ( શબ્દાલંકારરૂપી, ખરા ફળવિનાની મોહક વાણી ) અજ્ઞાનીઓ વદે છે. અજ્ઞાનીઓ કે જે વેદવાદમાં રમમાણ છે અને એ સિવાય બીજું કાંઇ નથી એમ કહે છે, જેઓનો આત્મા કામથી ભરપૂર છે, સ્વર્ગ એ જેમની પરાગતિ છે, જેઓ જન્મ અને કર્મનાં ફળને આપનારી અને વિવિધ પ્રકારની ક્રિયાથી ભરેલી એવી ભોગ અને ઐશ્વર્યની ગતિ પ્રત્યે વળેલા છે, અને ભોગ-ઐશ્વર્યમાં પ્રસક્ત થઇ એ લાલસાથી જેમનાં ચિત્ત હરાઇ ગયાં છે તેઓમાં સમાધિને માટે જે નિશ્ચયાત્મક જ્ઞાન જોઇએ તે નથી.

વેદ ત્રણ ગુણોને વિષય કરે છે; હે અર્જુન ! તું નિસ્ત્રૈગુણ્ય ( ત્રણ ગુણોથી પર) થા. વેદાન્તનો કર્તા અને વેદનો જાણનાર હું જ છું ત્રણ વેદમાં કુશળ અને સોમપાન કરનારા એવા જનો પાપરહિત થઇને યજ્ઞવડે યજન કરીને સ્વર્ગની ઇચ્છા રાખે છે. તે પુણ્યશાળીના સુરેન્દ્રલોકને પામીને સ્વર્ગમાં દેવોને ભોગવવાના એવા દિવ્ય ભોગો ભોગવે છે. તે એ વિશાળ સ્વર્ગલોકને ભોગવીને, પુણ્ય ખપી જતાં, મર્ત્યલોકમાં અવતરે છે. આ પ્રમાણે જેઓ ત્રયી( વેદ )ધર્મને વળગેલા છે તેઓ કામ( ઇચ્છાના વિષય)ની કામનાવાળા હોવાથી જા-આવ (સ્વર્ગ અને આ લોક વચ્ચે) કરે છે. હે અર્જુન ! બ્રહ્મભુવન પર્યન્તના લોકમાંથી પુનરાવૃત્તિ થાય છે; પણ હે કૌન્તેય ! મને પામીને પુનર્જન્મ રહેતું નથી.

१०. अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहङ्कारः समदुःखसुखः क्षमी ।

सन्तुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः।
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः।
विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

= [ **ભક્ત જ્ઞાની:** ] સર્વ ભૂતો પ્રત્યે દ્વેષરહિત, મૈત્ર અને કરુણ ( મૈત્રી અને કરુણાની ભાવનાવાળો ), મમકારરહિત, અહંકારરહિત, સુખદુઃખમાં સમાન, ક્ષમાવાન, હમેશાં સન્તુષ્ટ, યોગી, સંયમી, દૃઢ નિશ્ચયવાન, અને જેણે મન અને બુદ્ધિ મારામાં અર્પી દીધાં છે—એવો જે મારો ભક્ત તે મને પ્રિય છે.

જેનાથી લોક ઉદ્વેગ પામતા નથી, અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી, જે હર્ષ ક્રોધ અને ભયના ઉદ્વેગથી મુક્ત હોય એ મને પ્રિય છે.

વિદ્યા અને વિનય( શીલ )થી સંપન્ન એવા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં, અને ઢેડમાં—જ્ઞાનીઓ સમાનદૃષ્ટિવાળા હોય છે.

११. इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥
क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥
महाभूतान्यहङ्कारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्चचेन्द्रियगोचराः ॥
इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत् क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ।
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ।
एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ।
मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥
रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ।
पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ।
बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ।
बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ।
य चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान् विद्धि न त्वहं तेषु ते मयि ।
त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ।
यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ।
अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥

= [પરમાત્મા] હે અર્જુન! આ શરીર 'ક્ષેત્ર' કહેવાય છે; અને એને જે જાણે છે તેને એ વિષે જાણનારાઓ 'ક્ષેત્રજ્ઞ' કહે છે. હે ભરતવંશજ! સર્વ ક્ષેત્રમાં ક્ષેત્રજ્ઞ મને જ જાણ: ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તેને હું જ્ઞાન માનું છું. મહાભૂતો (પંચમહાભૂત-પૃથ્વી આદિ), અહંકાર( હું બુદ્ધિ), અને અવ્યક્ત, દશ અને એક ઇન્દ્રિયો (પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય અને મન), પાંચ ઇન્દ્રિયોના વિષય ( પંચ તન્માત્રા ), ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત (દેહસંઘાત), ચેતના, અને ધૃતિ (જીવન, શરીરનું ટકવું)—આ ટૂંકામાં વિકાર સહવર્તમાન ક્ષેત્ર કહ્યું.

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન બુદ્ધિ અને અહંકાર—એમ આઠ પ્રકારની મારી પ્રકૃતિ છે. આ અપરા પ્રકૃતિ છે. એથી ભિન્ન જે મારી પરા પ્રકૃતિ છે એ જીવરૂપ બનેલી છે જાણ—જે વડે આ જગત્‌નું ધારણ થાય છે. આ સર્વ ભુતો એમાંથી ઉત્પન્ન થયાં છે એમ સમજ. હું આખા જગત્‌નું પ્રભવ અને પ્રલયસ્થાન છું. હે અર્જુન! મારાથી પર ( અધિક ) એવું કાંઈ જ નથી. મારામાં આ સઘળું પરોવાએલું છે—સૂત્રમાં મણિ-ગણની પેઠે. હે કૌન્તેય! જળમાં રસ તે હું છું, ચન્દ્ર અને સૂર્યનું તેજ હું છું, સર્વવેદમાં ૐકાર હું છું, આકાશમાં શબ્દ હું છું, પુરુષમાં પુરુષત્વ હું છું. પૃથ્વીમાં પુણ્ય ગન્ધ હું છું, અગ્નિમાં તેજ હું છું. સર્વ ભૂતોમાં જીવન (ચૈતન્ય) હું છું, તપસ્વીઓમાં તપ હું છું. હે પાર્થ! સર્વભૂતોનું સનાતન બીજ તું મને જાણ. બુદ્ધિમન્તોની બુદ્ધિ હું છું, તેજસ્વીઓનું તેજ હું છું બલવાનનું બલ—કામ અને રાગ રહિત બલ—હું છું. હે ભરતકુળમાં ઉત્તમ! પ્રાણીઓમાં ધર્મથી અવિરુદ્ધ એવો જે કામ તે હું છું જે સાત્ત્વિક રાજસ અને તામસ ભાવ છે તે મારામાંથી જ ઉત્પન્ન થએલા તું જાણ. હું એમનામાં (આશ્રય કરી રહેલો) નથી. તેઓ મારામાં ( આશ્રય કરી રહેલા ) છે. આ ત્રણ ગુણોના ભાવથી મોહમાં પડેલું આ આખું જગત્ એ ગુણોથી પર અને અવ્યય એવા મને ઓળખતું નથી. જે જે વિભૂતિવાળું શ્રીમત્ અને ઊર્જસ્વી છે તે તે મારા તેજમાંથી ઉત્પન્ન થએલું સમજ. અથવા આ બહુ જાણ્યાથી શું? હે અર્જુન! હું આ આખા જગતને મારા એક અંશથી વ્યાપીને રહ્યો છું.

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम्
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः।
अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ।
सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तःस्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ।
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ।
यस्मात् क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥

=જે તેજ આદિત્ય( સૂર્ય )માં રહેલું હોઇ આખા જગતને પ્રકાશ આપે છે, જે ચન્દ્રમામાં છે, જે અગ્નિમાં છે—એ મારૂં તેજ જાણ.

પૃથ્વીમાં પેશીને ઓજસ્ ( બળ ) વડે ભૂતોનું હું ધારણ કરૂં છું. અને રસાત્મક સોમ ( ચન્દ્ર ) થઇને ઓષધીઓનું પોષણ હું કરૂં છું. વૈશ્વાનર અગ્નિ થઇને પ્રાણીઓના દેહમાં હું રહેલો છું, અને પ્રાણ-અપાન ( વાયુ )-યુક્ત થઇને ચાર પ્રકારનું અન્ન હું પચાવું છું. સર્વના હૃદયમાં હું રહેલો છું. મારાથી સ્મૃતિ, જ્ઞાન, અને વિસ્મૃતિ થાય છે. સર્વ વેદોથકી જાણવાનો પદાર્થ હું જ છું, વેદાન્તનો કર્તા અને વેદનો જાણનાર હું જ છું.

લોકમાં આ બે પુરુષો છે—ક્ષર અને અક્ષરઃ સર્વ ભૂતો તે ક્ષર, કૂટસ્થ તે અક્ષર કહેવાય છે. ઉત્તમ પુરુષ જુદો છે—એ પરમાત્મા કહેવાય છે—જે ત્રણ લોકમાં પ્રવેશીને એનું ભરણ કરે છે—જે અવ્યય અને ( નિયન્તા ) ઇશ્વર છે. હું ક્ષરથી પર છું તેથી, અને અક્ષરથી ઉત્તમ (પર) છું તેથી, લોકમાં અને વેદમાં પુરુષોત્તમ રૂપે પ્રસિદ્ધ છું.

१२. नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानासि मां यथा ।
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ।
मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥

=[સાધન:] ન વેદથી, ન તપથી, ન દાનથી, ન યજ્ઞથી—હું એવો જોઇ શકાઉં છું—જેવો તેં મને જોયો છે. હે અર્જુન! હે પરંતપ! અનન્ય ભક્તિથી હું એ પ્રકારનો જાણી શકાઉં છું, જોઇ શકાઉં છું, તત્ત્વતઃ પ્રવેશી શકાઉં છું.

જે મારાં કર્મ કરે છે, મને પરમ જાણે છે, મારો ભક્ત છે, અને સંગરહિત છે, તથા સર્વ ભૂતમાં વૈરરહિત છે તે હે પાણ્ડવ! મને પામે છે.

१३. पत्रं पुष्पं फलं तोयं यन्मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ।
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत् तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

= [સ્વાર્પણ:] પત્ર પુષ્પ ફળ જળ જે તું મને ભક્તિવડે લાવીને અર્પે છે તે હું તારૂં યતાત્માનું આરોગું છું. જે તું કરે છે, ખાય છે, હોમે છે, દાન કરે છે, તપ કરે છે તે—હે કૌન્તેય! મને અર્પણ કર.

१४. सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ।
ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ।

तमेव शरणं गच्छ सर्वभावेन भारत।
तत्प्रसादात् परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम्।
इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु॥

= [પ્રપત્તિઃ] સર્વ ધર્મ ત્યજીને મને એકને શરણે આવ. હું તને સર્વ પાપથકી મુક્ત કરીશ.

હે અર્જુન! ઈશ્વર સર્વભૂતોના હૃદયદેશમાં રહે છે—યન્ત્રે ચઢેલાં સર્વ ભૂતોને માયાથકી ભમાવતો (ફેરવતો) હે ભારત! એને જ તું શરણે જા. એના પ્રસાદથકી તું પરમ શાન્તિ, શાશ્વત સ્થાન પ્રાપ્ત કરીશ. ગુહ્ય એવું જે જ્ઞાન તે મેં આ તને કહ્યું. એનો પૂરેપૂરો વિચાર કરીને જેમ ઇચ્છામાં આવે તેમ કર.

[ भग. गीता. ]

---

૧૯.

# ષડ્દર્શન.

૧. સંસ્કૃતકાળના પૂર્વાર્ધમાં, એટલે કે વૈદિક યુગની પછી ઈ. સ. પૂર્વે ૬૦૦ ના અરસામાં મહાવીર સ્વામી અને ગૌતમ બુદ્ધ થયા તે વખતમાં, દર્શનોની ઉત્પત્તિ થઇ છે. તેમાં એક બે દર્શનના અંકુર તો એ કરતાં પણ વહેલા ફૂટયા હતા એમ કહીએ તો ચાલે. ‘દર્શન’ એટલે જોવાનું સાધન. ખાસ વેદનાં સત્યો જોવા માટે બ્રાહ્મણ શાસ્ત્રકારોએ છ જુદાં જુદાં શાસ્ત્રો–સૂત્ર આકારે–રચ્યાં છે, એ ‘ષડ્-દર્શન’ કહેવાય છે. બ્રાહ્મણ અને ઉપનિષદ્ ગ્રન્થોમાં કર્મ અને જ્ઞાનનો જે ઉપદેશ કર્યો છે એમાં કાંઈ પરસ્પર વિરુદ્ધ જેવું દેખાય, કાંઇ ન સમજાય એવું હોય, ઇત્યાદિ સઘળું બંધબેસતું અને સમજાય એવું કરવા માટે આ દર્શનો રચાયાં છે. એ દર્શનોનાં સૂત્રોથી

તે તે દર્શનનો આરંભ થયો મનાય છે, પણ વસ્તુતઃ એ સૂત્રો કરતાં પણ એ દર્શનોનું તત્ત્વજ્ઞાન વધારે પ્રાચીન છે—એ તત્ત્વજ્ઞાનને જ સૂત્રરૂપે વ્યવસ્થિત અને ઉપસ્થિત કરવામાં આવ્યું છે.

૨. એ ષડ્દર્શનનાં બે બે દર્શનનાં ત્રણ જોડકાં છેઃ બે સાંખ્ય, બે ન્યાય, અને બે મીમાંસા. બે સાંખ્ય તે એક **સાંખ્ય**, અને બીજું **યોગ**—જેમાંનું એક નિરીશ્વર સાંખ્યને, અને બીજું સેશ્વર સાંખ્યને નામે ઓળખાય છે. બે ન્યાય તે એક **વૈશેષિક**, અને બીજું સાંકડા અર્થમાં **ન્યાય** નામે ઓળખાય છે તે. બે મીમાંસા તે એક **પૂર્વમીમાંસા** વા ધર્મમીમાંસા, અને બીજી ઉત્તરમીમાંસા વા બ્રહ્મમીમાંસા—યાને **વેદાન્ત**. આમ તત્ત્વજ્ઞાનનાં છ બ્રાહ્મણદર્શનો છે.

૩. પ્રથમ દર્શન **સાંખ્ય દર્શન**. એ 'આદિવિદ્વાન' કપિલ મુનિએ રચ્યું છે. એ કપિલમુનિ ક્યારે થયા એ નક્કી થઇ શકતું નથી, પણ એમના આ દર્શનનાં કેટલાંક મૂળભૂત તત્ત્વો છેક અથર્વવેદ સંહિતામાં તેમજ કઠ શ્વેતાશ્વતર મૈત્રાયણ વગેરે ઉપનિષદ્‌માં પણ મળે છે. આ રીતે જોતાં સાંખ્યદર્શન એ અતિ પ્રાચીન દર્શન છે; પરંતુ તે જ સાથે એ પણ જાણવા જેવું છે કે એ દર્શનનાં સૂત્રોનો જે ગ્રન્થ અત્યારે જોવામાં આવે છે એ ઘણો નવીન છે—એટલો નવીન છે કે સાંખ્યદર્શનના બીજા કેટલાક ગ્રન્થો પણ એ કરતાં જૂના છે. આ દર્શન હિન્દુ ધર્મનું એક વખતે એવું માનીતું દર્શન હતું કે મહાભારત પુરાણાદિકમાં એનો ઉપદેશ સ્થળે સ્થળે પ્રધાન ઉપદેશ તરીકે અપાતો જોવામાં આવે છે. આ દર્શનનો સિદ્ધાન્ત એવો છે કે—આ સંસાર આધ્યાત્મિક આધિદૈવિક અને આધિભૌતિક એમ ત્રિવિધ તાપ-( દુઃખ )થી ભરેલો છે, અને તેમ થવાનું કારણ એ છે કે એમાં **પ્રકૃતિ** અને **પુરુષ** એવાં જે બે તત્ત્વો છે તે પરસ્પર શેળભેળ થઇ ગયાં છે. પુરુષ ( જીવાત્મા ) પ્રકૃતિ( આ જગત્ જેનું બનેલું છે તે ) થકી ભિન્ન છે, છતાં પોતાને પ્રકૃતિ સાથે ગૂંચવી નાંખી પ્રકૃતિની ક્રિયાઓને એ પોતામાં માની લે છે, અને એ રીતે એ પોતાનાં દુઃખ ઊભાં કરે છે. એ પ્રકૃતિથકી પુરુષ પોતે જુદો છે એમ સમજવું—'વિવેકખ્યાતિ'—તે મોક્ષનું સાધન. આ પ્રકૃતિ સત્ત્વ

રજસ્ અને તમસ્ એવા ત્રણ ગુણોની બનેલી છે, અને તે (ક્રમવાર) સુખ દુઃખ અને મોહ ઊપજાવે છે. આ દર્શનમાં ઇશ્વરનું અસ્તિત્વ માનવામાં આવતું નથી, કારણ કે પ્રકૃતિ પોતાની મેળે જ વિકાર પામી આ જગતરૂપે બને છે એમ માનીએ તો પછી ઇશ્વર માનવાની શી જરૂર ?

[પણ વસ્તુતઃ આ દર્શન મૂળ 'નિરીશ્વરવાદી' ન હતું એમ માનવાને સબળ પ્રમાણ છે. એ દર્શનનાં મૂળ તત્ત્વો ઉપર કહ્યું તેમ અથર્વસંહિતામાં તથા કઠ શ્વેતાશ્વતર વગેરે ઉપનિષદ્માં જોવામાં આવે છે, અને એ સર્વ ગ્રન્થો સ્પષ્ટ સેશ્વરવાદી છે. બીજું, મહાભારત પુરાણાદિક ગ્રન્થોમાં સાંખ્યદર્શનનાં તત્ત્વો સેશ્વરવાદ સાથે ભળેલાં છે. ત્રીજું, સાંખ્યસૂત્ર ઉપર સાંખ્યપ્રવચન-ભાષ્ય નામની જે પ્રતિષ્ઠિત ટીકા છે એના કર્તા વિજ્ઞાનભિક્ષુનું પણ એમ માનવું છે કે સાંખ્યદર્શનનું તાત્પર્ય ઇશ્વરનો પ્રતિષેધ કરવાનું નથી.]*

૪. **યોગદર્શનઃ** આ પતંજલિએ રચ્યું છે. સાંખ્યદર્શનમાં ( એના પાછળના રૂપમાં ) ઇશ્વર માનવામાં આવતો નથી, તે આમાં મનાય છે. તે સિવાય બીજી બધી બાબતમાં એ સાંખ્યના સિદ્ધાન્ત સ્વીકારે છે. વિશેષમાં, સાંખ્યે પ્રકૃતિપુરુષનો વિવેક કરવાનો બતાવ્યો છે તે કેવી રીતે કરવો તે માટેનાં સાધનો બતાવવાનો આ દર્શનનો મુખ્ય ઉદ્દેશ છે. ચિત્તવૃત્તિનો નિરોધ તે યોગ. અને યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગ. એ અષ્ટાંગ યોગના અનુષ્ઠાનથી બુદ્ધિનો મેલ કપાતો જાય છે, અને જ્ઞાન પ્રદીપ્ત થતું આવે છે—તે છેવટે પ્રકૃતિ પુરુષનો વિવેક સંપૂર્ણ રીતે પ્રકટે ત્યાં સુધી.

[ યોગનું લક્ષણ પતંજલિએ 'ચિત્તવૃત્તિનિરોધ' એવું આપ્યું છે, પણ 'યોગ' શબ્દના મૂળ અર્થમાં આ લક્ષણ રહેલું નથી. 'યોગ' એટલે લાગુ કરવું—જીવાત્માને પરમાત્મા સાથે જોડવો, અથવા તો સાંખ્યજ્ઞાનને અનુભવમાં ઊતારવું તે. આ મૂળ અર્થ પતંજલિ કરતાં પ્રાચીન છે, અને આ દર્શનનાં

* જુવો આ માટે વસન્તના અંકો, જેમાં આ વાત મેં સવિસ્તર પ્રમાણ આપીને પ્રતિપાદન કરી છે.

મૂળ તત્ત્વો છેક ઉપનિષદ્‌માં મળે છે, અને યોગનાં મુખ્ય અંગોનું અનુષ્ઠાન ગૌતમ બુદ્ધ ( ઈ. સ. પૂ. છઠ્ઠે વર્ષ )ના વખત પહેલાં પણ જાણીતું હતું. તેથી એટલું સિદ્ધ થાય છે કે પતંજલિનાં સૂત્રો એ યોગદર્શનનું આદ્ય પુસ્તક નથી.

૫. **વૈશેષિક દર્શનઃ** આ કણાદે રચ્યું છે. આ દર્શનમાં દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એમ છ પદાર્થો સૂત્રકારે માન્યા છે. અને એમાં ટીકાકારોએ અભાવ ઉમેરી—સાત પદાર્થો કર્યા છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાલ, દિશા, આત્મા અને મન—એમ નવ દ્રવ્ય છે. તેમાં પહેલાં ચાર તે તે દ્રવ્યનાં મૂળ પરમાણુઓમાંથી ( ન્હાનામાં ન્હાના અણુઓમાંથી ) બનેલાં છે, અને છેલ્લાં પાંચ તે નિત્ય અને નિરવયવ દ્રવ્ય છે. એ સર્વના **વિશેષ** કહેતાં ખાસ ધર્મ આ દર્શનમાં નક્કી કરવામાં આવ્યા છે, જેથી આત્મા અને બીજાં દ્રવ્યો વચ્ચે શો ફેર છે એ સમજાય. અને તે કારણથી આ દર્શનને **વૈશેષિક દર્શન** (પદાર્થોના વિશેષ યા ધર્મ સંબન્ધી દર્શન) કહે છે.

[ પરમાણુવાદ મહાવીર સ્વામી અને એમના શિષ્યોને જાણીતો હતો—અને આ દર્શન એમના જેટલું જ જૂનું એટલે ઇ સ. પૂર્વે છઠ્ઠે વર્ષના આશરાનું છે. ]

૬. **ન્યાયઃ** આ દર્શનનાં સૂત્રો ગૌતમે બનાવ્યાં છે. એમાં સત્ય જાણવાનાં પ્રમાણ સવિસ્તર ચર્ચ્યાં છે, તથા કેવી રીતે અનુમાન કર્યું હોય તો તે ખરૂં થાય અને એમાં કેવી ભૂલો થવાનો સંભવ ઇત્યાદિ બતાવ્યું છે. આ દર્શન દેહથી આત્મા ભિન્ન છે, જગતનો કર્તા છે વગેરે બાબતો અનુમાન વડે સિદ્ધ કરી દેખાડે છે. આ દર્શનનાં જૂનામાં જૂનાં તત્ત્વો પણ, વૈશેષિક દર્શનની માફક, ઉપનિષદ્ પછીનાં છે; બલ્કે ન્યાયદર્શન કાંઇક ગૌતમ બુદ્ધ પછીનું છે એમ કહીએ તો ચાલે.

૭. **મીમાંસાઃ** મીમાંસા વા પૂર્વમીમાંસા, એના કર્તા જૈમિનિ છે. વેદના બ્રાહ્મણભાગમાં યજ્ઞને લગતાં વાક્યો છે એમાં જે વિરોધ દેખાતા હોય તે કેવી રીતે ટાળવા, સન્દેહ ઊપજતા હોય તો તેનો શો નિર્ણય કરવો, તથા તે તે કર્મમાં દેવતા કોણ છે અધિકારી કોણ છે કર-

વાની રીત શી ઇત્યાદિ યજ્ઞને લગતી વિવિધ બાબતોનું સ્પષ્ટીકરણ કરવું, એ કામ આ દર્શન કરે છે; તથા એ કામને અંગે કોઇપણ વાક્યોના અર્થ શી રીતે નક્કી કરવા એ સંબન્ધી બહુ અગત્યનું જ્ઞાન આપે છે, તથા નિયમો રચે છે. ધર્મ એટલે કે કર્મ તે આ દર્શનનો વિષય હોવાથી એ ‘ ધર્મમીમાંસા ’ વા ‘ કર્મમીમાંસા ’ કહેવાય છે. વળી પ્રથમ કર્મ અને પછી જ્ઞાન, તેથી આ દર્શનને‘ પૂર્વમીમાંસા ’ પણ કહે છે.

૮. **વેદાન્તઃ** આના સૂત્રકાર **બાદરાયણ વ્યાસ** છે. વેદનો અન્ત અથવા તો સિદ્ધાન્ત ઉપનિષદ્‌માં રહેલો છે તેથી ઉપનિષદ્ તે વેદાન્તઃ અને એના ઉપદેશ સંબન્ધી વિચાર કરનારૂં, દર્શન તે વેદાન્તદર્શન. જેમ ઉપલું દર્શન ‘ધર્મ ( કર્મ ) મીમાંસા’ અને ‘પૂર્વમીમાંસા’ને નામે ઓળખાય છે, તેમ આ ‘બ્રહ્મમીમાંસા’ અને ‘ઉત્તરમીમાંસા’ને નામે પ્રસિદ્ધ છે. એમાં મુખ્યત્વે કરી—પરમાત્મા અને જીવાત્માના સ્વરૂપ વિષે, તેઓના સંબન્ધ વિષે, પરમાત્માને પામવાનાં સાધન વિષે, એ સાધન વડે પ્રાપ્ત કરવાનું ફલ—મુક્તિ—વિષે, વગેરે જ્ઞાનને લગતા અનેક મહત્ત્વના વિષય વિષે વિચાર કરવામાં આવ્યા છે. આ દર્શનનાં સૂત્ર ઉપર પાછળથી શંકરાચાર્યે વગેરે આચાર્યોએ ભાષ્ય (ટીકા) લખ્યાં છે.

[ ઉપનિષદ્ પછીના હિન્દુ ધર્મના ઇતિહાસના પૂર્વ ભાગમાં સાંખ્ય અને વેદાન્ત દર્શન એકત્ર ભળેલાં હતાં—પાછળથી એ સાંખ્ય દર્શન નિરીશ્વરવાદી થતાં, એ બે જુદાં પડ્યાં, અને વેદાન્તે સાંખ્યનું ખંડન કર્યું; એક રીતે જોતાં, વેદાન્ત એ સર્વ દર્શનમાં જૂનામાં જૂનું છે. કારણ કે ઉપનિષદ્‌માં પ્રતિપાદન કરેલું તત્ત્વજ્ઞાન એનું નામ જ વેદાન્ત છે. પણ એનો સૂત્રગ્રન્થ સાંખ્ય યોગ વૈશેષિક જૈન બૌદ્ધ વગેરે દર્શનોથી અર્વાચીન છે ]

૯. ઉપર બતાવેલાં છ દર્શનોનો પરસ્પર સંબન્ધ કેવી રીતનો છે એ જાણવા જેવું છે. ઉપનિષદ્‌માં એમ સિદ્ધાન્ત કર્યો કે ખરી વસ્તુ અજ્ઞાનને લીધે મનુષ્યને જણાતી નથી માટે જ્ઞાન પ્રાપ્ત કરવું. હવે એ સંબન્ધી પ્રશ્ન એ થાય છે કે અજ્ઞાન જે ખરી વસ્તુને જાણવા દેતું નથી અને જે સર્વ અનર્થનું મૂળ છે તે કેવી રીતે ટાળવું? એ પ્રશ્નનો સાંખ્ય ઉત્તર દે છે કે પ્રકૃતિ—પુરુષનો વિવેક કરીને. હવે, વિવેક કરવો કહેવું તો સહેલું છે, પણ તે શી રીતે કરવો એની રીત

બતાવવી જોઇએ. તે રીત યોગ બતાવે છે. પણ પ્રકૃતિ અને પુરુષ એ ભિન્ન પદાર્થો છે એવી ખાતરી શી રીતે થાય? તે તે પદાર્થોના વિશેષ ધર્મો જાણ્યાથી. એ ધર્મો વૈશેષિક દર્શન બતાવે છે. એ ધર્મો જાણવા માટે અનુમાનનો ઉપયોગ કરવો જોઇએ તે પદ્ધતિસર બતાવનાર દર્શન ન્યાય છે. વળી યોગદર્શન ઇશ્વરપ્રણિધાન ( ઇશ્વરનું ધ્યાન ) કરવાનું કહે છે તે પણ ઇશ્વર ન હોય તો ન બને, માટે ઇશ્વરનું અસ્તિત્વ અનુમાનથી બતાવવું જોઇએ. તે પણ ન્યાયદર્શન બતાવે છે. પણ આત્મા પરમાત્મા સ્વર્ગ મોક્ષ એવા ગંભીર વિષયમાં અનુમાનનો પ્રયોગ સન્તોષકારક ન લાગે, અને શ્રુતિ માટે આગ્રહ થાય એ સ્વાભાવિક છે. તે માટે ધર્મ(કર્મ)મીમાંસા બ્રાહ્મણ ભાગનું તાત્પર્ય શોધે છે, અને બ્રાહ્મણભાગના કર્મથી અસન્તોષ પામી બ્રહ્મ-મીમાંસા વિશ્વના પરમતત્ત્વ-બ્રહ્મનું સ્વરૂપ સમજાવે છે.

૧૦. આ દર્શનોના—જીવ જગત્ અને પરમાત્માનાં સ્વરૂપ સંબન્ધે જુજવા મત છે. પણ ઉપર બતાવ્યું તેમ તેઓ એક એકની પૂર્તિ કરે છે, એટલે હિન્દુધર્મના આચાર-વિચારમાં તેમજ પરમ સત્યના શ્રવણ મનન અને નિદિધ્યાસનમાં તેઓ પોતપોતાની જુદી જુદી રીતે ઉપયોગી થાય છે.

---

## ઊતાર .

(૧) अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।
अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥

= રક્ત શ્વેત અને કૃષ્ણ ( રજસ્ સત્ત્વ અને તમસ્ રૂપી ) એવી એક અજા ( જન્મરહિત એવી પ્રકૃતિ; બકરી ), એ પોતાને મળતી આવતી બહુ પ્રજા સર્જે છે. એક અજ ( જન્મરહિત એવો પુરુષ; બકરો ) એને પ્રીતિથી વળગે છે, બીજો અજ ( પરમાત્મા અથવા મુક્ત પુરુષ; બીજો બકરો ) ભોગ ભોગવેલી એ અજાને ત્યજે છે.

[ શ્વેતા૦ ૪૦ ]

(२) अथ त्रिविधदुःखात्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः ।

= ત્રિવિધ ( આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક દુઃખની અત્યન્ત નિવૃત્તિ એ અત્યન્ત ( પરમ ) પુરુષાર્થ.

[ सां. सूत्र. ]

(३) मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।
षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः॥

= મૂળ પ્રકૃતિ—જે કશાની વિકૃતિ નથી; મહત્ વગેરે ( મહત્તત્ત્વ, અહંકાર અને પંચ તન્માત્ર ) સાત પ્રકૃતિ–વિકૃતિ; સોળ વિકાર ( પંચ મહાભૂત અને અગીઆર ઇન્દ્રિયો ); અને પુરુષ, જે પ્રકૃતિ પણ નથી અને વિકૃતિ પણ નથી. ( १+७+१६+१=२५. )

[ सां. कारिका. ]

(३) ईश्वरासिद्धेः

= ઇશ્વર સિદ્ધ થતો નથી તેથી.

[ सां. सूत्र. ]

(४) नेश्वराधिष्ठिते फलनिष्पत्तिः कर्मणा तत्सिद्धेः ।

= ઇશ્વર અધિષ્ઠાતા હોય ત્યારે ફલ ઉત્પન્ન થાય એમ નહિ; કારણ કે કર્મવડે એ ( ફલોત્પત્તિ ) સિદ્ધ થકે છે.

[ सां. सू. ]

(५) अस्यास्तु बुद्धेरष्टौ रूपाणि भवन्ति—धर्मो ज्ञानं वैराग्यमैश्वर्यमिति ।....अधर्मोऽज्ञानमवैराग्यमनैश्वर्यमिति । तत्र धर्मेण निमित्तेनोर्ध्वगमनम्, ज्ञानेन निमित्तेन मोक्षः, वैराग्येण निमित्तेन प्रकृतिलयः, ऐश्वर्यनिमित्तेनाप्रतिहतगतिर्भवति ।

= આ બુદ્ધિનાં આઠ રૂપ છેઃ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય...અધર્મ

અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય તેમાં ધર્મે કરી ઊર્ધ્વ ગમન થાય છે, જ્ઞાને કરી મોક્ષ થાય છે, વૈરાગ્યે કરી પ્રકૃતિનો લય થાય છે, ઐશ્વર્યે કરી અનિવાર્ય ગતિ પ્રાપ્ત થાય છે.

[ सां. तत्त्व. ]

(६) सत्त्वं रजस्तमश्चैव त्रीन् विद्यादात्मनो गुणान् ।
यैर्व्याप्येमान् स्थितो भावान् महान् सर्वानशेषतः ॥
सत्त्वं ज्ञानं ततोऽज्ञानं रागद्वेषो रजः स्मृतम् ।
यत्कर्म कृत्वा कुर्वंश्च करिष्यंश्चैव लज्जति ।
तज्ज्ञेयं विदुषा सर्वं तामसं गुणलक्षणम् ।
येनास्मिन् कर्मणा लोके ख्यातिमिच्छति पुष्कलाम् ।
न च शोचत्यसंपत्तौ तद्विज्ञेयं तु राजसम् ।
यत्सर्वेणेच्छति ज्ञातुं यन्न लज्जति चाचरन् ।
येन तुष्यति चात्मास्य तत्सत्त्वगुणलक्षणम् ।
तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते ।
सत्त्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥

= સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણને આત્મા ( પરમાત્મા )ના ગુણ ( પ્રકૃતિરૂપ ) જાણવા–જે વડે એ મહાન આત્મા આ સર્વ પદાર્થોને સંપૂર્ણ રીતે વ્યાપીને રહે છે. જ્ઞાન તે સત્ત્વ; અજ્ઞાન તે તમસ્; અને રાગદ્વેષ તે રજસ્ કહેવાય છે. જે કર્મ કરીને, કરતી વખતે, અને કરવા જતાં માણસને લજ્જા આવે તે સર્વને ડાહ્યા માણસે તમોગુણનું લક્ષણ જાણવું. જે કર્મવડે આ લોકમાં માણસ પુષ્કળ ખ્યાતિ મેળવવા ઇચ્છે, પણ તે સિદ્ધ ન થાય તો તેથી શોક ન કરે એ રજોગુણનું લક્ષણ જાણવું. જે કર્મ સર્વ ( ભલે ) જાણે એમ ઇચ્છે ( એવું ઉજ્જવળ અને નિર્દોષ હોય. ), જે કરતાં માણસને લજ્જા ન આવે, અને કરવાથી એનો આત્મા પ્રસન્ન થાય એ સત્ત્વગુણનું લક્ષણ. તમોગુણનું લક્ષણ કામ છે; રજોગુણનું

અર્થ છે; અને સત્ત્વગુણનું ધર્મ છે: આ ક્રમવાર એક એક કરતાં ચઢી-આતા છે.

[ मनुस्मृति ][1]

२. (१) योगश्चित्तवृत्तिनिरोधः । तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्........ अभ्यासवैराग्याभ्यां तन्निरोधः । ईश्वरप्रणिधानाद्वा । क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः । तस्य वाचकः प्रणवः तज्जपस्तदर्थभावनम् ।

= ચિત્તવૃત્તિનો નિરોધ તે યોગ. એ થતાં—દ્રષ્ટા( આત્મા, પુરુષ)સ્વ-સ્વરૂપે થઇ રહે છે...અભ્યાસ અને વૈરાગ્ય વડે એ( વૃત્તિઓ )નો નિરોધ થાય છે...અથવા ઇશ્વિરમાં ચિત્ત સ્થાપવાથી. અવિદ્યાદિ ક્લેશ (ક્ષોભ, મેલ ), કર્મ, કર્મફળ, અને વાસના—એનાથી અલિપ્ત એવો પુરુષવિશેષ તે ઇશ્વર ....એનો વાચક પ્રણવ ( ઓંકાર ); એનો જપ કરવો, એના અર્થની ભાવના કરવી.

(२) यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि तत्राहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः । शौचसन्तोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ।....स्थिरसुखमासनम्।....श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः ।....स्वविषयासंप्रयोगे चित्तस्य स्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः । देशबन्धश्चित्तस्य धारणा । तत्र प्रत्ययैकतानता ध्यानम् । तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ॥

= યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ ( યોગનાં ) આઠ અંગ: તેમાં (૧) અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ એ **યમ**; (૨) શૌચ, સન્તોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરભક્તિ એ **નિયમ**; (૩) **આસન** સ્થિર અને ફાવતું હોવું જોઇએ; (૪) શ્વાસ-પ્રશ્વાસની ગતિ રોકવી એ **પ્રાણાયામ**; ( ૫ ) પોતાના વિષયનો

---

૧ ઉપર ભગવદ્‌ગીતામાંથી આ ત્રણ ગુણ સંબન્ધી ઊતારો આપ્યો છે. પણ મનુસ્મૃતિ જેવા સર્વ માન્ય ગ્રન્થમાં પણ (વેદાન્તાન્તર્ગ તસ્વરૂપે) સાંખ્યનો સ્વીકાર છે, એ બતાવવા માટે આ ઊતારો છે.

સંબન્ધ બંધ થતાં ચિત્તાનુકાર ઇન્દ્રિયોનું થવું તે **પ્રત્યાહાર** ( ઇન્દ્રિયોને વિષયમાંથી પાછી ખેંચી ચિત્તાકાર કરવી તે ); (૬) ચિત્તને નાભિચક્ર વગેરે પ્રદેશમાં બાંધવું તે **ધારણા**; (૭) ત્યાં પ્રત્યય( જ્ઞાન )ની એકતાનતા કરવી તે **ધ્યાન**; અને (૮) એમાં માત્ર અર્થ( વિષય )નો જ ભાસ થાય અને સ્વરૂપશૂન્ય જેવું થઇ જાય એ **સમાધિ.**

(૩) योगाङ्गानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः ।

= યોગનાં અંગ આચરવાથી ( ચિત્તની ) અશુદ્ધિનો ક્ષય થઈ જ્ઞાન પ્રકાશે છે–જે છેવટે પ્રકૃતિ–પુરુષના વિવેકના સાક્ષાત્કારરૂપ થાય છે.

(૪) मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनात श्चित्तप्रसादनम् ।

= સર્વ પ્રાણીને સુખી જોઇ મૈત્રીની ભાવના કરવી (મિત્રવત્ પ્રેમ ધરી રાજી થવું. ); દુ:ખી જોઇ કરુણા પામવી; પુણ્યશાલ પ્રત્યે મુદિતા ધરવી ( હર્ષ ધરવો ); અને પાપી પ્રત્યે ઉપેક્ષા રાખવી ( તિરસ્કાર ન કરવો. ): એમ સુખ દુ:ખ પુણ્ય અને અપુણ્યની ભાવનાથી ચિત્ત પ્રસાદ ( સ્વચ્છતા, નિર્મળતા ) પામે છે.

[ योग-सूत्र ]

૩. (૧) यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः धर्मः । धर्मविशेषप्रसूताद् द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायानां पदार्थानां साधर्म्यवैधर्म्याभ्यां तत्त्वज्ञानान्निःश्रेयसम् ।

= જેના થકી અભ્યુદય ( આ લોક અને પરલોકનું સુખ ) અને નિ:શ્રેયસ ( મોક્ષરૂપી નિશ્ચિત શ્રેય–પરમ કલ્યાણ ) પ્રાપ્ત થાય તે ધર્મ. અમુક ધર્મથકી ઉત્પન્ન થએલા, દ્રવ્ય ગુણ કર્મ સામાન્ય વિશેષ અને સમવાય એ પદાર્થોના સાધર્મ્ય અને વૈધર્મ્ય પૂર્વક તત્ત્વના જ્ઞાન થકી નિ:શ્રેયસ પ્રાપ્ત થાય છે.

(૨) प्राणापाननिमेषोन्मेषजीवनमनोगतीन्द्रियान्तरविकाराः सुखदुःखेच्छाद्वेषप्रयत्नाश्चात्मनो लिङ्गानि ।

= પ્રાણાપાન–નિમેષ ઉન્મેષ–જીવન–મનની ગતિ–અને બીજી ઇન્દ્રિયનો વિકાર; તથા સુખ–દુઃખ–ઇચ્છા–દ્વેષ–અને પ્રયત્ન એ આત્માનાં અનુમાપક ચિહ્ન છે.

४. (१) प्रमाण–प्रमेय–संशय प्रयोजन–दृष्टान्त–सिद्धान्तावयव–तर्क-निर्णय–वाद–जल्प–वितण्डा–हेत्वाभास–च्छल–जाति–निग्रहस्थानानां तत्त्वज्ञानान्निःश्रेयसाधिगमः ।

= પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાન્ત, સિદ્ધાન્ત, અનુમાનના અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ, અને નિગ્રહસ્થાન—એના તત્ત્વજ્ઞાનથી નિઃશ્રેયસની પ્રાપ્તિ થઇ શકે છે.

(२) दुःख-जन्म–प्रवृत्ति–दोष-मिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापाये तदनन्तरापायादपवर्गः

= દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, રાગદ્વેષરૂપી દોષ, અને મિથ્યાજ્ઞાન એમાંના પછી–પછીનાનો નાશ થતાં, એની પાસેના પહેલા–પહેલાનો નાશ થઇ (દુઃખના અત્યન્ત નાશરૂપ), અપવર્ગ ( મોક્ષ ) પ્રાપ્ત થાય છે.

(३) प्रत्यक्षानुमानोपमानशब्दाः प्रमाणानि ।

= પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ—એ પ્રમાણ ( યથાર્થ જ્ઞાનનાં સાધન.)

(४) आत्मशरीरेन्द्रियार्थबुद्धिमनःप्रवृत्तिदोषप्रेत्यभावफलदुःखापवर्गास्तु प्रमेयम् ।

= આત્મા, શરીર, ઇન્દ્રિય, અર્થ, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, દોષ, પુનર્જન્મ, ફલ, દુઃખ, અને અપવર્ગ એ પ્રમેય ( યથાર્થજ્ઞાનના વિષય કરવા યોગ્ય પદાર્થો. )

(५) इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानान्यात्मनो लिङ्गमिति ।

= ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાન—એ આત્માનાં લિંગ ( અનુમાપક ચિહ્ન, ધર્મ; )

(६) पूर्वाभ्यस्तस्मृत्यनुबन्धात् जातस्य हर्षभयशोकसम्प्रतिपत्तेः ।

= બાલક જન્મે છે કે તુરત હર્ષ-ભય-અને શોક પામે છે, તે પૂર્વે ( પૂર્વજન્મમાં ) વારંવાર અનુભવેલા પદાર્થોની સ્મૃતિ આ જન્મમાં ચાલી આવે છે તેથી.

(७) ईश्वरः कारणं पुरुषकर्माफलयदर्शनात् ।

= ઇશ્વર કારણ છે; કેમકે, પુરુષનું કર્મ નિષ્ફળ થતું જોવામાં આવેછે.

[ न्या. सू. ]

(८) क्षित्यङ्कुरादिकं सकर्तृकं कार्यत्वाद् घटवत् ।

= પૃથ્વી—અંકુર વગેરેનો કર્તા હોવો જોઇએ; કેમકે એ કાર્ય છે; જેમકે ઘટ.

[ त. दी. ]

५ (१) चोदनालक्षणोऽर्थो धर्मः ।

= પ્રવર્તન( અમુક કરવું એવો વિધિ )રૂપી પદાર્થ તે ધર્મ.

(२) धर्मस्य शब्दमूलत्वादशब्दमनपेक्ष्यं स्यात् ।
....विरोधे त्वनपेक्ष्यं स्यादसति ह्यनुमानम् ।

= ધર્મનું મૂળ શબ્દ ( વેદ ) છે, તેથી જે શબ્દવિરુદ્ધ હોય એ ત્યજવું જોઇએ...શ્રુતિ અને સ્મૃતિનો વિરોધ આવે તો સ્મૃતિ ત્યજવી; પણ વિરોધ ન હોય તો એ સ્મૃતિની મૂળભૂત શ્રુતિ હશે એમ અનુમાન કરવું.

(३) अथ को धर्मः? यागादिरेव धर्मः। तल्लक्षणं वेदप्रतिपाद्यः प्रयोजनवदर्थो धर्म इति ।....अपौरुषेयं वाक्यं वेदः । स च विधिमन्त्रनामधेयनिषेधार्थवादभेदात् पंचविधः ।

= ધર્મ તે કયો ? યાગાદિ એ જ ધર્મ. એનું લક્ષણઃ વેદપ્રતિપાદ્ય પ્રયોજનવાળો પદાર્થ તે ધર્મ. પુરુષકર્તૃક નહિ એવું ( મનુષ્યે કે ઈશ્વરે કોઈએ નહિ બનાવેલું, પણ નિત્યસિદ્ધ ) જે વાક્ય તે વેદ. એ વિધિ, મન્ત્ર, નામ, નિષેધ અને અર્થવાદ એમ પાંચ પ્રકારનો છે.

[ पू० मी० सूत्र. ]

(४) प्राशस्त्यनिन्द्रान्यतरपरं वाक्यमर्थवादः । प्रमाणान्तरविरोधे सत्यर्थवादो गुणवादः । प्रमाणान्तरावगतार्थबोधकोऽनुवादः । प्रमाणान्तरविरोधतत्प्राप्तिरहितार्थबोधको वाद्रो भूतार्थवादः ।

= પ્રશંસા કે નિન્દાના તાત્પર્યવાળું વાક્ય તે અર્થવાદ. પ્રમાણાન્તરની સાથે વિરોધ આવતાં જે અર્થવાદ કરવો તે ગુણવાદ. પ્રમાણાન્તરથી જાણેલી વસ્તુનો ફરી બોધ કરે તે અનુવાદ. પ્રમાણાન્તરથી જે વિરુદ્ધ ન હોય તેમ પ્રાપ્ત પણ ન હોય તેવો વાદ તે ભૂતાર્થવાદ.

(५) विधिरत्यन्तमप्राप्तौ नियमः पाक्षिके सति । तत्र चान्यत्र च प्राप्तौ परिसंख्येति गीयते ॥

= પ્રમાણાન્તરથી બિલકુલ પ્રાપ્ત થએલો નહિ એવા પદાર્થનો (અપૂર્વ) વિધિ થાય. કાંઇક પ્રાપ્ત અને કાંઇક અપ્રાપ્ત હોય ત્યાં અપ્રાપ્ત અંશ પૂરે તે નિયમ. અને ઉભયત્ર પ્રાપ્તિ હોય તેમાં બીજાની વ્યાવૃત્તિ કરે તે પરિસંખ્યા.

[ अर्थसंग्रह. ]

६. (१) अथातो ब्रह्मजिज्ञासा । जन्माद्यस्य यतः । शास्त्रयोनित्वात् ।

= હવે એથી—બ્રહ્મજિજ્ઞાસા. આ( જગત્ )નાં જન્મ વગેરે જેમાંથી થાય છે તે બ્રહ્મ. એમાં શાસ્ત્ર પ્રમાણ છે; ( અથવા તો ) શાસ્ત્રનું એ કારણ છે.

(२) ईक्षतेर्नाशब्दम् । गौणश्चेन्नात्मशब्दात् । तन्निष्ठस्य मोक्षोपदेशात् । हेयत्वावचनाच्च । स्वाप्ययात् ।

= " तदैक्षत "—" એણે જોયું: " એમ એ કારણ પરત્વે ' ઈક્ષણ '

યાને જોવાની જાણવા–વિચારવાની ક્રિયાનું પ્રતિપાદન છે, તેથી વેદબાહ્ય જે પ્રધાન( પ્રકૃતિ )વાદી સાંખ્ય એનો સિદ્ધાન્ત ખોટો છે. એ ઇક્ષણ ગૌણ અર્થમાં લેવાનું છે એમ એ કહે તો એનો ઉત્તર કે ' આત્મા ' શબ્દ વાપર્યો છે. વળી એમાં જે નિષ્ઠ થાય છે તેને મોક્ષ કહેલો છે ( પ્રકૃતિમાં નિષ્ઠ થવાથી મોક્ષ થતો નથી. બલ્કે મોક્ષ માટે તો પ્રકૃતિ ત્યજવાની છે. ). અને અત્રે બ્રહ્મને ત્યજવાનું કહ્યું નથી. વળી પોતામાં જ ( આત્મામાં જ) લય પામવાનો છે. ( પ્રકૃતિથી તો છૂટવાનું છે. )

(૩) प्रतिज्ञासिद्धेर्लिङ्गमाश्मरथ्यः । उत्क्रमिष्यत एवंभावादित्यौडुलोमिः । अवस्थितेरिति काशकृत्स्नः ।

= ઉપનિષદ્‌માં જે આત્માને સૌ કરતાં પ્રિય કહ્યો છે તે પરમાત્માજ: કારણ કે વિજ્ઞાનાત્મા ( જીવ ) અને પરમાત્મા એક જ છે. એવો કયો એક પદાર્થ છે કે જેને જાણવાથી સઘળું જણાઇ જાય ?—આ પદાર્થ પ્રતિપાદન કરવાની ( શ્વેતકેતુના પિતાએ ) જે પ્રતિજ્ઞા કરી છે તે પરમાત્મા અને જીવાત્માની એકતા હોય તો જ સિદ્ધ થાયઃ આવો આશ્મરથ્યનો મત છે. જ્ઞાની પુરુષ મરણોત્તર ઉત્ક્રમણ કરીને પરમાત્મા સાથે એકતા પામે છે તેથી વિજ્ઞાનાત્મા અને પરમાત્માને એક માનીને વાત કરી છેઃ આમ ઔડુલોમિ કહે છે. બંને એકરૂપે જ અવસ્થિત છે એમ કાશકૃત્સ્નનો સિદ્ધાન્ત છે.

(૪) अधिकं तु भेदनिर्देशात् ।

= પરમાત્મા વિજ્ઞાનાત્મા ( સાંખ્યનો પુરુષ, જીવ ) કરતાં અધિક ( ઉપરાંત ) છે, કારણ કે એનો ભિન્ન તરીકે નિર્દેશ કર્યો છે.

(૫) प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ।

બ્રહ્મ જગત્‌નું નિમિત્ત કારણ છે તેમ ઉપાદાન કારણ પણ છેઃ કેમકે એ રીતે જ એકને જાણવાથી સર્વ જણાઈ જવાની પ્રતિજ્ઞા સિદ્ધ થાય, તથા મૃત્તિકા અને એના બનેલા ઘાટ વગેરે જે દૃષ્ટાન્તો આપ્યા છે તે બંધ બેસે.

(६) तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ।

= જગત્ બ્રહ્મથી અનન્ય છે—કારણ કે મૃત્તિકાથી આરંભાએલા ઘટ માત્ર વાણીએ કરીને ઊભા કરેલા છે અને મૃત્તિકા જ સત્ય છે એમ શ્રુતિ કહે છે.

(७) रचनानुपपत्तेश्च नानुमानम् । प्रवृत्तेश्च ।

= આ જગત્‌માં જે રચના દેખાય છે તેનો ખુલાસો સાંખ્યના પ્રધાન( પ્રકૃતિ )થી થતો નથી. તેથી વેદવાક્યને બાજુપર મૂકી અનુમાનને આધારે પ્રધાનવાદ પ્રતિપાદન કરનાર સાંખ્યનો સિદ્ધાન્ત ખોટો છે. ચેતન અધિષ્ઠાતા વગર રચના તો શું, પણ પ્રવૃત્તિ જ સંભવતી નથી.

[ वेदान्त-सूत्र. ]

---

૨૦.

# ભાગવત મત.

૧. પરમપુરુષાર્થના સાધનરૂપ જ્ઞાન વા કર્મના સ્વીકારને અંગે વેદધર્મમાં છ દર્શનો ઉત્પન્ન થયાં. પરંતુ તે ઉપરાંત ભક્તિનું પણ એક દર્શન ગણીએ તો ખોટું નથી. ભક્તિ એ હૃદયની ઊર્મિરૂપ હોઇ એ 'દર્શન' નામને યોગ્ય નથી એમ કદાચ શંકા થાય. પરંતુ જેમ કર્મ એ જ્ઞાન નથી છતાં એની મીમાંસા થઇને 'પૂર્વમીમાંસા' દર્શન બન્યું છે, તેમ ભક્તિની પણ મીમાંસા થઇ છે—અર્થાત્ એના સ્વરૂપ સંબન્ધી અન્ય દર્શનોની માફક સૂત્રબદ્ધ વિચાર થયો છે—એ જોતાં એને પણ દર્શનના વર્ગમાં, પૂર્વોક્ત દર્શનની સમાન કક્ષામાં, મૂકવાને બાધ નથી.

૨. હિન્દુસ્થાનમાં ભક્તિધર્મનો ઉદ્ભવ ખ્રિસ્તી ધર્મ પછી અને એની

અસરથી થયા એમ[1] એક વખત મનાતું[1], એ મત તો વિદ્વાનોમાંથી અત્યારે અસ્તપ્રાય થયો છે. ઘણાખરા વિદ્વાનોનું અત્યારે એમ માનવું છે કે ભક્તિધર્મનો આરંભ ગૌતમ બુદ્ધના સમયની લગભગમાં[2] અથવા તો ઉપનિષદ્ અને ગૌતમ બુદ્ધની વચ્ચેના[3] કાળમાં થયો. પણ વસ્તુતઃ વિચાર કરતાં આ મત પણ યોગ્ય જણાતો નથી. ભક્તિ એ હૃદયની ઊર્મિ છે, અને ધર્મ એ મનુષ્યના સમગ્ર આત્માનો અર્થાત્ બુદ્ધિ હૃદય અને કૃતિ ત્રણેનો વ્યાપાર છે, એટલે કોઇ પણ ધર્મ કોઇ પણ કાળે તદ્દન ભક્તિરહિત હોય એ સંભવતું નથી. સંભવે, તો પછી ભક્તિ એ ધર્મનું એક આવશ્યક તત્ત્વ છે તે જ ન હોય. વળી, એટલું જ નહિ પણ ધર્મના ઇતિહાસમાં કોઇ કોઇના કરતાં વહેલું નજરે પડે છે તો જ્ઞાન કરતાં ભક્તિ અને કર્મ વહેલાં નજરે પડે છેઃ ઋગ્વેદસંહિતામાં દેવોની સ્તુતિ છે તે ભક્તિનો આવિર્ભાવ નથી તો બીજું શું છે ? પરંતુ જેમ ઉપનિષદ્ વગેરે ગ્રન્થોમાં તત્ત્વદર્શન હોવા છતાં, એ દર્શનની વ્યવસ્થા તો તે તે સૂત્રકારોએ જ કરી, તેમ ભક્તિ પણ છેક ઋગ્વેદસંહિતાથી ચાલતી આવતી હતી, છતાં એની પહેલવહેલી વ્યવસ્થા ચિત્રશિખંડી,[4] નારદ, શાંડિલ્ય વગેરે મુનિઓએ કરી છે. ચિત્રશિખંડી ઋષિઓએ બૃહસ્પતિને, બૃહસ્પતિએ વસુ ઉપરિચરને એ ધર્મ ઉપદેશ્યો અને એમ પરંપરા ચાલતાં સાત્ત્વત[5] ક્ષત્રિયોને એ મળ્યો અને તેથી એ સાત્ત્વત ધર્મ પણ કહેવાય છે.

૩. ભાગવત મતમાં 'ભગ' એટલે જ્ઞાન, બલ, ઐશ્વર્ય, વીર્ય, શક્તિ, અને તેજ એ છ ગુણ, અને એ ગુણવાળો પરમાત્મા તે 'ભગવાન્' –એમ 'ભગ' અને 'ભગવાન્' શબ્દના અર્થ કરવામાં આવે છે. ભગવાનના થઇને રહેલા તે 'ભાગવત', ભક્ત; અને તેઓનો મત તે

---

૧. વેબર, તથા હાલના કેટલાક ખ્રિસ્તી પાદરીઓ–ફાર્કુહાર વગેરે.

૨. ભાંડારકર.

૩. ટિળક.

૪. મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાત ઋષિઓના સમૂહનું નામ.

૫. શ્રીકૃષ્ણ સાત્ત્વત કુળના હતા.

'ભાગવત મત.' આ મતમાં ભક્તિને પરમાત્માને પામવાનું મુખ્ય સાધન માનવામાં આવે છે. તે સાથે કેટલાક, કર્મ જ્ઞાન અને વૈરાગ્યને વત્તું–ઓછું મહત્ત્વ આપે છે, અને કેટલાક કેવળ ભક્તિને ઇષ્ટ ગણે છે: વળી કેટલાક અમુક નામથી પ્રભુને ભજે છે અને અમુક વિધિ આચરે છે, બીજા બીજું નામ અને બીજો વિધિ સ્વીકારે છે. આ રીતે એક ભાગવત મતના વિવિધ પેટાભેદ ઉપજ્યા છે.

૪. હિન્દુ ધર્મમાં ભક્તિના મુખ્ય સંપ્રદાય ત્રણ નામ સાથે જોડાએલા છે: શિવ, વિષ્ણુ અને દેવી. અને તેથી એ ત્રણે સંપ્રદાયને ભાગવત ધર્મ કહી શકાય. પણ વિશેષ અર્થમાં એ શબ્દ વૈષ્ણુવ સંપ્રદાયને લગાડાય છે.

૫. આ વિશેષ અર્થના ભાગવત મતમાં—પરમાત્માનાં પાંચ સ્વરૂપ માન્યાં છે: (૧) પર વા સૂક્ષ્મ, (૨) બ્યૂહ, (૩) વિભવ, (૪) અન્તર્યામી, અને (૫) અર્ચા.

(૧) **પર** વા **સૂક્ષ્મ**—તે વૈકુંઠમાં બિરાજનાર નારાયણ પોતે–જે પરબ્રહ્મ અને પરવાસુદેવને નામે પણ ઓળખાય છે. જ્ઞાન શકિત આદિ અનન્ત કલ્યાણ ગુણથી એ ભરપૂર છે.

(૨) **બ્યૂહ**—એ જ પરવાસુદેવ–નારાયણ, ઉપાસના માટે અને જગત્સૃષ્ટિ માટે, વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એમ ચાર પ્રકારે ગોઠવાય વા કલ્પાય ( **वि+ऊह** ધાતુ ઉપરથી )છે. તેમાં વાસુદેવ તે પરમાત્મા, સંકર્ષણ તે જીવ, પ્રદ્યુમ્ન તે મન, અને અનિરુદ્ધ તે અહંકાર. વાસુદેવ જ્ઞાન બલ ઐશ્વર્ય વીર્ય શક્તિ અને તેજ એમ ભગવત્શબ્દના અર્થમાં રહેલા છ ગુણોથી સંપન્ન છે.

(૩) **વિભવ**—પરમાત્માનું વિશેષરૂપે થવું ( **वि+भू** ધાતુ ઉપરથી ): રામકૃષ્ણાદિક અવતાર. તેમાં કેટલાક સાક્ષાત્ અવતાર મનાય છે, કેટલાક પરમાત્માના સ્વરૂપ વા શક્તિના આવેશથી થતા ગણાય છે.

(૪) **અન્તર્યામી**—જીવાત્માના અન્તરમાં મિત્રભાવે સદૈવ વસતું અને નિયમન કરતું પરમાત્માનું સ્વરૂપ. જીવ સ્વર્ગનરકાદિકમાં જાય છે ત્યાં પણ જીવના અન્તરમાં જે રહેલું હોય છે, અને યોગી હૃદયકમળમાં એનું ધ્યાન કરે છે ત્યાં પણ જે પ્રકટ થાય છે, તે આ સ્વરૂપ. વળી પૃથિવ્યાદિ બાહ્ય જગત્‌નો અન્તર્યામી પણ પરમાત્મા જ છે.

(૫) **અર્ચા** વા અર્ચાવતાર—પ્રતિમા, મૂર્તિ—જેમાં પરમાત્માનું સ્વરૂપ અવતરે છે. ભક્તે માનેલી પ્રતિમાને પ્રાકૃત ( પ્રકૃતિના વિકારભૂત ) શરીરરૂપે સ્વીકારી એમાં અપ્રાકૃત શરીર સહિત પરમાત્મા વસે છે.

૬. આ પરમાત્માને પામવાનું સાધન જે ભક્તિ તે બે પ્રકારની છેઃ સાધારણ રીતે જે 'ભક્તિ' કહેવાય છે તે, એટલે કે પરમાત્મા ઉપર પ્રેમ; અને 'પ્રપત્તિ' એટલે કે શરણ જવું: ભક્ત પરમાત્માને શરણ થઈ જાય છે એટલે પરમાત્મા એનો વ્યાવહારિક યોગક્ષેમ કરે છે અર્થાત્ સંસારવ્યવહાર ચલાવી આપે છે. એટલું જ નહિં પણ એને મોક્ષમાં પરમપદ પણ સાધી આપે છે. હવે પ્રપન્ન દશામાં જીવે કાંઈ પણ કરવાનું રહે છે કે કેમ એ સંબન્ધી બે મત છેઃ એક મત એવો છે કે જેમ વાંદરાનું બચ્ચું એની માને પેટે વળગીને એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર જાય છે તેમાં બચ્ચાએ માત્ર વળગી રહેવા પૂરતો જ શ્રમ કરવો પડે છે, તેમ પ્રપન્ન ભક્તે પ્રભુને માત્ર વળગી રહેવાનું જ છે. બીજો મત એવો છે કે એણે એટલો પણ શ્રમ કરવાની જરૂર નથીઃ જેમ બિલાડી પોતાનાં બચ્ચાંને મ્હોંમાં લઇને ફરે છે, તેમ પ્રભુ પોતાના પ્રપન્ન ભક્તનો પ્રેમથી સર્વ વાતે નિર્વાહ કરે છે, તેમાં એ ભક્તે કાંઈ પણ શ્રમ લેવો પડતો નથી. આ બે મત ક્રમવાર 'મર્કટન્યાય' અને 'માર્જારન્યાય' કહેવાય છે.

૭. જેવો ભક્તિનો એક વૈષ્ણવ ભાગવત મત છે તેવો જ બીજો શૈવ મત છે. આ શૈવ ભાગવત મતનાં વિવિધ સ્વરૂપ માહેશ્વર વા પાશુપત દર્શન, શૈવ દર્શન, ઇત્યાદિ નામથી ઓળખાય છે. એમાં શિવને શિવ, મહેશ્વર, પશુપતિ વગેરે નામથી ભજવામાં આવે છે. 'પશુ' કહેતાં

અજ્ઞાન જીવ, તેઓનો પતિ તે 'પશુપતિ'–પરમાત્મા; એ જીવ ઉપર કરુણા લાવી જીવને આ સંસાર (માયા) રૂપી પાશમાંથી છોડવે છે–એમ પાશુપત દર્શનનો સિદ્ધાન્ત છે. શૈવદર્શન મૂળ સિદ્ધાન્તમાં એને મળતું જ છે.

[ એક વખત જે એમ કહેવામાં આવતું હતું કે હિન્દુસ્થાનમાં ભક્તિમતનો આરંભ ખ્રિસ્તી ધર્મની પછી અને એની અસરતળે થયો છે એના ઉત્તરમાં પૂર્વોક્ત દલીલ ઉપરાંત ઘણાં પ્રમાણ ટાંકી શકાય એમ છે. પાણિનિને વાસુદેવની ભક્તિ જાણીતી છે. બૌદ્ધ અને જૈન ગ્રન્થોમાં વાસુદેવ અને બલદેવની ભક્તિના ઉલ્લેખ છે. ઇ. સ. પૂ. ઓછામાં ઓછાં બસેં વર્ષ ઉપરનો એક શિલાલેખ ( રાજપુતાનામાં ઘોસુંડી ગામનો ) છે એમાં સંકર્ષણ અને વાસુદેવના દેવળનો ઉલ્લેખ છે. બીજો ( બેસનગરનો ) એક શિલાલેખ આશરે એ જ સમયનો છે એમાં તક્ષશિલાનો એક બૅકટ્રો-ગ્રીક, જે પૂર્વ માલવાના રાજ્યમાં એલચી તરીકે આવ્યો હતો, એણે 'દેવાધિદેવ' વાસુદેવને ગરુડધ્વજ ( ગરુડની મૂર્તિવાળો સ્તંભ) અર્પ્યાની વાત છે, અને તેથી હિન્દુસ્થાનના વાયવ્ય કોણમાં ભાગવત ધર્મ મૂળ પરધર્મી અને પરદેશી લોકો પણ માનતા હતા એમ જણાય છે. ઇ. સ. પૂર્વેના પહેલા સૈકાના એક શિલાલેખ( નાનાઘાટનો )માં સંકર્ષણ અને વાસુદેવનાં નામ દ્વન્દ્વસમાસરૂપે આવે છે. હવે આ બધા શિલાલેખ અને બૌદ્ધ જૈન ગ્રન્થની પૂર્વે વાસુદેવ સંકર્ષણની ભક્તિ મૂકવી પડે છે, અને એની પહેલાં ભગવદ્ગીતાનો ભાગવત ધર્મ આવે છે કે જેમાં વાસુદેવ–સંકર્ષણની ભક્તિ હજી ઉત્પન્ન થઈ જોવામાં વળી આવતી નથી. એ ધર્મ એ કરતાં પણ બહુ પહેલેથી ચાલ્યો આવતો હતો એ વિષે મહાભારતના શાન્તિપર્વ-મોક્ષધર્મપર્વાન્તરર્ગત નારાયણીય પ્રકરણનું સ્પષ્ટ અને વજનદાર પ્રમાણ છે.

પતંજલિ શૈવ ભાગવતનો પણ ઉલ્લેખ કરે છે. અને ઇ. સ. પછી બીજા ત્રીજા સૈકાના શિક્કાઓમાં માહેશ્વર સંપ્રદાય જામી ગએલો જોવામાં આવે છે. મહાભારતમાં પણ આના ઘણા ઉલ્લેખ છે. તંડિ ઋષિ, ઉપમન્યુ વગેરેને એ સંપ્રદાયના પ્રવર્તક કહેલા છે. ]

---

## ઊતારા.

१. पुरुषो ह नारायणोऽकामयत अतितिष्ठेयं सर्वाणि भूतान्यहमेवेदं सर्वं स्यामिति स एतं पुरुषमेधं पंचरात्रं यज्ञक्रतुमपश्यत् तमाहरत्तेनायजत तेनेष्ट्वात्यतिष्ठत् सर्वाणि भूतानीदं सर्वमभवदतितिष्ठति सर्वाणि भूतानीदं सर्वं भवति य एवं विद्वान् पुरुषमेधेन यजते यो वैतदेवं वेद ॥

= પુરુષ–નારાયણે ઇચ્છા કરી કે સર્વ ભૂતોની પાર થઇ રહું, હું જ આ સઘળું થાઊં. એણે આ પુરુષમેધ પંચરાત્ર યજ્ઞ જોયો, એને આણ્યો, એના વડે યજન કર્યું. એના વડે યજન કરીને એ સર્વ ભૂતોની પાર થઇ રહ્યો, એ આ સઘળું થયો. જે એ પ્રમાણે જાણીને પુરુષમેધ વડે યજન કરે છે, અથવા એ પ્રમાણે જાણે છે તે સર્વ ભૂતોની પાર થઇ જાય છે, એ આ સર્વ થાય છે.

[ शत० ब्रा० ]

२. यो वासुदेवो भगवान् क्षेत्रज्ञो निर्गुणात्मकः ।
ज्ञेयः स एव राजेन्द्र जीवः संकर्षणः प्रभुः ।
संकर्षणाच्च प्रद्युम्नो मनोभूतः स उच्यते ।
प्रद्युम्नाद्योऽनिरुद्धस्तु सोऽहङ्कारः स ईश्वरः ।
मत्तः सर्वं संभवति जगत्स्थावरजङ्गमम् ।
अक्षरं च क्षरं चैव सच्चासच्चैव नारद ।
मां प्रविश्य भवन्तीह मुक्ता भक्तास्तु ये मम ॥

= હે રાજેન્દ્ર! જે (શરીરરૂપી) ક્ષેત્રને જાણનાર અને નિર્ગુણ-સ્વરૂપ ભગવાન વાસુદેવ છે તેજ જીવરૂપી સંકર્ષણ પ્રભુ છે. સંકર્ષણમાંથી મનરૂપી પ્રદ્યુમ્ન ઉત્પન્ન થયો કહેવાય છે. પ્રદ્યુમ્નમાંથી જે અનિરુદ્ધ થયો તે અહંકાર, એ આ ( દેહેન્દ્રિયાદિ કાર્યકરણસંઘાતનો ) નિયન્તા. હે નારદ! સ્થાવર જંગમ સઘળું જગત્ મારાથી ઉત્પન્ન થાય છે: અક્ષર અને ક્ષર,

સત્ અને અસત્. જે મારા ભક્તો છે તે મારામાં પ્રવેશ કરીને અહીં (જીવન્) મુક્ત બની રહે છે.

३. शुद्धे महाविभूत्याख्ये परे ब्रह्मणि शब्द्यते ।
मैत्रेय भगवच्छब्दः सर्वकारणकारणे ।
संभर्तेति तथा भर्ता भकारोऽर्थद्वयान्वितः ।
नेता गमयिता स्त्रष्टा गकारार्थस्तथा मुने ।
ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः ।
ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ।
वसन्ति तत्र भूतानि भूतात्मन्यखिलात्मनि ।
स च भूतेष्वशेषेषु वकारार्थास्ततोऽव्ययः ।
ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः ।
भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः ॥

= હે મૈત્રેય! શુદ્ધ, અને સર્વ કારણોના કારણ એવા મહાવિભૂતિ નામના પરબ્રહ્મમાં 'ભગવત્' શબ્દ બોલાય છે. ભર્તા અને સંભર્તા એવો ભકારનો અર્થ છે. ગમયિતા–એટલે ગતિ આપનાર, દોરનાર, સ્રષ્ટા એવો હે મુનિ! ગકારનો અર્થ છે. સકળ, ઐશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન અને વૈરાગ્ય એ છ 'ભગ' કહેવાય છે. એ સર્વ ભૂતોના આત્મારૂપ અખિલ આત્મામાં ભૂતો વસે છે, અને એ સર્વ ભૂતોમાં વસે છે—એ વકારનો અર્થ છે. તેથી તે અવ્યય છે. સંપૂર્ણ જ્ઞાન શક્તિ બલ ઐશ્વર્ય વીર્ય અને તેજ–એ ભગવત્–શબ્દથી બોધાય છે. એનામાં ત્યાજ્ય (ગુણ) નથી (એ અર્થમાં જ એ નિર્ગુણ છે.

[ वि. पु. ]

४. स एव करुणासिन्धुर्भगवान् भक्तवत्सलः
उपासकानुरोधेन भजते मूर्तिपंचकम् ।
तदर्चाविभवव्यूहसूक्ष्मान्तर्यामिसंज्ञकम् ।
यदाश्रित्यैव चिद्वर्गस्तत्तज्ज्ञेयं प्रपद्यते ।
पूर्वपूर्वोदितोपास्तिविशेषक्षीणकल्मषः ।

उत्तरोत्तरमूर्तीनामुपास्त्यधिकृतो भवेत् ।
एवं ह्यहरहः श्रौतस्मार्तधर्मानुसारतः ।
उक्तोपासनया पुंसां वासुदेवः प्रसीदति ।
प्रसन्नात्मा हरिर्भक्त्या निदिध्यासनरूपया ।
अविद्यां कर्मसङ्घातरूपां सद्यो निवर्तयेत् ।
ततः स्वाभाविकाः पुंसां ते संसारतिरोहिताः ।
आविर्भवन्ति कल्याणाः सर्वज्ञत्वादयो गुणाः ।
एवं गुणाः समानाः स्युर्मुक्तानामीश्वरस्य च ।
सर्वकर्तृत्वमेवैकं तेभ्यो देवे विशिष्यते ।
मुक्तास्तु शेषिणि ब्रह्मण्यशेषे शेषरूपिणः ।
सर्वानश्नुवते कामान् सह तेन विपश्चिता ॥

= એ જ કરુણાસિન્ધુ ભક્તવત્સલ ભગવાન ભક્તની ખાતર પાંચ મૂર્તિઓ ધારણ કરે છેઃ અર્ચા, વિભવ, વ્યૂહ, સૂક્ષ્મ અને અન્તર્યામી—જેને અવલંબીને જ જીવવર્ગ તે તે જ્ઞેય પદાર્થને સેવે છે. એમાંના પૂર્વ પૂર્વની ઉપાસનાથી મેલ નાશ પામતાં, ઉત્તરોત્તર મૂર્તિની ઉપાસનાનો એ અધિકારી થાય છે. એ પ્રમાણે દિનદિન શ્રૌત અને સ્માર્ત ધર્મને અનુસરીને ઉપર કહ્યા પ્રમાણે ઉપાસના કરવાથી મનુષ્યો ઉપર વાસુદેવ પ્રસન્ન થાય છે. ધ્યાનરૂપ ભક્તિથી પ્રસન્ન થએલા હરિ કર્મસંઘાતરૂપી અવિદ્યાનો તુરત નાશ કરે છે. તેથી મનુષ્યોમાં સર્વજ્ઞત્વાદિ જે કલ્યાણ ગુણો સ્વાભાવિક રહેલા છે છતાં સંસારથી ઢંકાઇ ગયા છે એ પ્રકટ થાય છે. એ રીતે મુક્તોના અને ઇશ્વરના ગુણ સમાન થાય છે—માત્ર ઇશ્વરમાં એક વસ્તુ અધિક રહે છે તે એ કે સર્વના કર્તા હોવું. બ્રહ્મ જે અંગી (મુખ્ય) વસ્તુ છે અને અંગભૂત નથી, તેમાં અંગભૂત જીવો વસીને, એ સર્વજ્ઞની સાથે રહીને સર્વ કામ ભોગવે છે.

[ पंचरात्ररहस्य. ]

૯. अथातो भक्तिं व्याख्यास्यामः॥ सा त्वस्मिन् परमप्रेमरूपा अमृतस्वरूपा च।....यज्ज्ञानान्मत्तो भवति स्तब्धो भवति आत्मारामो भवति सा न काम-

यमाना निरोधरूपत्वात् । निरोधस्तु लोकवेदव्यापारसंन्यासः ।

पूजादिष्वनुराग इति पाराशर्यः । कथादिष्विति गर्गः । आत्मरत्यविरोधेन इति शाण्डिलयः । नारदस्तु तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमव्याकुलतेति । अस्त्येवमेवम् यथा व्रजगोपिकानाम् ॥

अनिर्वचनीयम् प्रेमरूपम् । मूकास्वादनवत् ।

= હવે ભક્તિનું વ્યાખ્યાન કરીશું. એ ભક્તિ પરમાત્મામાં પરમ પ્રેમરૂપ અને અમૃતસ્વરૂપ છે...જેના જ્ઞાનથી ભક્ત ઉન્મત્ત થઇ જાય છે, સ્તબ્ધ થઇ રહે છે, આત્મારામ થાય છે. એ ભક્તિ કામના કરતી નથી, કારણ કે નિરોધરૂપ છે. નિરોધ એટલે લૌકિક અને વૈદિક ક્રિયાનો ત્યાગ... પૂજાદિમાં અનુરાગ તે ભક્તિ એમ પારાશર્યનું કહેવું છે. કથાદિમાં એમ ગર્ગ કહે છે. આત્મરતિથી અવિરુદ્ધ રીતે એમ શાંડિલ્ય માને છે. નારદ કહે છે કે ભક્તિ તે એ કે પરમાત્મામાં સર્વ આચાર ( કર્મ ) અર્પવા, અને એનું વિસ્મરણ થતાં વ્યાકુલ બની જવું. એમ જ, એમ જ,— જેમ વ્રજની ગોપીઓને હતું. પ્રેમનું સ્વરૂપ વર્ણ્યું જાય એમ નથીઃ મૂંગાના સ્વાદની પેઠે.

૬. अथातो भक्तिजिज्ञासा । सा परानुरक्तिरीश्वरे । ज्ञानमिति चेन्न द्विषतोऽपि ज्ञानस्य तदसंस्थितेः ।....तामैश्वर्यपरां काश्यपः परत्वात् । आत्मैकपरां बादरायणः । उभयपरां शाण्डिलयः शब्दोपपत्तिभ्याम् ।

= તો હવે ભક્તિની જિજ્ઞાસા. ઇશ્વરમાં પરમ અનુરાગ તે ભક્તિ. જ્ઞાન—તો ઉત્તર કે, નહિઃ દ્વેષીને પણ સામાનું જ્ઞાન હોય છે, પણ એમાં એ ઠરતો નથી ( ઠરવા માટે ભક્તિ જોઇએ. ) એ ભક્તિ ઐશ્વર્ય ( ઇશ્વરના ગુણવિષયક છે, કારણ કે ઐશ્વર્ય જ પરમ પદાર્થ છે-એમ કાશ્યપ કહે છે. આત્મા એ જ એક એનો વિષય છે એમ બાદરાયણ કહે છે. ઉભય ( ઇશ્વરના ગુણ અને આત્માનું સ્વરૂપ ) એનો વિષય છે એમ શાંડિલ્ય બતાવે છે-શબ્દપ્રમાણથી, તેમ જ ઉપપત્તિએ કરીને.

[ शाण्डिल्य-सूत्र. ]

७. नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैषआत्मा विवृणुते तनूं स्वाम् ॥

= આ આત્મા શાસ્ત્ર પ્રવચનથી, બુદ્ધિથી, વા બહુશ્રુતપણાથી પ્રાપ્ત થતો નથી; જેને એ પસંદ કરે છે તેનાથી એ પ્રાપ્ત થાય છે–એને એ પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે.

[ श्वेता० उप० ]

८. यन्मुहूर्तं क्षणं वापि वासुदेवो न चिन्त्यते ।
सा हानिस्तन्महच्छिद्रं सा भ्रान्तिः सा च विक्रिया ।

= જે મુહૂર્ત વા ક્ષણ પણ વાસુદેવનું ચિન્તન થતું નથી એ હાનિ, એ મ્હોટું છિદ્ર, એ ભ્રાન્તિ એ વિકાર.

९. प्रपत्तिर्नाम—"आनुकूल्यस्य संकल्पः प्रातिकूल्यस्य वर्जनम् ।
रक्षिष्यतीति विश्वासो गोप्तृत्ववरणं तथा" ॥

= પ્રપત્તિ એટલે–"પરમાત્માની અનુકૂલતાનો સંકલ્પ, અને પ્રતિકૂલતાનો ત્યાગ: એ રક્ષણ કરશે જ એવો વિશ્વાસ, તથા રક્ષણકર્તા તરીકે એનો પ્રેમપૂર્વક સ્વીકાર.

[ यतीन्द्र० दी० ]

१०. मच्चित्ता मद्गतप्राणा बोधयन्त्यः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

= જેમનું ચિત્ત મારામાં છે, પ્રાણ મારામાં છે, પરસ્પર બોધ આપતા અને મારૂં કથન કરતા નિત્ય આનન્દ પામે છે અને રમમાણ રહે છે.

[ भ. गी. ]

११ संभूताः सर्वसंभारास्तस्मिन् राजन् महाक्रतौ ।
न तत्र पशुघातोऽभूत् स राजैवं स्थितोऽभवत ।

नैष धर्मः कृतयुगे यत्त्वं रोषमिहाहिथाः ।
अरोषणो ह्यसौ देवो यस्य भागोऽयमुद्यतः ।
न शक्यः स त्वया द्रष्टुमस्माभिर्वा बृहस्पते ।
यस्य प्रसादं कुरुते स वैतं द्रष्टुमर्हति ।

= હે રાજન્! એ મહાયજ્ઞમાં સર્વ સામગ્રી થઇ. પણ ત્યાં પશુ-હિંસા કરવામાં આવી ન તી. એ પ્રમાણે એ રાજા( વસુ ઉપરિચર )ની સ્થિતિ હતી.

( વસુ પોતાના ગુરુ બૃહસ્પતિને કહે છેઃ ) સત્યયુગમાં આ ધર્મ નહોતો—તમે આ ગુસ્સે થયા છો તે. જે દેવનો આ ભાગ નીકળ્યો છે એ કદી ક્રોધ પામતા નથી. હે બૃહસ્પતિ ! એ તમારાથી કે અમારાથી દેખાય એમ નથી. જેના ઉપર એ અનુગ્રહ કરે છે તેનાથી એ દેખાય છે.

१२ नारद उवाच–भो भो प्रजापते राजन् पशून् पश्य त्वयाध्वरे ।
संज्ञापिताञ्जीवसङ्घान्निर्घृणेन सहस्रशः ॥
एते त्वां संप्रतीक्षन्ते स्मरन्तो वैशसं तव ।
संपरेतमयःकूटैश्छिन्दन्त्युत्थितमन्यवः ॥

= નારદઃ—અરે ! હે પ્રજાપાલક રાજા (પ્રાચીનબર્હિષ્) ! યજ્ઞમાં તેં નિર્દય થઈ હજારો પશુઓ–જીવો–માર્યા છે, તેઓ તારી ક્રૂરતા સંભારતાં પરલોકમાં તારી વાટ જોઇ બેઠાં છે; તેઓ એવાં કોપાયમાન થયાં છે કે જેવો તું અહીંથી પરલોકમાં જઇશ કે તુરત તને લોઢાનાં શસ્ત્રોવડે કાપવાને તૈયાર થઇ જશે.

[ भाग० ]

१३. द्रौपदी च परित्राता येन कौरवकश्मलात् ।
पालिता गोपसुन्दर्यः स कृष्णः क्वापि नो गतः ।
त्वं तु भक्तिः प्रिया तस्य सततं प्राणतोऽधिका।
त्वयाहूतस्तु भगवान् याति नीचगृहेष्वपि ।

सत्यादित्रियुगे बोधवैराग्यौ मुक्तिसाधकौ ।
कलौ तु केवला भक्तिर्ब्रह्मसायुज्यकारिणी ॥

बद्धाञ्जलिं त्वया (भक्त्या) पृष्टं किं करोमीति चैकदा ।
त्वां तदाज्ञापयत् कृष्णो मद्भक्तान् पोषयेति च ।
अङ्गीकृतं त्वया तद्वै प्रसन्नोऽभूद्धरिस्तदा ।
मुक्तिं दासीं ददौ तुभ्यं ज्ञानवैराग्यकाविमौ ।
पोषणं स्वेन रूपेण वैकुण्ठे त्वं करोषि च ।
भूमौ भक्तिविपोषाय छायारूपं त्वया कृतम् ।
न तपोभिर्न वेदैश्च न ज्ञानेनापि कर्मणा ।
हरिर्हि साध्यते भक्त्या प्रमाणं तत्र गोपिकाः ॥

= જેણે કૌરવરૂપી દુષ્ટ સંકટમાંથી દ્રૌપદીનું રક્ષણ કર્યું, તથા જેણે ગોપીઓને પાળી—એ આપણો કૃષ્ણ ક્યાંય ગયો નથી. તું ભક્તિ એને પ્રાણ કરતાં પણ અધિક છે. તારા બોલાવ્યા તો ભગવાન નીચ ઘરમાં પણ જાય છે. સત્ય વગેરે ત્રણ યુગમાં જ્ઞાન અને વૈરાગ્ય એ મુક્તિનાં સાધન છે; કલિમાં તો કેવળ ભક્તિ જ બ્રહ્મ સાથે જોડી આપે છે.

હાથ જોડીને તેં એકવાર કૃષ્ણ ભગવાનને પૂછ્યું કે–શું કરૂં ? ત્યારે કૃષ્ણે આજ્ઞા કરી કે મારા ભક્તનું પોષણ કર. તેં એ કામ સ્વીકાર્યું. ત્યારે ભગવાન પ્રસન્ન થયા, અને મુક્તિ નામની દાસી તને આપી, તથા આ બે જ્ઞાન અને વૈરાગ્ય ( પુત્ર ) આપ્યા. તું તારા પોતાના ( મુખ્ય ) રૂપથી વૈકુંઠમાં પોષણ કરે છે, અને પૃથ્વી ઉપર ભક્તનું પોષણ કરવા માટે તેં છાયારૂપ ધારણ કર્યું છે.

ન તપથી, ન વેદથી, ન જ્ઞાનથી, ન કર્મથી-માત્ર ભક્તિથી જ હરિ સધાય છેઃ એમાં ગોપિકાઓનો દાખલો પ્રમાણરૂપ છે.

[ पद्मपुराण. ]

१४ ब्राह्मणः समदृक् शान्तो दीनानां समुपेक्षकः ।
स्रंसते ब्रह्म तस्यापि भिन्नभाण्डात् पयो यथा ॥

= સમાન દૃષ્ટિવાળો (જ્ઞાની) અને શાન્ત બ્રાહ્મણ પણ જો તે દીન જનોની ઉપેક્ષા કરે તો એનું બ્રહ્મ (બ્રાહ્મણપણું-જ્ઞાનીપણું) સરી જાય છે, ભાગેલા વાસણમાંથી પાણી સરી જાય તેમ.

[ भाग० ]

१५. यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः ।
हिरण्यगर्भं पश्यत जायमानं स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥
सूक्ष्मातिसूक्ष्मं कलिलस्य मध्ये विश्वस्य स्रष्टारमनेकरूपम् ।
विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ॥

= જે દેવોનું પ્રભવસ્થાન અને ઉદ્ભવસ્થાન (વિકાસસ્થાન અને ઉત્પત્તિસ્થાન) છે, જે વિશ્વનો અધિપતિ અને મહાન જ્ઞાની છે—એવો જે રુદ્ર, જેણે હિરણ્યગર્ભ(બ્રહ્માંડ-વિરાટ્ પુરુષ)ને ઉત્પન્ન થતો જોયો, એ અમને શુભ બુદ્ધિ આપો.

સૂક્ષ્મથી અતિસૂક્ષ્મ, અન્ધકાર(અવ્યાકૃત પ્રકૃતિ)ની વચ્ચે વિશ્વને સર્જનાર, અને અનેકરૂપ, વિશ્વના એક અદ્વિતીય વીંટીને રહેનાર—એવા એ શિવને જાણીને અત્યન્ત શાન્તિ પામે છે.

[ श्वेता० उप० ]

१६ कालाख्यः पुरुषाख्यश्च ब्रह्माख्यश्च त्वमेव हि ।
तनवस्ते स्मृतास्तिस्त्रः पुराणज्ञैः सुरर्षिभिः ॥

= કાલનામે, પુરુષનામે, અને બ્રહ્મ(હ્મા)નામે તું જ છે. એ તારાં ત્રણ સ્વરૂપ પુરાણ વસ્તુ જાણનાર દેવર્ષિઓએ કહ્યાં છે.

१७ पशुपतिवचनाद्भवामि सद्यः कृमिरथवा तरुरप्यनेकशाखः।
अपशुपतिवरप्रसादजा मे त्रिभुवनराज्यविभूतिरप्यनिष्टा ॥
अपि कीटः पतङ्गो वा भवेयं शंकराज्ञया ।
न तु शक्र त्वया दत्तं त्रैलोक्यमपि कामये ॥

= પશુપતિના કહેવાથી હું તુરત કીડો થાઉં, અથવા અનેકશાખાવાળું વૃક્ષ થાઉં. પણ પશુપતિ સિવાય બીજા કોઇના પ્રસાદથી ત્રણ ભુવનના રાજ્યનો વૈભવ પ્રાપ્ત થાય તો તે પણ મને અનિષ્ટ છે. શંકરની આજ્ઞાથી હું કીટ થાઉં વા પતંગીયું થાઉં, પણ હે ઇન્દ્ર! તારૂં આપેલું ત્રૈલોક્ય પણ હું ઇચ્છતો નથી.

[ महाभा० ]

१८ ऋतं सत्यं परं ब्रह्म पुरुषं कृष्णपिङ्गलम् ।
ऊर्ध्वरेतं विरूपाक्षं विश्वरूपाय नमोनमः ॥

= ઋત, સત્ય, પર બ્રહ્મ, કૃષ્ણ-પિંગલ[1] ઉર્ધ્વરેતા,[2] અને વિરૂપ-(ત્રિ)-નેત્રવાળા, વિશ્વરૂપ પુરુષ( શિવ )ને નમસ્કાર, નમસ્કાર.

१९ विसृष्टाशेषसद्बीजगर्भं त्रैलोक्यनाटकम् ।
प्रस्ताव्य हर संहर्तुं त्वत्तः कोऽन्यः कविः क्षमः ॥

= જેમાં અશેષ સત્ પદાર્થનું બીજ મૂકેલું છે એવું ત્રૈલોક્યરૂપી નાટકને પ્રસ્તાવીને પછી એનો સંહાર કરવા માટે હે હર ! તારા વિના બીજો કયો કવિ શક્તિમાન છે ?

[ प्रकीर्ण. ]

---

૧ શ્યામ અને પીતવર્ણ-ધૂમવાળા અગ્નિનો વર્ણ જેનો છે. અગ્નિ એ જ રુદ્ર, શિવ. ૨ જગત્‌નો કર્તા, છતાં અકર્તા.

## ૨૧.

# પુરાણ.

૧. હિન્દુ ધર્મનું સ્વરૂપ યથાર્થ અને પૂર્ણપણે જાણવા માટે એક કિંમતી ધર્મ સાહિત્ય તે 'પુરાણ' નામે પ્રસિદ્ધ છે, વેદ વેદાન્ત તો દ્વિજ, એટલે કે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય, અને તેમાં પણ પુરુષો જ, ભણે—એમ એક પાસ નિયમ કરવામાં આવ્યો, ત્યારે બીજી પાસ એ જ ગ્રન્થોનાં સત્યો પુરાણમુખે જાણવાનો શૂદ્ર અને સ્ત્રીઓને પણ અધિકાર મળ્યો. પુરાણની પ્રતિષ્ઠા હિન્દુધર્મમાં કેવડી મ્હોટી છે એ આટલા ઉપરથી જણાશે કે ઇતિહાસ (મહાભારત) અને પુરાણ એ 'પાંચમો વેદ' ગણાય છે, અને વ્યાસજીએ જેમ ચાર વેદ ચાર જુદા જુદા બ્રાહ્મણ-શિષ્યોને આપ્યા તેમ આ પાંચમો વેદ રોમહર્ષણ નામે સૂતજાતિના શિષ્યને આપ્યો એમ શાસ્ત્ર કહે છે. રોમહર્ષણે આ પાંચમો વેદ વૈશંપાયન હારીત વગેરે કેટલાક બ્રાહ્મણોને શીખવ્યો એ પુરાણોની જુદી જુદી સંહિતાઓ થઈ, અને એ સઘળી સંહિતાઓ એણે પોતાના પુત્રને શીખવી: અત્યારે ઘણે ભાગે આ સૂતપુત્રદ્વારા પુરાણનું સાહિત્ય આપણને પ્રાપ્ત થયું છે. અને તે નૈમિષારણ્યક્ષેત્રમાં સૂત વા સૂતપુત્રે શૌનકાદિક ઋષિઓને કહ્યું એમ આખ્યાયિકા છે.

૨. આ ગ્રન્થો એક રીતે બહુ જૂના છે, અને બીજી રીતે નવા છે. જૂના એવી રીતે કે એમાંની કેટલીક કથાઓ ઘણી જ પુરાણી છે. 'પુરાણ' શબ્દનો ઉલ્લેખ છાન્દોગ્ય ઉપનિષદ્ કરે છે. પણ હાલ જે પુરાણો ઉપલબ્ધ થાય છે તેનું મુખ્ય સ્વરૂપ તે પછીનું—મહાભારતથી પણ પછીનું—છે. છેવટના ઉમેરા તો ઇસ્વીસન શરૂ થયા પછીના કાળના છે. આર્યો હિન્દુસ્થાનમાં આવી સિન્ધુ અને ગંગા નદીને તટે વસ્યા એ સમય કરતાં પણ જૂના કાળની એ કથાઓ છે; એટલું જ નહિ, પણ એ કથાઓ સંબન્ધી, છેક બ્રાહ્મણ અને ઉપનિષદ્‌ના કાળમાં પણ, 'પુરાણ' નામના ગ્રન્થો હતા એમ જોવામાં આવે છે. વળી આ સાથે, એ ગ્રન્થો નવીન છે એમ કહેવામાં પણ બાધ નથી: કારણ કે અત્યારે જે રૂપમાં એ ગ્રન્થો દેખાય છે એ રૂપ તો બેશક

નવું જ છે. તે એટલે સુધી કે હિન્દુસ્થાનની પડતીની દશામાં શિવ અને વિષ્ણુની ભક્તિના અજ્ઞાન અને ધર્માન્ધ અનુયાયીઓ વચ્ચે જે વિરોધ ઉત્પન્ન થયો તેને પરિણામે એ બે દેવની નિન્દાનાં વચનો સામસામા ગ્રન્થોમાં ઘુસાડી દેવામાં આવ્યાં છે.

૩. તે ઉપરાંત, હિન્દુસ્થાનમાં આર્યો જેમ જેમ નવાં નવાં સ્થાન જોતા ગયા, તથા એનાં સૌન્દર્ય અને ભવ્યતામાં પરમાત્માના વાસનું ભાન પામતા ગયા—તેમ તેમ નવાં નવાં યાત્રાનાં સ્થાન, નવાં નવાં દેવળો, નવાં નવાં વ્રતો રચતા ગયા; વળી, જુદે જુદે સ્થાનેથી આવી તે તે સ્થાને તેઓ વસ્યા તે પ્રમાણે તેઓની જ્ઞાતિઓનાં નવાં નવાં મંડળો બંધાયાં; આ સર્વ વિષયને લગતી કથાઓ પુરાણોમાં દાખલ થતી ગઇ. આ સઘળો ઉમેરો ખોટો જ થયો છે એમ કેમ કહી શકાય ? સૃષ્ટિના સુન્દર અને અદ્‌ભુત દેખાવનાં સ્થાન જેમ જેમ જડતાં જાય તેમ તેમ ત્યાં યાત્રા કરવાનો મહિમા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. આ રીતે, હિમાલય વગેરે પર્વતોમાં ગંગા નર્મદા ગોદાવરી વગેરે નદીઓનાં મૂળ નદીસંગમ અને સાગરસંગમનાં સ્થાનમાં, તેમજ વૃક્ષોની ઝાડીમાં, નદીઓને ઓવારે, અને સમુદ્રને તટે—અસંખ્ય યાત્રાનાં સ્થાન અને દેવમન્દિરો થયાં છે. વળી જુદી જુદી ઋતુઓના વૈદિક યજ્ઞ, વૈદિક ભાષા અને વિધિની કઠિનતાને લીધે, તેમ જ એ સાથે કોઇ કોઈ પ્રસંગે જોડાએલી પશુહિંસાને લીધે, થતા બંધ થયા, એટલે એને સ્થાને બીજાં વ્રત અને ઉત્સવો ઉત્પન્ન થયા; અને આ રીતે લોક પરમાત્માની ભક્તિ સાથે સમાજ અને કુટુમ્બમાં નિર્દોષ આનન્દ મેળવવા લાગ્યા.

૪. પુરાણ સમસ્ત જનસમાજના ધર્મનું પરિપૂર્ણ ચિત્ર પ્રકટ કરે છે, એટલું જ નહિ પણ એ ઉપરાંત એમાંથી ઘણું જાણવા જેવું મળે છે. એક પ્રસિદ્ધ લક્ષણ પ્રમાણે—'પુરાણ'માં (૧) સર્ગ ( સૃષ્ટિ ), પ્રતિસર્ગ ( પ્રલય ), (૩) દેવતાઓ પ્રજાપતિઓ વગેરેના વંશો, (૪) મન્વન્તરની કથાઓ અને (૫) સૂર્ય અને ચન્દ્રવંશી રાજર્ષિઓનાં ચરિત્રો—આ પાંચ વિષયો આવે છે. વળી આ ઉપરાંત, વર્ણાશ્રમનું નિરૂપણ, સાંખ્ય-યોગ-વેદાન્ત વગેરે શાસ્ત્રનો બોધ, ભગવાનના

અવતારોની કથા, અને ભક્તિ જ્ઞાન અને વૈરાગ્યને લગતાં સ્તોત્રો ઉપદેશો વગેરે વસ્તુઓથી પુરાણ ભરેલાં છે. વળી એમાંની કથાઓમાંથી હિન્દુધર્મના ઇતિહાસ ઉપર પણ ઘણું અજવાળું પડે છે. દાખલા તરીકે, દક્ષયજ્ઞના ધ્વંસની કથા+ છે એમાંથી કર્મમાર્ગીઓ અને જ્ઞાનમાર્ગીઓનો ઝઘડો પૂર્વે કેવો થયો હશે એનું અનુમાન થઈ શકે છે.

૫. અરાઢ પુરાણ અને અરાઢ ઉપપુરાણ છે*—તેમાં વાયુપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, ગરુડપુરાણ, માર્કંડેય પુરાણ, સ્કન્દપુરાણ, પદ્મપુરાણ, શ્રીમદ્‌ભાગવત પુરાણ વગેરે કેટલાંક વધારે પ્રસિદ્ધ છે. એ સર્વ વ્યાસજીનાં કરેલાં કહેવાય છે. પણ ખરૂં જોતાં, ઉપર કહ્યું તેમ શિષ્ય-પ્રશિષ્યદ્વારા એની કથાઓ અને ઉપદેશો ચાલતાં ચાલતાં, તથા દેશકાળના ફેરફારો થતાં થતાં, એમાં અનેક જાતના ઊમેરા થયા છે. આ ઊમેરા સૌ કરતાં સ્કન્દપુરાણ અને પદ્મપુરાણમાં વિશેષ થએલા નજરે પડે છે.

૬. અરાઢ પુરાણના—સત્ત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રણ ગુણને અનુસરતા ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે. આવા વિભાગ એનો વાસ્તવિક ઉપદેશ ધ્યાનમાં રાખીને પાડયા હોત તો તે બહુ કિંમતી થઇ પડત. પણ વસ્તુતઃ અમુક દેવ તે સત્ત્વગુણી અને અમુક તમોગુણી એવા પરસ્પર ધર્મના દ્વેષથી એ વિભાગ થયા છે એ ખેદની વાત છે.

## ઊતારા.

१ इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ।
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रत(ह)रिष्यति ॥

= ઇતિહાસ અને પુરાણ વડે વેદનું સારી પેઠે ઉપબૃંહણ (વિપુલીકરણ, પુષ્ટીકરણ) કરવું: અલ્પશ્રુત (જેની વિદ્યા થોડીક જ છે અને ઇતિહાસ પુરાણ જે જાણતો નથી) એવા જનથી વેદ બ્હીએ છે કે રખેને એ મારી પ્રતારણા કરે.

---

+ જુવો ભાગવત સ્ક. ૪, તથા ભાગવતના આ પ્રકરણ સંબન્ધી મારૂં વિવેચન, મારા "આપણો ધર્મ" નામના પુસ્તકમાં, પૃ૪ ૪૧૦–૧૧ મે.

* એનાં નામમાં કોઈ કોઈ સ્થળે ફેરફાર જોવામાં આવે છે.

२ सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।
वंशानुचरितं चैव पुराणं पंचलक्षणम् ॥

= સૃષ્ટિ, લય, વંશ ( રાજાદિકના ), મન્વન્તર, અને વંશનું ( રાજાદિકનું ) ચરિત્ર—એ પાંચ વિષય પુરાણનું લક્ષણ છે.

[ विष्णु. ]

३ सर्गोऽस्याथ विसर्गश्च वृत्तिरक्षान्तराणि च ।
वंश वंशानुचरितं संस्था हेतुरपाश्रयः ।
दशाभिर्लक्षणैर्युक्तं पुराणं तद्विदो विदुः ।
केचित् पंचविधं ब्रह्मन् महदल्पव्यवस्थया ॥

= સર્ગ ( સામાન્ય સૃષ્ટિ ), વિસર્ગ ( વિવિધ સ્થાવર જંગમ વિશેષ રૂપે સૃષ્ટિ ), વૃત્તિ ( જીવનવ્યવહાર ), રક્ષા ( વિશ્વના પાલન અર્થે થએલા ભગવાનના અવતાર ), મન્વન્તર ( મનુ, દેવ, મનુપુત્ર, સુરેશ્વર, ઋષિઓ અને હરિના અંશાવતાર ), વંશ, વંશોનાં ચરિત્ર, સંસ્થા ( પ્રલય ), હેતુ ( અવિદ્યાથી કર્મનો હેતુ બનનાર એવો જે જીવ ), અને અપાશ્રય ( વ્યપાશ્રયઃ વિશ્વનું આધારભૂત સત્ ):—આમ પુરાણ જાણનારાઓ પુરાણને દશલક્ષણયુક્ત જાણે છે. હે બ્રહ્મન્ ! એને કેટલાક પાંચ પ્રકારનું પણ માને છે. મ્હોટા ન્હાનાની વ્યવસ્થા પ્રમાણે એ સમજવું.

४ ब्राह्मं पाद्मं वैष्णवं च शैवं लैङ्गं सगारुडम् ॥
नारदीयं भागवतमाग्नेयं स्कान्दसंज्ञितम् ॥
भविष्यं ब्रह्मवैवर्तं मार्कण्डेयं सवामनम् ॥
वाराहं मात्स्यं कौर्मं च ब्रह्माण्डाख्यमिति त्रिषट् ॥

= બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, લિંગ, ગરુડ, નારદ, ભાગવત, અગ્નિ,

સ્કન્દ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, માર્કંડેય, વામન, વરાહ, મત્સ્ય, કૂર્મ અને બ્રહ્માંડ એવાં અરાઢ પુરાણો છે.*

[ ભાગ૦ ]

९ वैष्णवं नारदीयं च तथा भागवतं शुभम् ।
गारुडं च तथा पाद्मं वाराहं शुभदर्शने ॥
सात्त्विकानि पुराणानि विज्ञेयानि शुभानि वै ॥
ब्रह्माण्डं ब्रह्मवैवर्त मार्कण्डेयं तथैव च ।
भविष्यं वामनं ब्राह्मं राजसानि निबोधत ॥
मात्स्यं कौर्मं तथा लैङ्गं शैवं स्कान्दं तथैव च।
आग्नेयं च षडेतानि तामसानि निबोधत ॥
अग्नेः शिवस्य माहात्म्यं तामसेषु प्रकीर्त्यते ॥
राजसेषु च माहात्म्यमधिकं ब्रह्मणो विदुः ।
संकीर्णेषु सरस्वत्याः पितॄणां च निगद्यते ॥
सात्त्विकेष्वथ कल्पेषु माहात्म्यमधिकं हरेः ।

= વિષ્ણુ, નારદ, ભાગવત ( વિષ્ણુ ભાગવત ), ગરુડ, પદ્મ, વરાહ એટલાં સાત્વિક પુરાણ;

બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત, માર્કંડેય, ભવિષ્ય, વામન અને બ્રહ્મ—એટલાં રાજસ પુરાણ;

મત્સ્ય, કૂર્મ, લિંગ, શિવ, સ્કન્દ, અને અગ્નિ—એ ૭ તામસ પુરાણ જાણવાં.

[ પદ્મ૦ ]

તામસ પુરાણમાં અગ્નિ અને શિવનું માહાત્મ્ય કહેલું છે, રાજસમાં

* અન્યત્ર આપેલી નામાવલિમાં સ્હેજ ફેરફાર દેખાય છે. આ નામાવલિમાં વાયુપુરાણ જેવું પ્રાચીન પુરાણ જણાવવું રહી ગયું છે એ આશ્ચર્ય જેવું છે. આ ઉપરાંત બીજાં અરાઢ 'ઉપપુરાણો' છે. કોઇક પુરાણને ઉપપુરાણમાં પણ ગણાવવામાં આવે છે.

વિશેષે કરી બ્રહ્માનું; અને સંકીર્ણ ( રાજસ અને તામસ ઉભય ગુણ મિશ્ર ) માં સરસ્વતી અને પિતૃઓનું; સાત્ત્વિક પુરાણોમાં હરિ( વિષ્ણુ )નું માહાત્મ્ય અધિક ભાગે છે.+

[ मत्स्य० ]

६ अथ देशान् प्रवक्ष्यामि धर्मादिश्रेयआवहान् ॥
स वै पुण्यतमो देशः सत्पात्रं यत्र लभ्यते ॥
बिम्बं भगवतो यत्र सर्वमेतच्चराचरम् ॥
यत्र ह ब्राह्मणकुलं तपोविद्यादयान्वितम् ॥
यत्र यत्र हरेरर्चा स देशः श्रेयसां पदम् ॥
यत्र गङ्गादयो नद्यः पुराणेषु च विश्रुताः ॥
सरांसि पुष्करादीनि क्षेत्राण्यर्हाश्रितान्युत ॥
कुरुक्षेत्रं गयशिरः प्रयागः पुलहाश्रमः ॥
नैमिषं फल्गुनं सेतुः प्रभासोऽथ कुशस्थली ॥
वाराणसी मधुपुरी पम्पा बिन्दुसरस्तथा ।
नारायणाश्रमो नन्दा सीतारामाश्रमादयः ॥
सर्वे कुलाचला राजन्महेन्द्रमलयादयः ॥
एते पुण्यतमा देशा हरेरर्चाश्रिताश्च ये ॥
एतान्देशान्निषेवेत श्रेयस्कामो ह्यभीक्ष्णशः ॥

= હવે હું સ્થળો ગણાવીશ—જે ધર્માદિક કલ્યાણ કરવાવાળા છે:—એ પવિત્રમાં પવિત્ર સ્થળ કે જેમાં સત્પાત્ર જન મળે; જ્યાં આ ચર-અચર ભગવાનનું બિમ્બ છે; જ્યાં તપ વિદ્યા અને દયાયુક્ત બ્રાહ્મણકુળ છે. જ્યાં જ્યાં હરિની મૂર્તિ તે તે સ્થળ કલ્યાણનું સ્થાન; જ્યાં પુરાણમાં પ્રખ્યાત ગંગાદિક નદીઓ છે; જ્યાં પુષ્કરાદિક સરોવરો છે; તથા સત્પુરુષો જ્યાં

---

+ ઉપર કહ્યું તેમ આ વિભાગ વૈષ્ણવ સંપ્રદાયની પ્રશંસા અને શૈવ સંપ્રદાયની નિન્દા કરવા અર્થે થએલા છે. પરંતુ દરેક પુરાણમાંથી આ ત્રણ ગુણોનાં તત્ત્વો તારવી કાઢવા જેવાં છે.

રહેલા છે એવાં ક્ષેત્રો છે–જેમકે કુરુક્ષેત્ર, ગયા, પ્રયાગ, પુલહઋષિનો આ-શ્રમ, નૈમિષારણ્ય; ફલ્ગુન, સેતુ ( રામેશ્વર ), પ્રભાસ, કુશસ્થલી, કાશી, મધુ-( મથુરા ) પંપા, બિન્દુસરોવર, નારાયણાશ્રમ, નન્દા ( નદી ), સીતારામના આશ્રમાદિ ( ચિત્રકૂટ–ગોદાવરી–પંચવટી ) મહેન્દ્ર મલયાચલ વગેરે મ્હોટા પર્વતો તથા જ્યાં હરિની પ્રતિમાઓ છે તે—આ અત્યન્ત પવિત્ર સ્થળ–કલ્યાણ ઇચ્છનારા જને આ સ્થળોનું વારંવાર સેવન કરવું. †

[ ભાગ૦ ]

૭. गङ्गा गङ्गेति यो ब्रूया द्योजनानां शतैरपि ।
मुच्यते सर्वपापेभ्यो विष्णु(ब्रह्म)लोकं च गच्छति ॥

= સેંકડો યોજનેથી પણ જે "ગંગા! ગંગા!" એમ બોલે છે!! તે સર્વ પાપ થકી મુક્ત થાય છે, અને વિષ્ણુ (બ્રહ્મ)લોકમાં જાય છે.

૮. स्त्रीशूद्रद्विजबन्धूनां त्रयी न श्रुतिगोचरा ।
कर्मश्रेयसि मूढानां श्रेय एवं भवेदिह ।
इति भारतमाख्यानं कृपया मुनिना कृतम्
एवं प्रवृत्तस्य सदा भूतानां श्रेयसि द्विजाः
सर्वात्मकेनापि यदा नातुष्यद्धृदयं ततः ।
... ... ... ... ... ...
नारदः—यथा धर्मादयश्चार्था मुनिवर्यानुकीर्तिताः ।
न तथा वासुदेवस्य महिमा ह्यनुवर्णितः ॥

= સ્ત્રી, શૂદ્ર, અને દ્વિજબન્ધુ ( માત્ર દ્વિજનો સગો, એટલે કે જન્મે કરીને જ દ્વિજ, પણ દ્વિજની વિદ્યા ગુણાદિક વગરનો )—એમને વેદ કાને પડતા નથી. તેથી કર્મદ્વારા કલ્યાણ સાધતાં અજ્ઞાની જનોનું શ્રેય થાય

† મહાભારતમાં આપેલું બલરામની તીર્થયાત્રાનું વર્ણન વાંચવા જેવું છે. એમાંથી પ્રાચીન હિન્દુસ્થાનનાં તીર્થોનું સારૂં જ્ઞાન મળે છે. આ ઉપરાંત પુરાણોમાં તીર્થોની બીજી ઘણી નામાવળિઓ છે.

એવા હેતુથી કૃપા કરી વ્યાસ મુનિએ ભારત નામનું આખ્યાન કર્યું. હે બ્રાહ્મણ ! એમ સર્વ ભૂતોનું કલ્યાણ કરવામાં પ્રવૃત્ત થએલા વ્યાસજીનું એ સર્વ વિષયવાળા ગ્રન્થથી પણ હૃદય સન્તોષ પામ્યું નહિ. ત્યારે ( સરસ્વ-તીને તટે વિચાર કરતા એ બેઠા હતા તેવામાં નારદ મુનિ આવ્યા અને એમને કહ્યું: ) નારદ:—હે મુનિવર ! ભારતમાં તમે ધર્મ વગેરે પુરુષાર્થ જેટલો વર્ણવ્યો છે તેટલો વાસુદેવનો મહિમા વર્ણવ્યો નથી. ( તેથી તમારૂં મન ખિન્ન રહે છે માટે ભાગવત રચો. )

૯. ध्रुव उवाच—भगवान् यदि मे तोषं तपसा परमं गतः ।
स्तोतुं तदहमिच्छामि वरमेतं प्रयच्छ मे ॥
ब्रह्माद्यैर्वेदवेदज्ञैर्ज्ञायते यस्य नो गतिः ।
तं त्वां कथमहं देव स्तोतुं शक्ष्यामि बालकः ॥
त्वद्भक्तिप्रवणं ह्येतत्परमेश्वर मे मनः ।
स्तोतुं प्रवृत्तं त्वत्पादौ ततः प्रज्ञां प्रयच्छ मे ॥

= હે ભગવન્ ! જો મારા તપથી તમે પરમ સન્તોષ પામ્યા છો તો હું તમારી સ્તુતિ કરવા ઇચ્છું છું: આ વરદાન મને આપો. બ્રહ્મા વગેરે વેદવેદના જાણનારાઓથી પણ જેની ગતિ જાણી શકાતી નથી—એવા જે તમે તેની સ્તુતિ હે દેવ ! હું બાળક કેમ કરી શકીશ ? હે પરમેશ્વર ! આ મારૂં મન તમારી ભક્તિ તરફ વળેલું છે—અને તમારા ચરણની સ્તુતિ કરવા પ્રવર્તેલું છે. તેથી મને બુદ્ધિ આપો.

[ भाग० ]

૧૦. हिरण्यकशिपुरुवाच—प्रह्लाद सुप्रभावोऽसि किमेतत्ते विचेष्टितम् ।
एतन्मन्त्रादिजनितमुताहो सहजं तव ॥
प्रह्लाद उवाच—न मन्त्रादि कृतं चैतन्न च नैसर्गिकं मम ।
प्रभाव एष सामान्यो यस्य यस्याच्युतो हृदि ॥
अन्येषां यो न पापानि चिन्तयत्यात्मनो यथा ।
तस्य पापागमस्तात हेत्वभावान्न विद्यते ॥

कर्मणा मनसा वाचा परपीडां करोति यः।
तद्बीजं जन्म फलति प्रसूतं तस्य चाशुभम् ॥
सोऽहं न पापमिच्छामि न करोमि वदामि च।
चिन्तयन् सर्वभूतस्थमात्मन्यपि च केशवम् ॥
शारीरं मानसं दुःखं दैवं भूतभवं तथा।
सर्वत्र शुभचित्तस्य तस्य मे जायते कुतः ॥
एवं सर्वेषु भूतेषु भक्तिरव्यभिचारिणी।
कर्तव्या पण्डितैर्ज्ञात्वा सर्वभूतमयं हरिम् ॥

= હિરણ્યકશિપુએ કહ્યું:—હે પ્રહ્લાદ! તારો પ્રભાવ બહુ છે. આ તારૂં કૃત્ય (વિષ અગ્નિ વગેરેની એના ઉપર અસર ન થઈ) એ તે મન્ત્રાદિકથી કરેલું છે કે તારામાં એ સ્વાભાવિક છે?

પ્રહ્લાદે કહ્યું: એ મન્ત્રાદિકથી કરેલું નથી, અને મારામાં સ્વભાવસિદ્ધ પણ નથી. આ પ્રભાવ જેના જેના હૃદયમાં અચ્યુત ભગવાન રહેલા છે એ સર્વને સામાન્ય છે. જે બીજાનાં દુઃખોનું–પોતાના જેવાં જ સમજીને–ચિન્તન કરતો નથી, તેને હે પિતાજી! દુઃખ આવતું નથી–કેમકે તે આવવાનું કારણ નથી. કર્મ, મન અને વાણીવડે જે બીજાને પીડા કરે છે એ બીજમાંથી જન્મ ફળે છે અને અશુભ ઉત્પન્ન થાય છે, તેથી સર્વ ભૂતોમાં અને મારા આત્મામાં ભગવાનનું ચિન્તન કરેલો હું કોઈનું દુઃખ ઇચ્છતો નથી, કરતો નથી, બોલતો નથી. શારીરિક અને માનસિક દુઃખ–દૈવ વા પ્રાણીઓએ કરેલું–જેનું સર્વત્ર શુભ ચિત્ત છે એવા એને ક્યાંથી ઉત્પન્ન થાય? એ પ્રમાણે જ્ઞાનીઓએ ભગવાનને સર્વભૂતમય જાણીને સર્વ ભૂતોમાં અવ્યભિચારિણી (સ્થિર, અનૈકાન્તિક) ભક્તિ કરવી.

[ विष्णु० ]

૧૧. रन्तिदेवः—न कामयेऽहं गतिमीश्वरात् परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तः स्थितो येन भवन्त्यदुःखाः ॥
क्षुत्तृड्श्रमो गात्रपरिश्रमश्च दैन्यं क्लमः शोकविषादमोहाः।
सर्वे निवृत्ताः कृपणस्य जन्तोर्जिजीविषोर्जीवजलार्पणान्मे ॥

= હું ઈશ્વર પાસે અષ્ટમહાસિદ્ધિવાળી એવી પરમ ગતિ, અથવા તો ફરી જન્મ નહિ એવો મોક્ષ માગતો નથીઃ સર્વ દેહધારીઓના અન્તરૂમાં રહીને એમનું દુઃખ હું પામું કે જેથી એઓ દુઃખમુક્ત થાય. જીવવાની ઇચ્છાવાળા દીન જન્તુઓને જળ આપીને જીવાડવાથી મારાં ક્ષુધા તૃષા મહેનત થાક દીનતા ગ્લાનિ શોક વિષાદ મોહ સઘળાં ટળી ગયાં છે.

[ भाग० ]

१२. हरिरुवाच—सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥
ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च ।
प्रेममैत्रीकृपोपेक्षा यः करोति स मध्यमः ॥
अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते ॥
न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः ।

= જે સર્વ ભૂતોમાં આત્માનો ભગવદ્‌ભાવ જુવે છે, અને ભૂતોને ભગવાનરૂપ આત્મામાં જુવે છે એ ઉત્તમ ભાગવત ( ભગવજ્જન ) છે; જે ઈશ્વરને વિષે, એના અધીન જનોને વિષે, બાલકોને ( અજ્ઞાનીઓને ) વિષે અને શત્રુઓને વિષે-( ક્રમવાર ) પ્રેમ, મૈત્રી, કૃપા, અને ઉપેક્ષા કરે છે એ **મધ્યમ** છે. જે શ્રદ્ધાપૂર્વક અર્ચા( પ્રતિમા )માં જ હરિની પૂજા કરે છે,—એના ભક્તોમાં નહિ, તેમ અન્યમાં પણ નહિ,—એ **પ્રાકૃત** ( કનિષ્ઠ ) ભક્ત કહેવાય છે.

१३. कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मनावानुसृतस्वभावात् ।
करोति यद्यत् सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ॥

= કાયાવડે, વાણીવડે, મનવડે, ઇન્દ્રિયોવડે, બુદ્ધિવડે, આત્માવડે, વા અનુસૃત સ્વભાવવડે-જે જે કર્મો કરે તે તે સઘળાં પરમ નારાયણને સમર્પણ કરવાં.

१४. यस्य भक्तिर्भगवति हरौ निःश्रेयसेश्वरे ।
विक्रीडतोऽमृताम्भोधौ किं क्षुद्रैः खातकोदकैः ॥

= મોક્ષના અધિપતિરૂપ ભગવાન હરિમાં જેની ભક્તિ છે એવા અમૃતના સાગરમાં રમનારાને ન્હાનાં ખાબોચીઆંનાં પાણીનું શું કામ ?

[ ભાગ૦ ]

---

૨૨.

# તન્ત્ર.

૧. પુરાણ ઉપરાંત, મૂળ પુરાણુનોજ ભાગ હોઇ પુરાણમાંથી બહાર નીકળેલો, એક જાણવા જેવો ધાર્મિક ગ્રન્થોનો પ્રકાર "**તન્ત્ર**" નામે ઓળખાય છે. તન્ત્ર-શબ્દનો મુખ્ય અર્થ ( **તન્** ધાતુ ઉપરથી) ક્રિયાયોગ થાય છે, અને તે ઉપરથી એનું નિરૂપણ કરનારા ગ્રન્થો પણ 'તન્ત્ર' કહેવાય છે. તન્ત્ર-શબ્દનો એક વેદથી, અને બીજો મન્ત્રથી એમ બે તરેહનો ભેદ પાડવામાં આવે છે. વૈદિક ક્રિયા સિવાયની પુરાણકાળમાં ઉત્પન્ન થએલી ક્રિયા એ તાન્ત્રિક ક્રિયા કહેવાય છે,× અને એ અર્થમાં વર્તમાન હિન્દુધર્મમાં તન્ત્રોક્ત ઘણી ક્રિયાઓ ચાલે છે. બીજું-તન્ત્ર તે ધર્મના રહસ્યભૂત મન્ત્રને ક્રિયાદ્વારા સિદ્ધ કરવાની રીતિ છેઃ મન્ત્રમાં જે મનનાર્થ રહસ્ય સમાએલું હોય છે એને અનુભવમાં લેવા માટે તન્ત્રની યોજના છે.

૨. તન્ત્રમાં તત્ત્વજ્ઞાન અને યોગશાસ્ત્રનું મિશ્રણ હોય છે. તત્ત્વજ્ઞાન બહુધા સાંખ્ય કે વેદાન્તરૂપનું હોય છે, અને તે તન્ત્રોક્ત ક્રિયાના અન્તરમાં રહેલી ગુપ્ત વિદ્યા તરીકે એમાં મૂકવામાં આવે છે; તન્ત્રનો કર્મવિધિ

---

× અને આ કારણથી 'તન્ત્ર' માટે નિગમથી ભિન્ન 'આગમ' શબ્દ પણ વપરાય છે.

ઘણે ભાગે યોગથી ભરેલો હોય છે—એ યોગવિધિપુર:સર ન્યાસ ધ્યાન વગેરે ક્રિયાપૂર્વક મન્ત્રસાધના કરવાથી યોગની સિદ્ધિઓ પ્રાપ્ત થાય, તથા એ મન્ત્રનું રહસ્ય જાણવાથી યોગનો પરમ ઉદ્દેશ—બ્રહ્મભાવ પ્રાપ્ત કરવો—તે સિદ્ધ થાય એમ આ શાસ્ત્રનું માનવું છે.

૩. સાંખ્યનાં પુરુષ અને પ્રકૃતિ તે તન્ત્રનાં શિવ અને શક્તિ તેમાં ઘણી વાર શિવ કરતાં શક્તિનો મહિમા અધિક ગણવામાં આવે છે—એનું તાત્પર્ય પરમાત્માની માયા વા અવિદ્યા શક્તિનું અદ્ભુત બળ બતાવવાનું હોય છે, અથવા તો ત્યાં 'શક્તિ' શબ્દનો અર્થ સાંખ્યનાં પ્રકૃતિ અને પુરુષ ઉભયને પોતામાં સમાવતી એવી પરમાત્માની ચૈતન્યશક્તિ એવો થાય છે. પ્રકૃતિ શક્તિનાં બીજાં નામ અમ્બિકા ( માતા ), કાલી, લલિતા ( લાલિત્યભરી વા લીલા ) મહામાયા ઇત્યાદિ છે.

૪. પ્રકૃતિ સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણની બનેલી છે—તેમાંથી રજોગુણનું લક્ષણ જે ક્રિયા એ વડે સત્ત્વગુણની વૃદ્ધિ કરવી એવો શાસ્ત્રનો અન્ય અનેક શાસ્ત્રને મળતો ઉપદેશ છે. સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણ પ્રમાણે મનુષ્યના પણ ત્રણ વર્ગ પાડવામાં આવે છે: પશુ, વીર અને દિવ્ય. સંસારના પાશથી બંધાએલો તમોગુણી જીવ તે પશુ; વીર એ પાશને તોડે છે, પણ એ તોડવામાં ઉદ્ધતતા વિશેષ બતાવે છે તેથી તે રજોગુણી છે; સૌથી ઉત્તમ દિવ્યભાવ છે અને તે સત્ત્વગુણથી ભરપૂર છે.

૫. તાન્ત્રિક કર્મ વૈદિક યજ્ઞનું કેટલુંક રૂપાન્તર છે. જેમ વૈદિક યજ્ઞમાં અનેક જનો એકઠા થઈ એકત્ર સત્ર–યજ્ઞ–કરતા, તેમ તન્ત્રકાર્ય માટે પણ ઘણા જનો 'ચક્ર' યાને મંડળી બાંધી ગુપ્ત રીતિએ ક્રિયા કરતા. વૈદિક યજ્ઞમાં યજમાન સાથે યજમાનપત્ની ભાગ લેતી, તેમ તાન્ત્રિક કાર્યમાં પણ સ્ત્રીઓ ભાગ લેતી. વૈદિક યજ્ઞમાં યજમાનનું પ્રજાપતિ સાથે ઐક્ય સમજવામાં આવે છે તેમ આ તન્ત્ર કર્મમાં ભાગ લેનાર પુરુષ તે શિવ અને સ્ત્રી તે શક્તિ એમ માનવામાં આવે છે.

[ આ શિવ અને શક્તિના યોગથી સમસ્ત સૃષ્ટિ ઉદ્ભવે છે એ સત્ય અનુભવવાના યત્નમાંથી તાન્ત્રિક ક્રિયામાં દુષ્ટ આચારોને ઘણું ઉત્તેજન

મળતું. વળી કામાદિક માનસિક વૃત્તિઓ ઉપર જય મેળવવો—અને તે એટલે સુધી કે એ વૃત્તિને ઉદ્દીપ્ત કરનાર અને ઉચ્છૃંખલ કરનાર બધી સામગ્રી* બલ્કે ક્રિયા હોવા છતાં પણ એ વૃત્તિઓ વશ રહે એવી સ્થિતિ પ્રાપ્ત કરવી—એ યત્નમાંથી ભ્રાન્તિએ કરી પૂર્વોક્ત દુષ્ટ આચારનો ઉદ્ભવ છે. ]

૬. ગુરુ, દીક્ષા, અને મન્ત્રની ખાસ આવશ્યકતા તન્ત્રશાસ્ત્ર બતાવે છે. મન્ત્રનું મૂળ દીક્ષા છે, અને દીક્ષાનું મૂળ ગુરુ છે; ખરો ગુરુ એક જ છે, અને તે કૈલાસનિવાસી આદિનાથ મહાકાલ—એ જ પરમગુરુ મનુષ્યગુરુરૂપે પ્રકટ થઈ દીક્ષા તથા મન્ત્ર આપે છે, અને યથાવિધિ મન્ત્રની સાધના કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

૭. તન્ત્રોક્ત ઉપાસનાના ચાર પ્રકાર છેઃ બ્રહ્મભાવ, ધ્યાનભાવ, જપ-સ્તુતિ, અને પૂજા. તે ક્રમવાર એક પછી એક ઊતરતાં છેઃ બ્રહ્મભાવ કરતાં ધ્યાનભાવ ઊતરતો ગણાય છે, કારણ કે એકમાં અદ્વૈતભાવ છે અને બીજામાં દ્વૈતભાવ છે; જપ અને સ્તુતિ માનસિક–વાચિક હોઈ, એ કરતાં કાયિક પૂજા સ્થૂળ અને ઊતરતી છે. આ પૂજા તન્ત્ર-શાસ્ત્રમાં ‘ યન્ત્ર ’ દ્વારા કરવામાં આવે છેઃ આ ‘ યન્ત્ર ’ જુદા જુદા મન્ત્રો અને દેવતાઓ પ્રમાણે જુદી જુદી આકૃતિનાં ધાતુ વગેરે પદાર્થ ઉપર દોરેલાં રેખાચિત્ર હોય છે—જે મૂળ યજ્ઞની વેદિની કલ્પનામાંથી ઉત્પન્ન થએલાં જણાય છે.

૮. તન્ત્રોમાં ચાર આશ્રમ પૈકી ગાર્હસ્થ્ય અને સંન્યાસ ( જેને ‘ અવ-ધૂતાશ્રમ ’ કહે છે ) એમ બે આશ્રમો જ કલિકાલમાં અવશિષ્ટ રહેલા મનાય છે. તન્ત્રમાર્ગમાં વર્ણભેદ નથીઃ પણ તે સાધકોનું મંડળ જેને ‘ ચક્ર ’ કહે છે—એમાં પ્રવિષ્ટ થએલા જનો પૂરતો; એની બહાર વર્ણભેદ સ્વીકારાય છે.

---

* સંભારો કાલિદાસની પંક્તિઃ “ विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ”—જે પરમ સત્યનો દુરુપયોગ તાન્ત્રિકોએ કર્યો છે.

૯. તાન્ત્રિક આચારના ' દક્ષિણ ' અને ' વામ ' એવા બે પ્રકાર છે: તેમાં ' દક્ષિણ ' નો અર્થ ઉચ્ચતર સાધનને અનુકૂલ, અને 'વામ' નો અર્થ પ્રવૃત્તિમાર્ગને પ્રતિકૂલ એવો શાસ્ત્રકારો કરેછે—અર્થાત્ દક્ષિણ માર્ગ તે પ્રવૃત્તિમાર્ગ અને વામ માર્ગ તે નિવૃત્તિમાર્ગ એવો આ બે માર્ગનો શાસ્ત્રીય ભેદ છે. પણ સાધારણ રીતે વામમાર્ગનો અર્થ તાન્ત્રિક ઉપાસનામાં દાખલ થઇ ગએલા ' પંચ મકાર '( મત્સ્ય, મદિરા, માંસ, મુદ્રા અને મૈથુન )સેવનરૂપી દુષ્ટ આચારો એવો થાય છે; અને એથી ઉલટો શુદ્ધ માર્ગ તે ' દક્ષિણ માર્ગ ' કહેવાય છે.*

---

## ઉતારા.

१ आयाते पापिनि कलौ सर्वधर्मविलोपिनि ।
दुराचारे दुष्प्रपंचे दुष्टकर्मप्रवर्तके ।
न वेदा: प्रभवस्तत्र स्मृतीनां स्मरणं कुत: ।
नानेतिहासयुक्तानां नानामार्गप्रदर्शिनाम् ।
बहुलानां पुराणानां विनाशो भविता विभो ।
तदालोका भविष्यन्ति धर्मकर्मबहिर्मुखाः ।

..............................

त्वया कृतानि तन्त्राणि जीवोद्धारणहेतवे ।
निगमागमजातानि भुक्तिमुक्तिकराणि च ।
देवीनां यत्र देवानां मन्त्रयन्त्रादि साधनम् ॥

२ कृते श्रुत्युक्त आचारस्त्रेतायां स्मृतिसंभव: ।
द्वापरे तु पुराणोक्तं कलावागम: केवलम् ॥

= જ્યારે પાપી દુરાચારી દુષ્ટ પ્રપંચવાળો અને દુષ્ટ કર્મમાં પ્રવૃત્તિ કરાવતો એવો કલિયુગ આવશે અને સર્વ ધર્મનો તદ્દન લોપ થઇ જશે,

* તન્ત્રનો વિષય બાળકોને શીખવવા યોગ્ય ન હોવાથી, બાળોપયોગી ધર્મવર્ણનના પુસ્તકમાં એ છોડી દીધો છે.

ત્યારે વેદો માન્ય નહિ થાય, સ્મૃતિઓનું તો સ્મરણ જ ક્યાંથી હશે, નાના પ્રકારના ઇતિહાસવાળાં તથા નાના પ્રકારના માર્ગો દર્શાવતાં એવાં બહુ પુરાણોનો નાશ થઇ જશે. તે વખતે લોક ધર્મ–કર્મથી બહિર્મુખ થઇ જશે. તે તે વખતે તારાં કરેલાં તન્ત્રો જીવોનો ઉદ્ધાર કરવા સમર્થ થશે–તન્ત્રો કે જે નિગમ અને આગમ ( શ્રુતિ અને સ્મૃતિ ) માંથી ઉત્પન્ન થએલાં છે, જે ભોગ અને મોક્ષ આપે છે, તથા જેમાં દેવ અને દેવીઓનાં મન્ત્ર–યન્ત્રનું સાધન બતાવેલું છે.

[ महा० त० ]

સત્ય યુગમાં શ્રુતિમાં કહેલો આચાર; ત્રેતામાં સ્મૃતિમાં કહેલો; દ્વાપરમાં પુરાણમાં કહેલું; અને કલિમાં કેવલ આગમ ( તન્ત્ર ) જ પ્રમાણરૂપ છે.

[ कुलार्णव. ]

३ वैदिकी तान्त्रिकी चैव द्विविधा कीर्तिता श्रुतिः ।

= વૈદિકી અને તાન્ત્રિકી એમ બે પ્રકારની શ્રુતિ કહી છે.

[ कुल्लूक. ]

४ सर्ववर्णाधिकारश्च नारीणां योग्य एव च ॥

= તન્ત્રનો સર્વ વર્ણને અધિકાર છે, નારીને પણ એ યોગ્ય છે.

५ कुलं शक्तिरिति प्रोक्तमकुलं शिव उच्यते ।
कुलेऽकुलस्य संबन्धः कौलमित्यभिधीयते ।
दर्शनानि तु सर्वाणि कुलमेव विशन्ति हि ॥

= ‘ કુલ ’ એવું શક્તિનું નામ છે; અને ‘ અકુલ ’ તે શિવ. કુલ સાથે અકુલનો સંબન્ધ તે ‘ કૌલ ’ કહેવાય છે. સઘળાં દર્શનો કુલમાં પ્રવેશ પામે છે. [કુલ–સૃષ્ટિ–પ્રકૃતિ; અકુલ–સૃષ્ટિથી પ્રકૃતિથી ભિન્ન એવો જે પુરુષ; પ્રકૃતિ પુરુષના સંબન્ધરૂપ–સંસારનું તત્ત્વ જણાવનાર શાસ્ત્ર તે કૌલ.]

સઘળાં દર્શનો શક્તિનું સ્વરૂપ દર્શાવવામાં પર્યવસાન પામે છે.

[तन्त्र०]

६ कुलपुस्तकानि च गोपायेत्

= કૌલિક ( તન્ત્ર ) શાસ્ત્રનાં પુસ્તકો છાનાં રાખવાં.

[ कल्प· सू० ]

७ अन्यास्तु सकला विद्याः प्रकटा मणिका इव ।
इयं तु शाम्भवी विद्या गुप्ता कुलवधूरिव ॥

[ कुलार्णव० ]

= બીજી બધી વિદ્યાઓ મણિ જેવી પ્રકટ છે. આ શંભુની વિદ્યા ( કૌલ શાસ્ત્ર ) કુલાંગનાની પેઠે ગુપ્ત રહે છે.

८ कुलाचारं विना देवि कलौ सिद्धिर्न जायते ।
नस्मात्सर्वप्रयत्नेन साधयेत् कुलसाधनम् ॥
कुलाचारेण देवेशि ब्रह्मज्ञानं प्रजायते ।
ब्रह्मज्ञानयुतो मर्त्यो जीवन्मुक्तो न संशयः ॥

[ महा० तन्त्र. ]

= હે દેવી ! કૌલિક આચાર વિના કલિમાં સિદ્ધિ થતી નથી. તેથી સર્વ પ્રયત્ને કરી કુલસાધન કરવું. કૌલિક વિધિ આચરવાથી બ્રહ્મજ્ઞાન થાય છે. અને બ્રહ્મજ્ઞાનયુક્ત મર્ત્ય તે જીવન્મુક્ત થાય છે એમાં સંશય નથી.

९ मद्यं मांसं तथा मत्स्यं मुद्रा मैथुनमेव च ।
एतानि पञ्च तत्त्वानि त्वया प्रोक्तानि शङ्कर ।
कलिजा मानवा लुब्धाः शिश्नोदरपरायणाः ।
लोभात्तत्र पतिष्यन्ति न करिष्यन्ति साधनम् ।
हिताय यानि कर्माणि कथितानि त्वया प्रभो ।
मन्ये तानि महादेव विपरीतानि मानवे ॥

= મદ્ય, માંસ, (બકરા વગેરેનું ), મત્સ્ય, મુદ્રા અને મૈથુન–એ પાંચ

તત્ત્વો હે શંકર ! તમે કહ્યાં. કલિયુગમાં ઉત્પન્ન થએલા મનુષ્યો લોભી કામી પેટભરૂ હોઈ લક્ષચાઇ એ પાંચ તત્ત્વોમાં પડશે, અને ( ખરૂં ) સાધન નહિ કરે. હે પ્રભુ ! તમે મનુષ્યના કલ્યાણ માટે જે કર્મો કહ્યાં તે હે મહાદેવ ! મનુષ્યમાં વિપરીત નીવડશે એમ હું ધારૂં છું.

[महा० त०]

१० त्वं परा प्रकृतिः साक्षाद्ब्रह्मणः परमात्मनः ।
त्वत्तो जातं जगत्सर्वं त्वं जगज्जननी शिवे ।
त्वमाद्या सर्वविद्यानामस्माकमपि जन्मनः ।
त्वं जानासि जगत्सर्वं न त्वां जानाति कश्चन ।
सर्वशक्तिस्वरूपा त्वं सर्वदेवमयी तनुः ।
त्वमाद्या परमा शक्तिः सर्वशक्तिस्वरूपिणी ।
तव शक्त्या वयं शक्ताः सृष्टिस्थितिलयादिषु ॥

= તું બ્રહ્મ પરમાત્માની સાક્ષાત્ પરા પ્રકૃતિ છે. તારાથી સઘળું જગત્ ઉત્પન્ન થયું છે; હે કલ્યાણી ! તું જગન્માતા છે. તું સર્વ વિદ્યામાં આદ્ય ( પ્રથમ ) વિદ્યા છે; અમારી ( શંકર વગેરેની ) પણ જન્મયોનિ છે. તું સર્વ જગતને જાણે છે, તને કોઇ જાણતું નથી. તું સર્વશક્તિ સ્વરૂપ છે. સર્વદેવમય તારૂં શરીર છે. તું આદ્ય પરમ શક્તિ છે, સર્વ શક્તિસ્વરૂપવાળી છે–તારી શક્તિથી અમે સૃષ્ટિ સ્થિતિ અને લયાદિ કાર્ય કરવામાં શક્ત બનીએ છીએ.

[महा० त०]

११ श्रीमाता श्रीमहाराज्ञी श्रीमत्सिंहासनेश्वरी ।
चिदग्निकुण्डसंभूता देवकार्यसमुद्यता ॥
चिच्छक्तिश्चेतनारूपा जडशक्तिर्जडात्मिका ।
तत्त्वासना तत्त्वमयी पञ्चकोशान्तरस्थिता ।
निःसीममहिमा नित्ययौवना मदशालिनी ॥
इच्छाशक्तिज्ञानशक्तिक्रियाशक्तिस्वरूपिणी ।
सर्वाधारा सुप्रतिष्ठा सदसद्रूपधारिणी ॥

चित्कलानन्दकालिका प्रेमरूपा प्रियंकरी ।
भाग्याब्धिचन्द्रिका भक्तचित्तकेकिघनाघना ॥

= શ્રીમાતા ( જગન્નિર્માણ કરતી પરમાત્માની લક્ષ્મી યા વિભૂતિ ); શ્રીમહારાણી ( પાલન કરતી વિભૂતિ); શ્રીમત્સિંહાસનેશ્વરી ( સંહારમૂર્તિ ); ચૈતન્યરૂપ અગ્નિના કુંડમાંથી ઉત્પન્ન થએલી અને દેવનું કાર્ય કરવા ઊભી થએલી; ચિત્-શક્તિ, ચેતનારૂપ; જડશક્તિ, જડરૂપ: તત્ત્વરૂપ આસને બેઠેલી; તત્ત્વમયી; પંચકોશ( અન્ન-પ્રાણ-મન-વિજ્ઞાન-આનન્દ )ના અન્તરમાં રહેલી; નિઃસીમ મહિમાવાળી, નિત્ય યૌવનવાળી, ( ચૈતન્યના આનન્દરૂપ )મદવાળી; ઇચ્છાશક્તિ, જ્ઞાનશક્તિ, અને ક્રિયાશક્તિ-રૂપ; સર્વનો આધાર, સર્વની પ્રતિષ્ઠા ( ગન્તવ્યસ્થાન ), સત્-અસત્રૂપ ધારણ કરનારી; ચૈતન્યની કળા, આનન્દની કળી; પ્રેમરૂપ; પ્રિય કરનારી; ભાગ્યસમુદ્રને ઉલ્લાસનારી ચન્દ્રિકા, ભક્તનાં ચિત્તરૂપ મયૂરની (આનન્દથી નૃત્ય અને ટૌકા કરાવનારી) ઘનાવલિ.

[ ललिता० ]

१२ सच्चिदानन्दरूपाहं ब्रह्मैवाहं स्फुरत्प्रभम् ।

= હું સત્-ચિત્-આનન્દ-રૂપ છું; હું સ્ફુરંતપ્રભાયુક્ત બ્રહ્મ જ છું.

[ योगिनीतन्त्र. ]

१३ विद्याः समस्तास्तव देवि भेदाः ।
स्त्रियः समस्ताः सकला जगत्सु ।

= હે દેવી ! સઘળી વિદ્યાઓ એ તારા ભેદ છે; જગતમાં જે સ્ત્રીઓ છે તે સઘળી તારાં રૂપો છે.

[ देवी० ]

---

૨૩

# ત્રિમૂર્તિ-પંચાયતન.

૧. વેદમાંથી જ વિસ્તાર પામીને, પણ વેદના પછીના કાળમાં, હિન્દુસ્થાનમાં જે ધાર્મિક જીવન બંધાયું તેનું છેલ્લામાં છેલ્લું રૂપ આપણે પુરાણ અને તન્ત્રમાં જોઇએ છીએ. એ ગ્રન્થોમાં જો કે સાંખ્ય યોગ અને વેદાન્તનું તત્ત્વજ્ઞાન, તેમ જ ગૃહ અને સમાજના હિતાર્થે ઉત્પન્ન થએલા સ્માર્ત આચારોનું નિરૂપણ પ્રસંગાનુસાર જોવામાં આવે છે, તથાપિ વિશેષ ભાગે તો એમાં ભક્તિનો જ ઉપદેશ કરવામાં આવે છે: અને એ ઉપદેશને અંગે, પરમાત્માનાં વિવિધ સ્વરૂપ, એનો મહિમા, એને અનુભવમાં લેવા માટે અનુકૂળ થતાં સાધનો વગેરેનું પ્રાચીન કથાઓ સંવાદો આદિ રસિક રૂપે વર્ણન કર્યું છે. એનું અલ્પ દિગ્દર્શન ઉપલા છેવટના પાઠોમાં કરાવવામાં આવ્યું; હવે એ ભક્તિરસના આલંબનરૂપ પરમાત્માને પુરાણોએ જે વિશેષ રૂપે નિરૂપ્યો છે એ ટૂંકામાં જોઇએ.

૨. પરમાત્મા એ જગત્‌ની સૃષ્ટિ સ્થિતિ અને લયનું કારણ છે, અને એ ત્રણ ક્રિયાઓને લઇને એનાં (૧) બ્રહ્મા, (૨) વિષ્ણુ અને (૩) શિવ એમ ત્રણ રૂપો દર્શાવવામાં આવ્યાં છે. પરમાત્માની સઘળી લીલા આ ત્રણ ક્રિયાઓમાં આવી જાય છે; અને તેથી પ્રાચીન કાળના ઇન્દ્ર વરુણ વગેરે દેવોને ઠેકાણે પૌરાણિક સમયમાં ઉત્પન્ન થએલી આ ત્રિમૂર્તિ પરમાત્માનું સમગ્ર સ્વરૂપ બતાવવા માટે બસ થાય છે. તેથી હવેના હિન્દુ ધર્મમાં આ ત્રિમૂર્તિના ત્રણ દેવો સર્વ દેવોમાં મુખ્ય ગણાય છે.

૩. પરંતુ આ ત્રિમૂર્તિ હિન્દુધર્મમાં તદ્દન પહેલીવારની કલ્પના નથી. તેમ જ, વેદના દેવોનું પૃથ્વી-મધ્યમ-અને દ્યુલોક એમ ત્રણ લોકના દેવરૂપે પૂર્વે જે વર્ગીકરણ કરવામાં આવ્યું હતું તેનું જ રૂપાન્તર છે એમ પણ નથી. પણ વેદના અમુક મુખ્ય દેવોની ભાવનામાંથી એ ત્રિમૂર્તિ ઉત્પન્ન થઇ છે. અને તે આ રીતે:—

(૧) **બ્રહ્માની** કલ્પના વેદના **બ્રહ્મન્** માંથી થઈ છે. આપણે ઉપર જોયું છે કે **બ્રહ્મન્** એટલે ધાર્મિક શબ્દ, સ્તુતિ, વેદ, જે વિશ્વમાં વ્યાપીને રહેલું છે અને વિશ્વને વૃદ્ધિ પમાડતું તત્ત્વ છે—એનો અધિષ્ઠાતા દેવ તે 'બ્રહ્મા'. અને એ બ્રહ્મા જેમાં બીજરૂપે રહ્યા છે તે બ્રહ્મનું અંડ, બ્રહ્માંડ. એ બ્રહ્મા, શેષ-અનન્તની શય્યા ઉપર સૂતેલા અને લક્ષ્મીજી જેના પગ ચાંપે છે એવા વિષ્ણુની નાભિમાંથી ઉત્પન્ન થએલા કમળ ઉપર વિરાજમાન છે, અને એમના ચાર મુખમાંથી ચાર વેદ નીકળ્યા છે એમ પૌરાણિક કલ્પના છે એનું તાત્પર્ય એવું છે કે અનન્ત તત્ત્વમાં સર્વવ્યાપક ( વિષ્ણુ ) પરમાત્મા સૂતેલા છે, અથવા તો એનો એક શેષ ભાગ જેમાંથી સૃષ્ટિ થઇ છે તેમાં સૂતેલા છે; એ વિશ્વનું કારણ બનતો પરમાત્મા કેવલ નથી, પણ વિભૂતિ-( લક્ષ્મી )વિશિષ્ટ છે; એ પરમાત્માના મધ્યમાંથી—નાભિમાંથી—ઉત્પન્ન થએલું, સત્–સમુદ્રમાં તરતું જે સૌન્દર્ય તે કમલ; અને તેમાં આશ્રય કરીને રહેલું જીવન્ત બ્રહ્માંડ તે બ્રહ્મા; એ પરમાત્માના શબ્દનો આવિર્ભાવ; જેની ચારે દિશામાં, યજ્ઞનાં ચાર કાર્ય પ્રમાણે ચાર વેદની ઉત્પત્તિ થઇ છે.* (૨) જે પરમાત્માના શબ્દમાંથી આ આખું બ્રહ્માંડ સર્જાયું છે, તે જ પરમાત્મા એમાં પેશીને ( **વિશ્**–પેસવું ધાતુ ઉપરથી ) એનું પાલન કરે છે. એ રૂપે એ '**વિષ્ણુ**' કહેવાય છે. અને એ પાલન માટે પરમાત્મા વખતોવખત આ જગત્‌માં પ્રકટ થઈ સજ્જનને સાહ્ય કરે છે અને દુર્જનનો વિનાશ કરે છે, તેથી વિષ્ણુના વિવિધ અવતાર થયા મનાય છે. (૩) પરમાત્માનું ત્રીજું સ્વરૂપ '**રુદ્ર**' વા '**શિવ**' કહેવાય છે. તોફાની પવનમાં પ્રકટ થતી પરમાત્માની ઉગ્ર મૂર્તિને વેદમાં 'રુદ્ર' નામ આપવામાં આવેલું હતું, તથા એની અગ્નિ સાથે એકતા કરવામાં આવી હતી. અગ્નિ સર્વ વસ્તુને ભસ્મ કરી નાંખે છે અને સંહારનો દેવ છે તેથી રુદ્ર પણ પરમાત્માની સંહારની મૂર્તિ મનાય છે. અગ્નિની ઊભી જ્વાળા એ એની મૂર્તિ (શિવલિંગ) બનેછે, અગ્નિની વેદિ એ એની જળાધારી, અગ્નિમાં હોમાતી આજ્ય( ઘૃત ) ધારા એ શિવલિંગ ઉપર થતી જળની અભિષેકધારા, અગ્નિની ભસ્મ તે શિવના ઉપાસકોએ ધારણ કરવાનું ચિહ્ન, અગ્નિની શિખાની આસપાસ વીંટાતો ધૂમ તે શિવની જટા, તથા અગ્નિ અને ધૂમ મળી જે નીલલોહિત ( શ્યામ

---

* જુવો પૃ૦ ૯. ૨. બીભત્સ લિંગપૂજામાંથી આની ઉત્પત્તિ છે એ કલ્પના ખોટી છે. સાંખ્યના પ્રકૃતિ–પુરુષના સિદ્ધાન્તનો આની સાથે સંબન્ધ છે, પણ તે પાછળનો.

રક્ત ) વર્ણ થાય છે તે ઉપરથી શિવનું એક નામ ‘ નીલલોહિત ’ એવું થયું છે. વળી, આપણે પૂર્વે જોયું કે અગ્નિ એ ઘેરઘેર વસતું પરમાત્માનું તેજ છે, ઘરનું કલ્યાણ એના ઉપર આધાર રાખે છે. અને તેથી એ ‘ શિવ ’ કહેતાં મંગળ, અને ‘ શંકર ’ કહેતાં સુખકર પણ કહેવાય છે. એ જ શિવ તત્ત્વદષ્ટિએ, સાંખ્યનાં પ્રકૃતિ અને પુરુષ રૂપ બે તત્ત્વો પૈકી પુરુષતત્ત્વ છે. અને એ તત્ત્વ અવિકારી હોવાથી બહુધા શિવના વિષ્ણુ જેવા અવતાર ગણાવાતા નથી.

૪. બ્રહ્માની ઉપાસના હાલ હિન્દુધર્મમાં ચાલતી નથી ( માત્ર અજમેર પાસે પુષ્કર ક્ષેત્રમાં બ્રહ્માણની એક સુન્દર મૂર્તિ છે ). [૧]શિવ અને વિષ્ણુના ઉપાસકો ઘણા છે. અને તેથી શૈવ અને વૈષ્ણવ એવા બે હિન્દુ ધર્મના મુખ્ય પન્થ છે. શૈવ પન્થનું ચિહ્ન ભસ્મ રુદ્રાક્ષ અને ત્રણ રેખાનું આડું[૨] તિલક છે. ગોપીચન્દન[૩] તુલસીની માળા અને ઊભું તિલક એ વૈષ્ણવ પન્થનાં ચિહ્ન છે.

૫. સ્માર્ત હિન્દુઓ શિવ, વિષ્ણુ, સૂર્ય, ગણપતિ, અને અંબિકા (માતા), એ પાંચ દેવનાં આયતન કહેતાં રહેઠાણ, સ્થાન વા મૂર્તિ, એની પૂજા કરે છે. દેવ એક જ છે, પણ તે પાંચ રહેઠાણમાં પ્રકટ થઈ પાંચ જુદાં જુદાં નામ પામે છે; તેથી તે પંચ દેવ ન કહેવાતાં ‘ પંચ આયતન ’ કહેવાય છે. દરેક બ્રાહ્મણે સન્ધ્યાવન્દનમાં બુદ્ધિના પ્રેરક પ્રકાશસ્વરૂપ સવિતા યાને સૂર્યની ઉપાસના કરવાની હોય છે. તે ઉપરાંત પરમાત્માનાં બે સ્વરૂપ—એક લોકરક્ષણાર્થે અવતાર ગ્રહણ કરતું, એવું, અને બીજું મંગળ સુખકારી—એક વિષ્ણુ અને બીજું શિવ એ બે સ્વરૂપ પૂજાય છે. તે ઉપરાંત ગણપતિ તે ‘ બ્રહ્મન્ ’ ઉપરથી થએલાં વૈદિક બ્રહ્મણસ્પતિ—અર્થાત્ વાણીના, વિદ્યાના, સર્વવિઘ્નનિવારક પરમાત્મસ્તુતિના દેવ છે. અને અંબિકા તે સાંખ્યની પ્રકૃતિ, પુરુષરૂપ શિવની સહધર્મચારિણી છે. એ જ વેદાન્તની માયા-જગન્માતા-શક્તિ છે, સંહારકર્ત્રી મહાકાલીરૂપે પણ એ જ પ્રદર્શાય છે. અને સંસારમાંથી તારનાર વિદ્યાશક્તિ પણ એ જ છે. એ જ પ્રકૃતિને

૧ એનું રૂપાન્તર શું થયું છે એ નીચેના પૅરેગ્રાફમાં બતાવવામાં આવશે. ૨ વિષ્ણુ ઊર્ધ્વલોકવાસી સૂર્યદેવ હોવાથી અને અગ્નિ વેદિ ઉપર બેઠેલો દેવ હોવાથી ? ૩ કૃષ્ણ વિષ્ણુનો અવતાર હોવાથી.

વિષ્ણુપત્ની લક્ષ્મીરૂપે અને બ્રહ્મપત્ની સરસ્વતીરૂપે પુરાણો દર્શાવે છે. આમ વિશ્વમાં પરમાત્માની મહાશક્તિ મહાકાલી-મહાલક્ષ્મી-મહાસરસ્વતીરૂપે પૂજાય છે.

## ઊતારા.*

૧. हिरण्यगर्भः समवर्तताग्रे विश्वस्य [भूतस्य] जातः पतिरेक आसीत्।

= પ્રથમ હિરણ્યગર્ભ ( બ્રહ્મા-પ્રજાપતિ ) થયો, જે વિશ્વનો એક જ પતિ ઉત્પન્ન થએલો હતો. [ બ્રહ્મા એ પ્રથમ ઉત્પન્ન થએલા પ્રજાપતિ છે એમ ' જાત ' શબ્દનો અર્થ આ પૌરાણિક બ્રહ્મા માટે કરવાનો છે. ]

૨. त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः। अतो धर्माणि धारयन्।

= કોઇથી દબાય નહિ એવો ' ગોપ ' વિષ્ણુ—તેણે ત્રણ પગલાં ભર્યાં. અહીંથી એ ધર્મનું ધારણ કરે છે. [ જુવો. પૃ. ૩૩. ]

[ गो-પૃથ્વી+पा-રક્ષણ કરવું ઉપરથી ' ગોપ ' એટલે પૃથ્વીનું રક્ષણ કરનાર—સૃષ્ટિનું રક્ષણ કરવું એ જેનું પ્રધાન કાર્ય છે એવા અવતારી વિષ્ણુ ભગવાન. પછીથી એ જ, બીજા અર્થમાં ' ગોપ ' કૃષ્ણ. ઉભય, મૂળ, આધિભૌતિક અને આધ્યાત્મિક પ્રકાશ( गो-કિરણ ઉપરથી )રક્ષક આદિત્ય.]

૩. विष्णुर्गोपाः परमं पाति पाथः प्रिया धामान्यमृता दधानः।

= ' ગોપ ' વિષ્ણુ ઉત્તમ ભોજ્ય પદાર્થનું રક્ષણ કરે છે—પ્રિય, અને અમૃત એવાં ધામ ( તેજ; સ્થાન ) ધારણ કરતો.

[ ऋ. सं. ]

૪ एषा वै अग्रेसनूर्यद्रुद्र इति।

* પુરાણોના નિરૂપણનો સાર ઉપર આપ્યો છે—એમાંથી ઊતારા ટાંકવાની જરૂર નથી. પણ જે મૂળમાંથી એ નિરૂપણોનો ઉદ્ભવ છે એના જ થોડા ઊતારા ઉપયોગી થશે ધારી અત્રે આપ્યા છે. માત્ર છેવટનો ઉતારો ભાગવતમાંથી છે.

= આ અગ્નિનું સ્વરૂપ—જે રુદ્ર તે.

૬ अग्निं वैं स देवस्तस्यैतानि नामानि शर्व इति यथा प्राच्या आचक्षते भव इति यथा बाहीकाः पशूनां पती रुद्रोऽग्निरिति तान्यस्या शान्तान्येवेतराणि नामान्यग्निरित्येव शान्ततमम्. ।

= એ અગ્નિ દેવ; એનાં આ નામઃ 'શર્વ' એમ એને પ્રાચ્ય લોકો કહે છે, 'ભવ' એમ એને બાહીક લોકો કહે છે. પશુનો પતિ, રુદ્ર, અગ્નિઃ એનાં આ નામમાં અગ્નિ એ એનું સૌથી શાન્ત નામ છે, બાકીનાં બીજાં અશાન્ત (ઘોર) નામ છે. [યજ્ઞપશુની હિંસાના કારણથી 'પશુપતિ' એ ઘોર નામ; પણ પશુનો તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ થતો અર્થ લેતાં એ ઘોર નામ નહિ.]

[ ब्रा० ]

૬ चत्वारि शृङ्गा त्रयोऽअस्य पादा द्वे शीर्षे सप्त हस्तासोऽअस्य। त्रिधा बद्धो वृषभो रोरवीति महो देवो मर्त्याँऽ आविवेश ॥

= આનાં ચાર શૃંગ, ત્રણ પગ, બે શિર, સાત હાથ છે; ત્રણ રીતે બાંધેલો વૃષભ (અગ્નિ) પુષ્કળ નાદ કરે છે—એ મહાદેવે (અગ્નિએ) મર્ત્યોમાં પ્રવેશ કર્યો છે.

[ ऋ. सं. ]

૭. गणानां त्वा गणपतिं हवामहे कविं कवीनामुपमश्रवस्तमम् ।

= ગણોના પતિને—બ્રહ્મણસ્પતિને—અમે બોલાવીએ છીએ;—બ્રહ્મણસ્પતિ કે જે કવિઓ (જ્ઞાની પુરુષો) માં કવિ છે, અને જેની કીર્તિ સર્વોત્તમ ઉપમા આપવા યોગ્ય છે.

[ બ્રહ્મણસ્પતિ—ગણપતિ, કાવ્ય અને જ્ઞાનના પતિ; તેથી વિદ્યારંભે ગણપતિનું સ્મરણ અને મહાભારતના લહીઆ તરીકે એમની કલ્પના.]

[ ऋ. सं. ]

७ हं सुवे पितरमस्य मूर्धन्मम योनिरप्स्वन्तः समुद्रे ।
ततो वितिष्ठे भुवनानु विश्वोतामूं द्यां वर्ष्मणोपस्पृशामि ॥

= આને માથે પિતા( બ્રહ્મા )ને હું ઉત્પન્ન કરું છું–સમુદ્ર ( વિશ્વ વા પરમાત્મા )ના અન્તરૂમાં મારૂં સ્થાન શક્તિરૂપે છે. ત્યાંથી હું સઘળાં ભુવનોમાં વિવિધરૂપે કહું છું, આ આકાશને મારા વિશાળ દેહથી સ્પર્શ કરૂં છું.

[ ऋ॰ सं॰ ]

८ उदाप्लुतं विश्वमिदं तदासीद्यन्निद्रयाऽमीलितदृ न्यमीलयत् ।
अहीन्द्रतल्पेऽधिशयान एकः कृतक्षणः स्वात्मरतौ निरीहः॥
सोऽन्तः शरीरेऽर्पितभूतसूक्ष्मः कालात्मिकां शक्तिमुदीरयाणः ।
उवास तस्मिन् सलिले पदे स्वे यथानलो दारुणि रुद्धवीर्यः ॥

... ... ... ... ...

तस्यार्थसूक्ष्माभिनिविष्टदृष्टेरन्तर्गतोऽर्थो रजसा तनीयान् ।
गुणेन कालानुगतेन विद्धः सूष्यंस्तदाऽभिद्यत नाभिदेशात् ॥
स पद्मकोशः सहसोदतिष्ठत् कालेन कर्मप्रतिबोधनेन ।
स्वरोचिषा तत्सलिलं विशालं विद्योतयन्नर्क इवात्मयोनिः ॥
तल्लोक पद्मं स उ एव विष्णुः प्रावीविशत्सर्वगुणावभासम् ।
तस्मिन् स्वयं वेदमयो विधाता स्वयंभुवं यं स्म वदन्ति सोऽभूत् ॥
तस्यां स चाम्भोरुहकर्णिकायामवस्थितो लोकमपश्यमानः ।
परिक्रमन् व्योम्नि विवृत्तनेत्रश्चत्वारि लेभेऽनुदिशं मुखानि ॥
तस्माद्युगान्तश्वसनावघूर्णजलोर्मिचक्रात्सलिलाद्विरूढम् ।
उपाश्रितः कंजमु लोकतत्त्वं नात्मानमद्धाऽविददादिदेवः ॥
क एष योऽसावहमब्जपृष्ठ एतत्कुतो वाऽब्जमनन्यदप्सु ।
अस्ति ह्यधस्तादिह किंचनैतदधिष्ठितं यत्र सतानुभाव्यम् ।
स इत्थमुद्वीक्ष्य तदब्जनालनाडीभिरन्तर्जलमाविवेश ।
नार्वाग्गतस्तत्खरनालनालनाभिं विचिन्वंस्तदविन्दताजः ॥

... ... ... ... ...

ततो निवृत्तोऽप्रतिलब्धकामः स्वधिष्ण्यमासाद्य पुनः स देवः ।
शनैर्जितश्वासनिवृत्तचित्तोन्यषीददारूढसमाधियोगः ॥
कालेन सोऽत्रः पुरुषायुषाऽभिप्रवृत्तयोगेन विरूढबोधः ।
स्वयं तदन्तर्हृदयेऽवभातमपश्यतापश्यत यन्न पूर्वम् ॥

= તે વખતે આ વિશ્વ જળથી ( સર્ગ પહેલાંનો અન્ધકાર—જેને ઋગ્વેદસંહિતાના **नासीदासीत्** સૂક્તમાં ' **सलिल** '—જળના રૂપકથી વર્ણવ્યું છે—જુવો ઉપર પૃ. ૨૩. ) છવાએલું હતું,—જેને નિદ્રાથી ભગવાને મીંચેલું હતું—ભગવાન કે જેની દૃષ્ટિ કદી મીંચાતી નથી. ( અથવા, ભગવાન કે જેમની દૃષ્ટિ કદી મીંચાતી નથી તેમણે માયાની નિદ્રાથી પોતાની દૃષ્ટિ મીંચેલી હતી. ) એ ભગવાન પોતાના આત્મામાં જ આનન્દ માનીને રમમાણ હતા, અને કોઇપણ પ્રકારની ઇચ્છા કે ક્રિયા તે વખતે એમનામાં નહતી. એમના શરીરમાં ભૂતસૂક્ષ્મ રહેલાં હતાં. અને કાલરૂપ શક્તિને પ્રેરતા એવા ભગવાન પોતાના સ્થાનરૂપ એ સલિલમાં વસતા હતા—જેમ કાષ્ઠમાં અગ્નિ પોતાની શક્તિ રોકીને વસેલો હોય છે તે રીતે. એ ભગવાનના અન્તર્માં રહેલા એ સૂક્ષ્મ પદાર્થ ઉપર ભગવાનની દૃષ્ટિ લાગી, અને કાલ જેની મદદમાં આવેલો છે એવા રજોગુણવડે એ સૂક્ષ્મ પદાર્થ વીંધાયો, અને ભગવાનના નાભિપ્રદેશ ( મધ્ય )માંથી ઉત્પન્ન થઈ બહાર નીકળ્યો. પ્રાણીઓનાં કર્મને જગાડતા એવા કાલે કરીને, પોતાના તેજવડે એ વિશાલ સલિલને સૂર્યની પેઠે પ્રકાશિત કરતો એક સ્વયંભૂ કમલકોશ સહસા ઉત્પન્ન થયો. એ લોક( દૃશ્ય વિશ્વ )પદ્મમાં એ વિષ્ણુએ ( સર્વવ્યાપક પરમાત્મા–ભગવાને ) પ્રવેશ કર્યો, જેથી એમાં સર્વ ગુણ ( સત્ત્વ રજસ્ તમસ્ ) ભાસમાન થયા. એ પદ્મમાં સ્વયં વેદમય વિધાતા-બ્રહ્મા–થયા, જે બ્રહ્મા ' સ્વયંભૂ ' કહેવાય છે ( વેદ એ પરમાત્માનું સ્વયંભૂ ' નિઃશ્વસિત ' હોવાથી ) એ કમલપત્રની ઉપર રહેલા બ્રહ્માએ જ્યારે લોક—દૃશ્ય વિશ્વ—ન જોયું, ત્યારે ચારે તરફ ફરીને નેત્ર ફેરવ્યાં—જેથી એને ચારે દિશા પ્રમાણે ચાર મુખ પ્રાપ્ત થયાં. એ કલ્પાન્ત સમય( સૃષ્ટિ પૂર્વેની પ્રલયાવસ્થા )ના વાયુથી જેનાં મોજાં ઊછળી રહ્યાં છે એવા સલિલમાંથી ઊગેલા કમલ ઉપર બેઠેલા એ આદિ-દેવ( બ્રહ્મા )ને લોકના તત્ત્વનું કે આત્માનું જ્ઞાન ન હતું. તેથી એણે વિચારવા માંડયું કે—આ હું કમલ ઉપર બેઠેલો છું તે કોણ ? અને આ જળથી અનન્ય એવું જે કમળ તે ક્યાંથી આવ્યું ? આની નીચે કાંઇક

હોવું જોઇએ કે જ્યાં આ સતથી અધિષ્ઠિત થઈ અનુભવયોગ્ય બને છે ( અથવા આની નીચે કાંઇક સત્ હોવું જોઇએ. ) આ પ્રમાણે વિચાર કરીને બ્રહ્માએ કમળના નાળની નાડીઓમાં થઇને જળની અન્તર્માં પ્રવેશ કર્યો. પણ આમ નીચે ગયા છતાં અને કઠિન નાલની અંદર શોધ કર્યા છતાં, એમને કાંઇ જડયું નહિ. તેથી પાછા ફર્યા અને એમની જાણવાની ઇચ્છા પાર ન પડી, ત્યારે પોતાને સ્થાને પાછા આવીને બેઠા. પછી ધીમે ધીમે પ્રાણાયામ કરી ચિત્તને પાછું વાળ્યું, અને અન્તર્માં સમાધિયોગ કરીને બેઠા. પછી પુરુષાયુષ્ય જેટલા કાળે કરી યોગ થતાં થતાં, જ્ઞાન ઉત્પન્ન થયું, અને પોતે હૃદયના અન્તર્માં પ્રકાશમાન-પૂર્વે નહિ જોએલું એવું-તત્ત્વ જોયું. [ તાત્પર્યઃ—વેદ પણ પરમાત્માનું તત્ત્વ પામી શકતો નથીઃ બહાર શોધ્યો જડતો નથી, વિશ્વનું મૂળ શોધ્યે પણ એને પહોંચાતું નથી-અન્તર્માં જ દૃષ્ટિ કરતાં એનો પ્રકાશ-આવિર્ભાવ થાય છે. ]

[ भागवत. ]

---

૨૪

# અવતાર.

૧. વિષ્ણુ જગત્નો પાલનકર્તા છે, અને તેથી એને જગત્ના રક્ષણ અર્થે જગત્માં ઊતરી—અવતરી—વિવિધ કાર્યો કરવાનાં હોય છે. એ ઊતરવું—અવતરવું—તે કાંઇ અન્ય સ્થળેથી ચળી નીચે આવવાનું નથીઃ કારણ કે વિષ્ણુ તે સર્વવ્યાપક છે, અને તેથી એક સ્થળેથી બીજે સ્થળે જવું એનામાં સંભવતું નથી. પણ પોતાના અનન્ત સ્વરૂપની કલાઓ-વિભૂતિઓ પ્રાણીઓને અનુભવગોચર કરાવવી એનું નામ વિષ્ણુનો અવતાર છે. અવતાર અને વિભૂતિ વચ્ચે કેટલીકવાર ભેદ પાડવામાં આવે છે તે એવી રીતનો કે ન્હાનાં ન્હાનાં વિવિધરૂપે પરમાત્માનું થવું તે ‘ વિભૂતિ ’, અને મુખ્ય મુખ્ય વિભૂતિ તે ‘ અવતાર. ’

૨. વિષ્ણુના દશ અવતાર અને બીજી વિસ્તૃત નામાવલિ પ્રમાણે ચોવીશ અવતાર ગણાવવામાં આવે છે. [ વિષ્ણુ સૂર્યદેવતા હોઇ એની સાથે ઘણીવાર બાર-અંકનો સંબન્ધ કરવામાં આવે છે, કારણ કે સૂર્ય એ

કાલાભિમાની દેવતા છે, અને વર્ષ( કાલવિશેષ )ના માસ બાર છે. એની દ્વિગુણ સંખ્યા ચોવીસ હોઇ—ચોવીસ અવતારની ગણના ઉત્પન્ન થઇ હોય એમ સંભવે છે. જૈન ધર્મમાં તીર્થંકરની અને બૌદ્ધ-ધર્મમાં બુદ્ધની સંખ્યા પણ ચોવીસ છે એ જાણવા જેવું છે. ]

૩. વિષ્ણુના ચોવીશ અવતારની નામાવલિ નીચે પ્રમાણે છે; એમાંના મુખ્ય દશ અવતાર તારક ચિહ્ન(*)થી ઓળખાવ્યા છેઃ—

(૧) સનકાદિક ( સનક, સનન્દન, સનાતન અને સનત્ ) કુમારઃ—અખંડિત બ્રહ્મચર્ય પાળી પરમાત્માનો સાક્ષાત્કાર કરનાર.

*(૨) વરાહઃ—પૃથ્વીનો રસાતળમાંથી ઉદ્ધાર કરનાર યજ્ઞેશ્વર ભગવાન સૂર્ય ( જુવો ભાગવત સ્કં. ૩, અ૦ ૧૩ વગેરે. )

(૩) નારદઃ—ભાગવત ધર્મ–ભક્તિમાર્ગ–નો ઉપદેશ કરનાર મહાન દેવર્ષિ.

(૪) નર–નારાયણઃ—જીવાત્મા અને પરમાત્મા રૂપી બે સખા; ભાગવત ધર્મ પ્રવર્તાવનાર તથા ભારતવર્ષના શ્રેય માટે નિત્ય નિરન્તર તપ કરનાર ઋષિઓ.

(૫) કપિલઃ—' આદિ વિદ્વાન, ' તત્ત્વજ્ઞ, સિદ્ધ મુનિ, જેમણે સાંખ્યશાસ્ત્રનો ઉપદેશ કર્યો.

(૬) દત્તાત્રેયઃ—ત્રિમૂર્તિરૂપ ભગવાનનો અવતાર, જેમણે મહારાજા અલર્ક તથા પ્રહ્લાદને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો.

(૭) યજ્ઞઃ—આકૂતિ ( હૃદયની વૃત્તિ )ને વિષે રુચિ ( ભગવાન પ્રત્યે પ્રેમરૂપ પ્રજાપતિ )થી અવતરેલા, જેમણે સ્વાયંભુવ મન્વન્તરનું પાલન કર્યું.

(૮) ઋષભદેવઃ—આદ્ય જૈન તીર્થંકર; પરમહંસમાર્ગના પ્રણેતા.

(૯) પૃથુઃ—' આદિરાજ ', જેમણે પૃથ્વી સપાટ સરખી વસવા યોગ્ય કરી, તથા પૃથ્વીમાંથી અન્ન ખનિજ વગેરે મનુષ્યોપયોગી પદાર્થો ઉત્પન્ન કરવાનું શરૂ કર્યું, તથા પ્રજા પ્રત્યે અને પ્રભુ પ્રત્યે રાજાના કેવા ધર્મ છે એ પોતાના દૃષ્ટાન્તથી બતાવ્યું.

*(૧૦) મત્સ્યાવતારઃ—જલપ્રલય વખતે વૈવસ્વત મનુની રક્ષા કરી; અજ્ઞાન-

ના સમુદ્રમાંથી એકાદ ભવ્ય જીવને ઊગારી જ્ઞાન અને ધર્મનું રાજ્ય જગતમાં જાગતું રાખનાર. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ, તાત્પર્ય કે મત્સ્ય જળની બહાર દેખાતો નથી, પણ જળની અંદર સંચરે છે, તેમ પરમાત્મા આ વિશ્વમાં ન દેખાતાં છતાં પણ અંદર રહેલો છે. (જુવો ઉપનિષદ્ તથા શતપથ બ્રાહ્મણ.)*

*(૧૧) કૂર્માવતારઃ—સમુદ્રમન્થન વખતે મન્દરાચલ ધારણ કર્યો. પરમાત્માનું સૃષ્ટિ અને પ્રલયરૂપ સંકોચવિકાસ પામતું સ્વરૂપ.

(૧૨) ધન્વન્તરિઃ—જગત્ માટે અમૃતકળશ લઈ પ્રકટ થએલા વૈદ્ય.

(૧૩) મોહિનીઃ—દાનવોને મોહમાં નાખનારૂં અને અમૃત પાનમાંથી ચૂકાવનારૂં ભગવાનનું સ્ત્રીસ્વરૂપ.

*(૧૪) નૃસિંહાવતારઃ—પ્રહ્લાદનું રક્ષણ કર્યું, હિરણ્યકશિપુને માર્યો; ભક્તના રક્ષણ અર્થે ભગવાને ધરેલું વિકરાલ સ્વરૂપ.

*(૧૫) વામનાવતારઃ—દૈત્યરાજ બલિ પાસે ત્રણ પગલાં પૃથ્વી માગી; વામન સ્વરૂપ વિસ્તારીને વિરાટ્—સ્વરૂપ ધારણ કરતાં ત્રૈલોક્ય પણ એનાં પગલાં મૂકવા માટે બસ ન થયું. (જુવો પૃ૦ ૩૨)

(૧૬) પરશુરામઃ—અભિમાની અને દુરાચારી ઉન્મત્ત ક્ષત્રિયોનો સંહાર કરનાર બ્રાહ્મણ.

(૧૭) વેદવ્યાસઃ—વેદની સંહિતાઓ ગોઠવી, વ્યવસ્થિત વિભાગ કર્યા.

*(૧૮) રામઃ—પિતાની આજ્ઞા પાળી વનવાસ કર્યો, રાવણને માર્યો, અને સીતાને પાછા લાવ્યાઃ પિતૃભક્તિ, રાજધર્મ અને એકપત્નીવ્રતની મૂર્તિ; તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ, પ્રાણિમાત્રના અન્તરમાં રમતા પરમાત્મા. ( જુવો અધ્યાત્મરામાયણ )

*(૧૯) બલરામઃ—'સંકર્ષણ'; મોહમયી મદિરા પીને ઉન્મત્ત બનેલો, પણ દૈવી અંશવાળો, જીવ. (જુવો પંચરાત્રઆગમ, તથા ભગવદ્ગીતા અ.૧૫)

---

* બૅબિલન વગેરેનાં ધર્મ પુસ્તકમાં પણ આવી જળપ્રલયની કથા છે.

*(૨૦) કૃષ્ણ:—પરમાત્માનું સંસારના–અન્તર્યામી–રૂપ સ્વરૂપ; પ્રેમલક્ષણા ભક્તિ અને કર્મયોગ[1]ના ઉપદેષ્ટા; નર–અર્જુન–જીવાત્માના સખા સારથિ નારાયણ. [ કૃષ્ણાવતારમાં ગોકુલના કૃષ્ણ અને ભારતયુદ્ધના કૃષ્ણ એ બે ભાવનાઓ એકઠી ભળી છે[2]. ગોકુલ –મથુરાના કૃષ્ણ તે 'ગોપ' કૃષ્ણ; અને ભારતયુદ્ધના કૃષ્ણ તે અર્જુનના 'સખા' કૃષ્ણ. પરમાત્મા સંબન્ધી આ બે ભાવનાઓ—'ગોપ'ની અને 'સખા'ની—છેક ઋગ્વેદસંહિતાથી ચાલી આવે છે. ત્યાં આદિત્ય( વિષ્ણુ )ને 'ગોપ' વિશેષણ લગાડયું છે, અને જીવાત્મા અને પરમાત્માને બે 'સખા'–જોડીઆ કહ્યા છે. એ જ 'નર' અને 'નારાયણ'; અને એના અવતાર અર્જુન અને કૃષ્ણ. ]

*(૨૧) બુદ્ધ:—'નિર્વાણપરમા શાન્તિ[3]'ના ઉપદેષ્ટા; બૌદ્ધ ધર્મના પ્રવર્તક: બોધ શાન્તિ સમતા દયા વગેરે, દયાળુ જ્ઞાની અને યોગીના ગુણો, જેનામાં પ્રકટ થાય છે.

*(૨૨) કલ્કિ:—કલિનો નાશ કરી, સત્ય યુગ પુનઃ પ્રવર્તાવનાર, હવે પછી થવાનો ભગવાનનો અવતાર; ધર્મનો જય સિદ્ધ કરનાર પરમાત્માનું સ્વરૂપ; સત્ય ન્યાય અને ધર્મના વિજયની મનુષ્યે બાંધેલી આશાની ભાવના.

(૨૩) ધર્મ:—વિશ્વને ધારણ કરતા પરમાત્માના નૈતિક અને ધાર્મિક નિયમોનું સ્વરૂપ.

(૨૪) મનુ:—એ નિયમોના વ્યવસ્થાપક અને સંસ્થાપક રાજાનું સ્વરૂપ.

---

૧. જુવો ઉપર ભગવદ્ગીતાનો પાઠ.

૨. તેમાં બાલકૃષ્ણરૂપે બાલપ્રભુ ખ્રિસ્તની ભક્તિ ( સીરિયાના ખ્રિસ્તી લોકમાંથી આવીને ) ભળી છે એમ કેટલાકનું કહેવું છે. પણ તે યથાર્થ નથી. મહાન પુરુષના બાલસ્વરૂપના મહિમાનું ગાન સાર્વત્રિક અને સ્વાભાવિક છે, અને તે જ પ્રાચીન 'ગોપ'ની કલ્પના સાથે જોડાયું છે.

૩. ભગવદ્ગીતાનો શબ્દ.

## ૨૫

# સ્તોત્ર.

ઇતિહાસ પુરાણુ અને તન્ત્રરૂપી વિશાળ ધર્મસાહિત્યના પટમાં હિન્દુધર્મનાં અસંખ્ય સ્તોત્રરત્નો ગૂંથાએલાં છે. તે ઉપરાંત શંકરાચાર્ય વગેરે આચાર્યોએ પણુ એમાં બહુ કિમતી ઉમેરો કર્યો છે. એમાં ભક્તિનો સંવેગ, જ્ઞાનનો પ્રકાશ, વૈરાગ્યની તીવ્રતા—વગેરે ધાર્મિક જીવનનાં અનેક તત્ત્વો બહુ અસરકારક રીતે પ્રકટ થયાં છે. એનો જોઇએ તેવો ખ્યાલ તો અત્રે કોઇપણુ રીતે આપી શકાય એમ નથી, તથાપિ એમાંનાં થોડાંક પ્રસિદ્ધ સ્તોત્રો—જે હિન્દુસ્થાનના ચારે કોણુમાં સરખી રીતે જાણીતાં છે–તેમાંનાંજ થોડાંકમાંથી થોડીએક પંક્તિઓ અહીં ટાંકીએ તો એ રત્નોની આકરભૂમિ પ્રત્યે વાચકનું આકર્ષણુ થશે; એટલું જ નહિ, પણુ કેવા કેવા ઉચ્ચ ભાવો અને મનોહર પદો હિન્દુધર્મના અનુયાયીઓનાં હૃદયને અને વાણીને અહરહ: આજ સેંકડો વર્ષથી પવિત્ર કરી રહ્યાં છે એનો પણુ ખ્યાલ આવશે. [ એ ઊતારામાંના કેટલાક, નીચે આપેલા ઊતારા ઉપરાંત, ધ્રુવ–પ્રહ્લાદ–કુન્તી–દ્રૌપદી–દેવહૂતિ વસુદેવ–ગજેન્દ્ર ભીષ્મ–બ્રહ્મા- વેદ વગેરેએ કરેલી ભગવાનની સ્તુતિઓ ભાગવતપુરાણુ વગેરે ગ્રન્થોમાં જોવા વાચકને વિનંતિ છે ]

### ઊતારા.

૧. ॐ नमस्ते सते सर्वलोकाश्रयाय नमस्ते चिते विश्वरूपात्मकाय ॥
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय नमो ब्रह्मणे व्यापिने निर्गुणाय ॥
त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं त्वमेकं जगत्कारणं विश्वरूपम् ॥
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ त्वमेकं परं निश्चलं निर्विकल्पम् ।
भयानां भयं भीषणं भीषणानां गतिः प्राणिनां पावनं पावनानाम् ॥
महोच्चैः पदानां नियन्तृत्वमेकं परेषां परं रक्षकं रक्षकाणाम् ॥
परेश प्रभो ! सर्वरूपप्रकाशिन्ननिर्देश्य सर्वेन्द्रियागम्य सत्य ॥
अचिन्त्याक्षर व्यापकाव्यक्ततत्त्व जगद्भासकाधीश पायादपायात् ॥

तदेकं स्मरामस्तदेकं जपामस्तदेकं जगत्साक्षिरूपं नमामः ॥
सदेकं निधानं निरालम्बमीशं भवाम्भोधिपोतं शरण्यं व्रजामः ॥

= સતરૂપ અને સર્વલોકના આશ્રય એવા તમને નમસ્કાર; ચિત્સ્વરૂપ અને વિશ્વરૂપાત્મક એવા તમને નમસ્કાર; અદ્વૈતતત્ત્વ, મુક્તિદાતા, વ્યાપક અને નિર્ગુણ એવા તમને બ્રહ્મને નમસ્કાર. તમે એક જ શરણ લેવા યોગ્ય છો, તમે એક જ વરવા ( પ્રેમથી ચ્હાવા ) યોગ્ય છો, તમે એક જ જગતના વિશ્વરૂપ કારણ છો. તમે એકલા જ જગતના કર્તા—પાતા—અને સંહર્તા છો; તમે એક જ પર નિશ્ચલ અને નિર્વિકલ્પ છો. ભયના ભય, ભીષણના ભીષણ, પ્રાણીઓની ગતિ, પાવનના પાવન; મહાન ઉચ્ચ પદના નિયન્તા, પરના પર, અને રક્ષકના રક્ષક, તમે એક જ છો. હે પરમેશ પ્રભુ! સર્વ રૂપના પ્રકાશ કરવાવાળા, અનિર્દેશ્ય, સર્વ ઇન્દ્રિયને અગમ્ય, સત્ય, અચિન્ત્ય, અક્ષર, વ્યાપક, અવ્યક્ત તત્ત્વ, જગદ્ભાસક અધીશ—તમે પાપ અનિષ્ટાદિથી અમારૂં રક્ષણ કરો. એ એકનું જ અમે સ્મરણ કરીએ છીએ, એકનો જ જપ કરીએ છીએ. એ એક જ જગતના સાક્ષીરૂપને અમે નમીએ છીએ. સત, એક, નિધાન, નિરાલંબ, ઈશ—સંસારસમુદ્રના નાવરૂપ, શરણ લેવા યોગ્ય—એના પ્રત્યે અમે જઇએ છીએ.

[ म. नि. त. ]

२ किमीहः किंकायः स खलु किमुपायस्त्रिभुवनं
किमाधारो धाता सृजति किमुपादान इति च ।
अतर्क्यैश्वर्ये त्वय्यनवसरदुःस्थो हतधियः
कुतर्कोऽयं कांश्चिन्मुखरयति मोहाय जगतः ॥
त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति
प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च ।
रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषां
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥
असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी ।

लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश ( महिम्नस्त्वीश ) पारं न याति ॥

= જગત્કર્તા પ્રભુ આ ત્રિભુવન સર્જે છે તેમાં એની ઇચ્છા (હેતુ) શી હશે? એનું શરીર શું હશે? એનાં સાધન શાં હશે? કયી વસ્તુ લઇને એમાંથી આ કર્યું હશે? (અર્થાત્, ઈશ્વરના જગત્કર્તૃત્વ માટે જે જે વસ્તુઓ જોઇએ તે અસંભવિત છે માટે જગત્નો કર્તા એવો ઈશ્વર છે જ નહિ. ) આ કુતર્ક—કે જેને અતર્ક્ય ઐશ્વર્યવાળો જે તું તેનામાં અવકાશ જ નથી અને તેથી ખોટો છે—તે વડે કેટલાક વાચાળ મૂર્ખાઓ જગત્ને ભમાવે છે.

વેદ, સાંખ્ય, યોગ, પશુપતિ( શૈવ )મત, વૈષ્ણવ મત–એમ જુદા જુદા રસ્તા પડેલા છે, તેમાં અમુક ઉત્તમ અમુક હિતકારી એમ કહેવામાં આવે છે. પણ તે વિવિધતા મનુષ્યની ભિન્ન ભિન્ન રુચિને લીધે થએલી છે. સીધા વાંકા અનેક માર્ગોએ જનારા મનુષ્યોનું પહોંચવાનું સ્થાન તું એક જ છે–જેમ સઘળાં જળો છેવટે સમુદ્રમાં જ પહોંચવાનું છે તેમ.

સિન્ધુને ખડીઓ બનાવી એમાં નીલ ગિરિ જેટલું કાજળ ( મષીશાહી ) ભર્યું હોય; ઉત્તમ કલ્પવૃક્ષની લેખણ હોય અને પૃથ્વીરૂપી કાગળ હોય–અને તે લઇને સરસ્વતી પોતે સર્વ કાળ લખ્યાં જ કરે તો પણ હે પ્રભુ ! તારા મહિમાનો તો પાર એ ન જ પામે !

[ महिम्नः स्तोत्र. ]

३ प्रणमाम्यथ यामि चापरं शरणं कं कृपयाऽभयप्रदम् ।
विरहीव विभो प्रियामयं परिपश्यामि भवन्मयं जगत् ॥

= તમને પ્રણામ કરૂં છું. કૃપા વડે અભય આપનાર એવા તમારા વિના બીજા કોને હું શરણે જાઉં ! હે વિભુ ! વિરહી જેમ પ્રિયમય સઘળું જુવે, તેમ ચારે તરફ આ જગતને હું તમારા–મય જોઉં છું.

[ उपमन्यु–स्तोत्र. ]

४ या श्रीः स्वयं सुकृतिनां भवनेष्वलक्ष्मीः पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः।

श्रद्धा सतां कुलजनप्रभवस्य लज्जा तां त्वां नताः स्म परिपालय देवि विश्वम् ॥

मेधासि देवि विदिताखिलशास्त्रसारा दुर्गासि दुर्गभवसागरनौरसङ्गा ॥

दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि ।
दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या सर्वोपकारकरणाय सदार्द्रचित्ता ।
या देवी सर्वभूतेषु शक्तिरूपेण संस्थिता नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः॥

या देवी..............बुद्धि..........नमः स्तस्यै०॥
,, क्षमा- ,,
,, शान्ति- ,,
,, कान्ति- ,,
,, दया- ,,

चितिरूपेण या कृत्स्नमेतद्व्याप्य स्थिता जगत् नमस्तस्यै नमः ॥

=( દેવો ):—જે પોતે પુણ્યશાળીના ઘરમાં લક્ષ્મીરૂપ છે અને પાપીઓનાં ઘરમાં દારિદ્ર્યરૂપ છે, જ્ઞાનીઓનાં હૃદયમાં બુદ્ધિરૂપ છે, સત્પુરુષોની શ્રદ્ધારૂપ છે, અને કુળવાનની લજ્જા-(ખોટું કૃત્ય કરતાં શરમ આવવી)-રૂપ છે -એવી તને અમે નમસ્કાર કરીએ છીએ. હે દેવિ! વિશ્વનું સર્વતઃ રક્ષણ કર.

હે દેવિ! તું સકળ શાસ્ત્રની સારભૂત એવી બુદ્ધિરૂપે જાણીતી છે. તું દુર્ગા આ કઠિન ભવસાગરની અસંગ એવા ( જેને એ સમુદ્રનું જળ વળગી શકતું નથી ) નૌકા છે.

જે દેવી સર્વ ભૂત માત્રમાં...શક્તિરૂપે...બુદ્ધિરૂપે...ક્ષમારૂપે...શાન્તિરૂપે...કાન્તિરૂપે દયારૂપે...ઇત્યાદિરૂપે રહેલી છે...ચિતિ( ચૈતન્ય )રૂપે જે આ આખા જગતને વ્યાપી રહી છે ..એને નમસ્કાર! એને નમસ્કાર ' વારંવાર નમસ્કાર!

[ मार्कण्डेय-पुराण. ]

* * * *

५ अविनयमपनय विष्णो दमय मनः शमय विषयमृगतृष्णाम् ।
भूतदयां विस्तारय तारय संसारसागरतः ॥

= હે વિષ્ણુ ! મારો અવિનય ( દુરાચાર ) દૂર કરો, મારા મનનું દમન કરો, વિષયરૂપી મૃગતૃષ્ણાની શાન્તિ કરો, ભૂતદયા વિસ્તારો, સંસાર-સાગરમાંથી તારો.

६ न मन्त्रं नो यन्त्रं तदपि च न जाने स्तुतिमहो
न चाह्वानं ध्यानं तदपि च जाने स्तुतिकथाः ।
न जाने मुद्रास्ते तदपि न जाने विलपनं
परं जाने मातस्त्वदनुसरणं क्लेशहरणम् ॥

= નથી જાણુતો હું મન્ત્ર, નથી જાણુતો યન્ત્ર; વળી તારી સ્તુતિ કેમ કરવી એ પણ હું નથી જાણુતો; તને બોલાવી નથી જાણુતો, તારૂં ધ્યાન કરી નથી જાણુતો, તારી સ્તુતિની કથાઓ પણ નથી જાણુતો; નથી જાણુતો મુદ્રા, અને નથી જાણુતો વળી વિલપવું ( વિવિધ શબ્દો ઉચ્ચારીને રોવું ): પણ હે માત ! હું એક જ વાત જાણું છું તે એ કે—તને અનુ-સરવું એ સંકટને હરનારૂં છે. ( અથવા, સંકટને હરનારૂં એવું જે તારૂં અનુસરણુ એ જ એકલું હું જાણું છું. )

७ मत्समः पातकी नास्ति पापघ्नी त्वत्समा नहि ।
एवं ज्ञात्वा महादेवि यथायोग्यं तथा कुरु ॥

= હે મહાદેવી! મારા જેવો કોઈ પાપી નથી, અને તારા જેવું પાપ હણુનારૂં કોઈ નથીઃ એમ જાણીને હે દેવી ! જેમ યોગ્ય હોય તેમ કર.

[ शङ्कराचार्य. ]

८ पापोऽहं पापकर्माहं पापात्मा पापसंभवः।
पाहि मां नरकाद्धोरात् ॥

= હું પાપરૂપ છું, પાપ કર્મનો કરનારો છું, મારો આત્મા પાપથી ભરેલો છું, પાપથકી જ હું જન્મેલો છુંઃ મને ઘોર નરકમાંથી તારો...

[ प्रकीर्ण. ]

९ दयाब्धे त्राहि संसारसर्पान्मा शरणागतम् ।

= હે દયાસાગર! આ શરણે આવેલા મને સંસારરૂપી સર્પથકી બચાવો.

[ व्रतराज. ]

१० मूकं करोति वाचालं पङ्गुं लंघयते गिरीन्
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ।
त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सुहृत्त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव सर्वं मम देवदेव ॥
तदेव लग्नं सुदिनं तदेव ताराबलं चन्द्रबलं तदेव ।
विद्याबलं दैवबलं तदेव लक्ष्मीपते तेऽङ्घ्रियुगं स्मरामि ॥
अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपि वा ।
यः स्मरेत् पुण्डरीकाक्षं स बाह्याभ्यन्तरः शुचिः ॥

= જેની કૃપા મૂગાને વાચાળ કરે છે, અને પાંગળાને ડુંગરા કુદાવે છે, એ પરમાનન્દ માધવને હું પ્રણામ કરૂં છું.

હે દેવાધિદેવ! તું જ મારી માતા છે, તું જ પિતા છે, તું જ બન્ધુ છે, તું જ મિત્ર છે; તું જ વિદ્યા છે, તું જ ધન છે. હે દેવાધિદેવ! મારૂં સર્વ તે તું જ છે.

તે જ શુભ લગ્ન, તે જ શુભ દિવસ; તારાબળ પણ તે જ, અને ચન્દ્રબળ પણ તે જ; વિદ્યાબળ પણ તે જ, અને દૈવબળ પણ તે જ— કે જ્યારે હે લક્ષ્મીપતિ પ્રભુ! હું તારાં એ ચરણકમળનું સ્મરણ કરૂં.

પવિત્ર કે અપવિત્ર ગમે તે અવસ્થામાં રહીને જે પુંડરીકાક્ષ ભગવાનનું સ્મરણ કરે છે—તે બહારથી અને અન્દરથી પવિત્ર જ છે.

[ प्रकीर्ण. ]

૨૬.

# શંકરાચાર્ય.

૧. હિન્દુ ધર્મનું અવલોકન કરતાં કરતાં, હવે આપણે, એ ધર્મના ઇતિહાસમાં જેને 'સંસ્કૃત કાળ' કહ્યો તેના અન્તભાગમાં આવ્યા. આટલું નિરૂપણ વાંચી વાચકને એક જાતની મૂંઝવણ પેદા થઇ હોય તો આશ્ચર્ય નથી: વેદથી માંડી અહીં સુધીના સમયમાં હિન્દુ ધર્મનું કેટલું બધું વાઙ્મય—શબ્દાર્થરાશિ—જન્મ્યો અને વિસ્તર્યો છે! એ રાશિમાં કેટલુંક જૂનું અને જીર્ણ, કેટલુંક નવું અને અપ્રતિષ્ઠિત, કેટલુંક પરસ્પર વિરુદ્ધ જેવું, કેટલુંક ન સમજાય એવું—ઘણું દીસતું હતું, એ સર્વ રાશિની યથાયોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર હતી. તે માટે સમગ્ર ધર્મનું ફરી અવલોકન કરી એની વ્યવસ્થા કરનાર કેટલાક આચાર્યો થયા. એમણે પ્રાચીન ગ્રન્થોમાંના થોડાક મુખ્ય મુખ્ય ગ્રન્થો લઇ–જેવા કે ઉપનિષદ્, ભગવદ્ગીતા, વેદાન્તસૂત્ર—એ ઉપર ભાષ્યો વા સિદ્ધાન્તગ્રન્થો લખ્યા, અને એ વડે ખરો સનાતન હિન્દુ ધર્મ શો છે એ લોકને સમજાવ્યું; તથા તેઓને ખરા ધર્મને માર્ગે મૂકવા માટે સંસ્થાઓ બાંધી. આ 'સંસ્કૃત કાળ'ના ઉત્તરાર્ધના આચાર્યોમાં સૌથી પ્રાચીન *શંકરાચાર્ય છે.

૨. શ્રી શંકરાચાર્ય કેરલદેશમાં એક બ્રાહ્મણ માતાને પેટે જન્મ્યા હતા. એમના પિતા એમના ન્હાનપણમાં જ ગત થઇ ગએલા હોવાથી, એમને ઊછેરીને મ્હોટા કરવાનું કામ એમની માતાને શિર પડ્યું હતું. માતાએ એમને પૂર્ણ સ્નેહથી ઊછેરી, પાંચમે વર્ષે એમને સગાંવ્હાલાંની મદદથી જનોઈ દીધું. શંકરે બ્રહ્મચર્ય ધારણ કર્યું, અને સકળ શાસ્ત્રમાં પારંગત થયા. સમય થતાં માતા એમને સંસારમાં–ગૃહસ્થાશ્રમમાં–જોડવાનો વિચાર કરતાં હતાં, ત્યાં શંકરે એક દિવસ, માતા પાસે હાથ જોડી, સંન્યાસ ગ્રહણ કર-

* શંકરાચાર્ય પહેલાં કેટલાક શૈવ અને વૈષ્ણવ ભાગવતાચાર્યો તથા સુપ્રસિદ્ધ મીમાંસાચાર્ય કુમારિલ ભટ્ટ થયા છે. પણ એ સર્વની કૃતિઓનું અવલોકન અત્રે દાખલ કરતાં આ બહુ વિસ્તીર્ણ વર્ણન અતિ વિસ્તીર્ણ થઇ જાય તેથી એ છોડી દઇ, પછીના ત્રણ મહાન અને મુખ્ય આચાર્યો—શંકરાચાર્ય રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્ય અત્રે લીધા છે.

વાની રજા માગી. માતાના કોમળ હૃદયને આથી ઘણું દુઃખ થયું. પછી એમ કહેવાય છે કે એકવાર શંકર નદીએ ન્હાવા ગયા હતા ત્યાં મઘરે એમનો પગ પકડયો. શંકરે ચીસ પાડી તે સાંભળી માતા દોડી આવ્યાં એમને શંકરે કહ્યું કે “માતા, તમે મને સંન્યાસ લેવાની રજા આપો તો આ મઘર મને છોડે.” આથી માતાએ તેમ કરવા કબૂલ્યું, અને મઘરે શંકરનો પગ છોડયો. આ કથાનું તાત્પર્ય એવું જણાય છે કે શંકરે પોતાની માતાને સમજણ પાડી કે આ સંસારરૂપી નદીમાં મોહરૂપી મઘર માણસને પકડે છે, અને એના મુખમાંથી છૂટવાનો ઉપાય સંન્યાસ સિવાય બીજો નથી. આ સમજણ પડવાથી માતાએ એમને સંન્યાસ ગ્રહણ કરવાની રજા આપી. શંકરે વૃદ્ધ માતાને દૂર ન્હાવા જવાની તસ્દી ન પડે તે સારૂ ઘરમાં કૃષ્ણની મૂર્તિ હતી તે નદીકિનારે લાવીને સ્થાપી, સગાંવહાલાંને માની સુપરત કરી, અને કહ્યું કે “હે મા! જ્યારે તું સંભારીશ ત્યારે હું તારી સમક્ષ આવીને ઊભો રહીશ.” પછી શંકરાચાર્યે નર્મદા નદીને કાંઠે જઇ ગોવિન્દપાદાચાર્ય પાસે સંન્યાસ લીધો, અને એમની પાસેથી વેદાન્ત સાથે યોગનું પણ ઘણું જ્ઞાન મેળવ્યું. એમ કહેવાય છે કે એ પ્રયાગ ગયા ત્યાં મહાન મીમાંસાચાર્ય કુમારિલ ભટ્ટે* અગ્નિ સળગાવી એમાં પોતાનો દેહ હોમ્યો હતો. અર્ધો અગ્નિ એમને શરીરે ફરી વળ્યો હતો ત્યાં શંકરે એમને જ્ઞાનનો ઉપદેશ કર્યો, તે સાંભળીને કુમારિલ ભટ્ટે કહ્યું: “યતિરાજ! મેં નાસ્તિક મતનું ખંડન કરીને વૈદિક કર્મમાર્ગ પ્રવર્તાવ્યો છે; હવે તમે જ્ઞાનમાર્ગ પ્રવર્તાવો. અને તે માટે મંડનમિશ્ર નામનો એક મારો શિષ્ય છે એની પાંસે જઈ એના ઉપર જય મેળવો.” શંકરાચાર્ય મંડનમિશ્રને ગામ ગયા. ગામને ગાંદરે પનીયારીઓને મંડનમિશ્રનું ઘર પૂછ્યું. તેમણે નિશાની બતાવી કે “જે ઘરને બારણે મેના-પોપટ વેદ ઉચ્ચરી રહ્યાં હોય તથા શાસ્ત્રના વાદવિવાદ કરી રહ્યાં હોય એ ઘર મંડનમિશ્રનું જાણજો.” શંકરે મંડનમિશ્રનું ઘર એ એંધાણીપરથી શોધી કાઢ્યું. મંડનમિશ્ર શ્રાદ્ધ કરતા હતા તે સંન્યાસીને જોઇને બહુ ગુસ્સે થયા; કારણ કે શ્રાદ્ધમાં સંન્યાસી આવે એ નિષિદ્ધ ગણાય છે. પછી મંડનમિશ્રનો અને શંકર ભગવાનનો મીમાંસા અને વેદાન્તના સિદ્ધાન્ત સંબન્ધી વિવાદ ચાલ્યો. તેમાં મંડનમિશ્રનાં પત્ની

---

* કુમારિલ અને શંકર એક કાળમાં હતા એ નક્કી થએલું નથી. પૂર્વમીમાંસાના સિદ્ધાન્તનું ખંડન કરીને શંકરે વેદાન્ત સિદ્ધાન્ત પ્રવર્તાવ્યો એટલું નિઃશંક છે.

સરસ્વતી નામે—યથાર્થનામવતી—સ્ત્રી હતાં તે મધ્યસ્થ થયાં. એ બેનો વિવાદ સાંભળી છેવટે સરસ્વતીએ શંકરાચાર્યનો જય થયો એમ જણાવ્યું. અને પ્રથમના કરાર મુજબ મંડનમિશ્ર સંન્યાસી થયા. ત્યાર બાદ શંકરાચાર્યે આખા હિન્દુસ્થાનમાં ફરી પ્રાચીન ઉપનિષદોનો અદ્વૈતવાદ અને જ્ઞાનવાદ પ્રવર્તાવ્યો અને એના રક્ષણ માટે હિન્દુસ્થાનને ચાર ખૂણે ચાર મઠો સ્થાપી તે ઉપર પોતાના ચાર મુખ્ય શિષ્યોની યોજના કરી. આ સર્વ સમયમાં શંકરાચાર્ય એમની માતાને ભૂલી ગયા ન હતા. એ સ્નેહાળ પુત્ર માતાના અવસાનસમયે એની પાસે જઈ પહોંચ્યા, અને સગાંવહાલાં એને બાળવાને પણ ન આવ્યાં તેથી જરા પણ ન ગભરાતાં શંકરાચાર્યે એની સઘળી ઉત્તરક્રિયા ( શાસ્ત્ર પ્રમાણે સંન્યાસીને એનો અધિકાર ન છતાં ) પોતે જાતે કરી, અને શાસ્ત્રના વિધિ-નિષેધ કરતાં માતપુત્રનો સ્નેહ અધિક છે એ મહાન સત્ય જગતને દેખાડયું.

૩. શંકરાચાર્યના હિન્દુસ્થાન ઉપર બે મ્હોટા ઉપકાર છેઃ (૧) એક તો—એમના સમયમાં હિન્દુસ્થાનમાં અસંખ્ય ન્હાના મ્હોટા દેવોની વિવિધ જાતની પૂજા, એને લગતા અસંખ્ય ધાર્મિક વહેમો, અને શક્તિપૂજા કામ-પૂજા વગેરેને નામે કેટલીકવાર દુરાચાર પણ, પ્રવર્તતા હતા—તેનું એમણે ખંડન કર્યું. એ ખંડનને અંગે એમણે બતાવ્યું કે શિવ અને વિષ્ણુ એક જ પરમાત્માનાં આનન્દ અને વ્યાપકતા સૂચવનારાં માત્ર જુદાં જુદાં નામો છે,† અને દેવી તે એ પરમાત્માની—જગન્માતા—માયાશક્તિ છે. ( ૨ ) બીજું—શંકરાચાર્યે જીવમાત્રનું પરમાત્મામાં અદ્વૈત સાધીને આગળ ઉપર થનારા જ્ઞાનપ્રધાન સન્ત-ધર્મ( ઉદા૦ કબીર વગેરેનો ઉપદેશ )નું બીજ રોપ્યું. આ સંબન્ધમાં એક આખ્યાયિકા એવી છે કે એક વાર શંકરાચાર્ય એમના શિષ્યોને લઇને કાશીમાં ગંગાએ ન્હાવા જતા હતા, ત્યાં રસ્તામાં એમની સામે એક ઢેડ આવ્યો. તેને શંકરાચાર્યે કહ્યું ‘ ખશ ’; ત્યારે ઢેડે એમને ઉપદેશ દીધોઃ “ હે મહારાજ ! હું બ્રાહ્મણ અને તું ઢેડ એવી મિથ્યા બુદ્ધિ આપને શોભે ? શરીર માત્રમાં રહેતા પરમાત્મા એ જ મારૂં તમારૂં અને સર્વનું ખરૂં સ્વરૂપ છે એ વાત કેમ ભૂલી જાઓ છો ? ” શંકરાચાર્યને આ સાંભળી એકદમ પોતાના સ્વરૂપનું ભાન આવ્યું, અને આવું અભેદજ્ઞાન જેણે પ્રાપ્ત કર્યું છે તે બ્રાહ્મણ હો કે ઢેડ હો—જે હો તે હો—પણ એ વન્દનીય જ છે એમ એમને થયું. આ આગળ ઉપર થનારા સન્તધર્મનું બીજ.

† જુવો ઉપર ‘ પંચાયતન ’ નો પાઠ.

૪. શંકરાચાર્યે સોળમા વર્ષથી સંન્યાસ ગ્રહણ કરી સોળ વર્ષ ઉપનિષદ્–ધર્મનો ઉપદેશ કર્યો. એ દરમિયાન એમણે, કન્યાકુમારીથી બદરિકાશ્રમ અને કાશ્મીર સુધી અને દ્વારકાથી જગન્નાથપુરી સુધી હિન્દુસ્થાનના સર્વ ભાગમાં પગે ચાલીને પુષ્કળ મુસાફરી કરી. રાજ્યોની અન્ધાધુન્ધીના એ કાળમાં એમને રસ્તાનાં કેવાં દુઃખો વેઠવાં પડયાં હશે એ આપણે સહજ કલ્પી શકીએ. શારીરિક શ્રમને પરિણામે, તેમ જ વાદવિવાદ અને ઉપદેશને અંગે જે અથાગ શ્રમને ઊઠાવવો પડેલો તેને લીધે, બત્રીસ વર્ષની તરુણ વયે એમનો દેહ પડયો.

[ શંકરાચાર્યના જીવનચરિત્રની હકીકત માધવકૃત ‘ શંકરદિગ્વિજય ’ અને આનન્દગિરિકૃત ‘ શંકરવિજય ’ માંથી મળે છે. બંને શંકરાચાર્ય પછી ઘણે વર્ષે થએલા ગ્રન્થો છે. એમાંનું સઘળું પ્રમાણ તરીકે સ્વીકારી શકાય એવું નથી[1]—તથાપિ એમાં આલેખેલી એમના જીવનની મુખ્ય રેખા સંપ્રદાયસિદ્ધ હોઈ માનવા યોગ્ય છે. એમને નામે જે ગ્રન્થો ચઢેલા છે તે પણ સર્વ એમના નથી. એમની ગાદીએ બેઠેલા આચાર્યો જે શંકરાચાર્ય જ કહેવાતા તેમના બનાવેલા પણ છે.[2] શંકરાચાર્યના સમય સંબન્ધે ઘણા મત છેઃ ઈ. સ. પૂર્વેથી માંડી ઇ. સ. પછી આઠમા શતક સુધીમાં એમને મૂકવામાં આવે છે. ઈ. સ. પછી છ થી આઠમા શતક સુધીનો સમય સંભવિત છે. તેમાં બહુ ભાગે અત્યારે આઠમું શતક મનાય છે.[3] ]

---

૧ એમાં શંકરાચાર્ય પછી બહુ કાળે થએલા કેટલાક આચાર્યો સાથે શંકરાચાર્યનો વાદવિવાદ વર્ણવ્યો છે !

૨ સર્વથા નિઃશંક રીતે મૂળ શંકરાચાર્યના ગ્રન્થો તે ઉપનિષદ્નાં ભાષ્યો ( એકાદ સિવાય ), વેદાન્તસૂત્ર ઉપર શારીરક ભાષ્ય, અને ગીતાભાષ્ય છે. તે ઉપરાંત વિવેકચૂડામણિ વગેરે કેટલાક પદ્ય ગ્રન્થો પણ એમના જ હોય એમ લાગે છે. સ્તુતિઓમાં કેટલીક બીજાની જ લાગે છે.

૩ મિ. તેલંગ ઇ. સ. પછી છઠ્ઠા શતકના અન્તભાગમાં મૂકે છે. ( જુવો બૉમ્બે સંસ્કૃત સીરીઝના ‘ मुद्राराक्षस ’ ની પ્રસ્તાવના. ) મિ. પંડિત ઇ. સ. સાતમા શતકના પૂર્વાર્ધમાં મૂકે છે. ( જુવો એ જ સીરીઝના ‘ गउडवहो ’ ની પ્રસ્તાવના ) મૅક્સમૂલર વગેરે એમને આઠમા શતકના ઉત્તરાર્ધમાં મૂકે છે. ( ઇ. સ. ૭૮૮–૮૯ જુવો યજ્ઞેશ્વર શાસ્ત્રીનું ‘ आर्यविद्यासुधाकर ’ તથા કૃષ્ણસ્વામી ઐય્યરનું “ શ્રીશંકરાચાર્યઃ એમનું જીવન અને સમય. ” )

૫. એમના મુખ્ય સિદ્ધાન્ત નીચે પ્રમાણેઃ—

૧. "**ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः**"—"**બ્રહ્મ સત્ય છે; જગત્ મિથ્યા છે; જીવ બ્રહ્મ જ છે, જુદો નથીઃ**" આ અર્ધો શ્લોકમાં શંકરાચાર્યના મહાસિદ્ધાન્તનો સાર આપવામાં આવ્યો છે. એ સિદ્ધાન્તને 'કેવલાદ્વૈત' કહે છે—એટલે કે એ સિદ્ધાન્ત પ્રમાણે બ્રહ્મ એક અદ્વિતીય જ છે એટલું જ નહિ પણ 'કેવલ' છે—અર્થાત્ એનામાં ગુણ-ક્રિયા-ધર્મ-વિશેષ એવું કાંઇ જ નથીઃ જે છે તે એ જ છે, એ એકલું જ છે, સજાતીય વિજાતીય અને સ્વગત ત્રિવિધ ભેદ-શૂન્ય છે, અર્થાત્ એના જેવું બીજું કાંઇ નથી ( ઉદા૦ એક અશ્વ જેવો બીજો અશ્વ ), એનાથી જુદી જાતનું બીજું કાંઈ નથી (ઉદા૦ અશ્વ અને ગાય), અને એનો પોતામાં રહેલો પોતા સાથેનો એવો (અવયવ અને અવયવી જેવો, ઉદા૦ ઝાડ અને ડાળીઓ જેવો) ભેદ પણ નથી—એના સિવાય જે કાંઈ છે એમ ભાસે છે તે એની સત્તા( અસ્તિત્વ )થી અને એના ભાસથી જ છે એમ ભાસે છે, વસ્તુતઃ વિચારતાં મિથ્યા છે. મિથ્યા છે છતાં દેખાય છે-એ **અજ્ઞાન.**

૨. એ અજ્ઞાનથી બ્રહ્મમાં એક તરફ જીવની, અને બીજી તરફ જગત્ની પ્રતીતિ થાય છે. તે આ રીતેઃ—

વેદાન્તમાં બ્રહ્મને જગત્નું ઉભય—ઉપાદાન અને નિમિત્ત—કારણ માન્યું છેઃ અર્થાત્, જગત્ બ્રહ્મવડે—થયું છે એટલું જ નહિ, પણ બ્રહ્મમાંથી થયું છે-જેમ મૃત્તિકાનો ઘટ બનેલો છે તે રીતે. પણ ઘટ તે મૃત્તિકામાં વાસ્તવિક પરિણામ ( ફેરફાર) થઇને બન્યો છે એમ ન સમજવુંઃ મૃત્તિકાનો એ એક આભાસ માત્ર—મિથ્યા દેખાતો પરિણામ યાને 'વિવર્ત' છે. તે જ પ્રમાણે આ જગત્ પણ બ્રહ્મનો વિવર્ત છે અર્થાત્ બ્રહ્મમાં એના કાર્ય તરીકે ભાસે છે, વસ્તુતઃ એ છે જ નહિ. આવો બ્રહ્મ અને જગતના સંબન્ધ પરત્વે શાંકર વેદાન્તનો સામાન્ય સિદ્ધાન્ત છે. [ એ સિદ્ધાન્તના વિશેષ પ્રકાર આ પ્રમાણે છે કેઃ—કેટલાક શુદ્ધ બ્રહ્મને જગત્નું ઉપાદાનકારણ માને છે, કેટલાક શબલ ( માયા-વિશિષ્ટ ) બ્રહ્મને, કેટલાક બ્રહ્મની અવિદ્યા વા માયાને જ, અને કેટલાક જીવને ઉપાદાન ઠરાવે છે.] હવે બ્રહ્મ અને જીવનો સંબન્ધ વિચારીએ તો જીવ તે અન્તઃકરણમાં પ્રવેશેલું બ્રહ્મ જ છે. [ આ સામાન્ય સિદ્ધા-

ન્તનું પણ જુદાં જુદાં વિશેષ રૂપે પ્રતિપાદન થયું છે: કોઇક કહે છે જીવ તે અવિદ્યા વા અન્તઃકરણમાં પડેલું પરમાત્માનું પ્રતિબિમ્બ છે; કેટલાક એને અન્તઃકરણરૂપ ઉપાધિથી અવચ્છિન્ન થએલું (ઘેરાએલું, કાપી કઢાએલું) બ્રહ્મ—ગણે છે; કેટલાક સ્વસ્વરૂપ ભૂલી ગએલું બ્રહ્મ પોતે જ એ છે એમ કહે છે, જેમ ભીલોમાં ઊછરેલો રાજકુમાર ભૂલી જાય છે કે પોતે રાજાનો પુત્ર છે અથવા તો કર્ણ માને છે કે પોતે રાધાપુત્ર છે જો કે વસ્તુતઃ એ કુન્તીપુત્ર છે એ રીતે.]

૩. ઉપર બ્રહ્મનો એક તરફ જગત્ સાથે અને બીજી તરફ જીવ સાથે જે સંબન્ધ બતાવ્યો તે તત્ત્વતઃ વિચારતાં મિથ્યા જ્ઞાન, **અજ્ઞાન** છે—જેને શાંકરવેદાન્તમાં 'માયા' 'અવિદ્યા' વગેરે નામો આપવામાં આવે છે. [અજ્ઞાનના આ સામાન્ય સિદ્ધાન્તનાં વિશેષ સ્વરૂપો આ પ્રમાણે છે: કેટલાક એ અજ્ઞાનનાં માયા અને અવિદ્યા એવાં બે રૂપ માને છે, જેમાંનુ પહેલું ઇશ્વરની સાથે અને બીજું જીવની સાથે જોડે છે. કેટલાક અવિદ્યા અને માયાને એક જ ગણે છે—અને અજ્ઞાન વા અવિદ્યા શબ્દથી ઉભયનો વ્યવહાર કરે છે.] એ અજ્ઞાનની વળી બે શક્તિઓ મનાય છે—એક આવરણશક્તિ અને બીજી વિક્ષેપશક્તિ: આવરણશક્તિથી પરમાત્માનું ખરૂં સ્વરૂપ ઢંકાઇ જાય છે અને વિક્ષેપશક્તિથી આ જગત્ ખડું થાય છે.

[આ અજ્ઞાનના સિદ્ધાન્તનું રહસ્ય એવું છે કે જગત્ અને જીવ સાથે પરમાત્માનું જે સ્વરૂપ પ્રતીત થાય છે એ એનું વાસ્તવિક સ્વરૂપ નથી, કારણ કે જગત્ અને જીવ એ પોતે જ વાસ્તવિક નથી. એ પ્રતીત થતું સ્વરૂપ તે સગુણ પ્રતીત થાય છે, અને જીવ અને જગત્‌ના જેવી એની વ્યાવહારિકી સત્તા છે. પણ ખરૂં જોતાં જીવ અને જગત્ નથી, તેમ સગુણ બ્રહ્મ પણ નથી—નિર્ગુણ બ્રહ્મ જ પરમાર્થતઃ છે. અર્થાત્ શાંકર વેદાન્તમાં સગુણ બ્રહ્મનો નિષેધ કરવામાં આવે છે તે એવા અર્થમાં કે ગુણ મિથ્યા હોઇ સગુણ તે વસ્તુતઃ નિર્ગુણ જ છે.]

૪. આ મિથ્યાત્વના સિદ્ધાન્તને લઇ—શાંકર વેદાન્તમાં આ જગત્‌ને ઘણીવાર 'સ્વપ્ન' કહેવામાં આવે છે: પણ આમાં તાત્પર્ય એવું નથી કે આ જગત્ દેખાય છે છતાં એ નથી દેખાતું એમ કહેવું; દેખાય તો છે, પરંતુ તે વસ્તુતઃ નથી—જેમ સ્વપ્ન દેખાય છે, પણ જાગ્રત્ જોડે સરખાવતાં એ વસ્તુતઃ નથી એમ સિદ્ધ થાય છે, તેમ બ્રહ્મસાક્ષાત્કાર થતાં જગત્‌ની પ્રતીતિ

—સ્વપ્ન જાગ્રતમાં લય પામી જાય તે રીતે—લય પામી જાય છે. [ આ સંબન્ધે ભૂલ ન થાય તે માટે કેટલાક શાંકરવેદાન્તીઓ પ્રતિભાસિકી વ્યાવહારિકી અને પારમાર્થિકી એમ ત્રણ પ્રકારની સત્તા ( અસ્તિત્વ ) માને છે: આ જગતના અનુભવમાં જે અવાન્તર ભ્રાન્તિઓ–રજ્જુને સર્પ માનવી, સ્વપ્નને યથાર્થ માનવું વગેરે થાય છે તેમાં ભાસમાન પદાર્થો પ્રતિભાસિકી સત્તાવાળા છે; આ પુરોદૃશ્યમાન જગત્ વ્યાવહારિકી સત્તાવાળું છે; અને પારમાર્થિકી સત્તા કેવલ બ્રહ્મની જ છે. ]

૫. ઉપર જે તત્ત્વજ્ઞાનનો સિદ્ધાન્ત પ્રતિપાદન કર્યો એનો અનુભવ ગુરુ શિષ્યને '**तत्त्वमसि**' એ મહાવાક્યથી ઉપદેશે છે, અને શિષ્ય '**अहं ब्रह्मास्मि**' એ મહાવાક્યથી એનો સાક્ષાત્કાર કરે છે. ત્યાં તાત્પર્ય એવું નથી કે અલ્પજ્ઞ જીવ તે જ સર્વજ્ઞ ઈશ્વર છે: પણ જીવની અલ્પજ્ઞતા અને ઈશ્વરની સર્વજ્ઞતા છોડીને ( જેને અર્થ કરવાની ભાગલક્ષણા વા જહદજહલ્લક્ષણા રીત કહે છે તે રીતે–અર્થાત્ મુખ્યાર્થનો કાંઈક ભાગ રાખીને અને કાંઈક ત્યજીને ) મૂળ તત્ત્વનો વિચાર કરીએ તો ઉભય એક અખંડ ચૈતન્ય છે: એ ચૈતન્યનો સાક્ષાત્કાર એ '**अहं ब्रह्मास्मि**' એવો સાક્ષાત્કાર છે.

૬. આ સાક્ષાત્કાર **સંન્યાસ** વિના બનતો નથી. જ્યાં સુધી મારાતારાનો ભેદ રહે ત્યાં સુધી હું–તુંથી પર સર્વભેદ–પરિચ્છેદ–રહિત પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય નહિ: એ મારા–તારાના ભેદની પાર જવું એનું બાહ્ય ચિહ્ન સંન્યાસાશ્રમ છે. એ આશ્રમનો અધિકાર બ્રાહ્મણને જ છે. શાસ્ત્રોએ આમ નિયમ કર્યો છે તેનું કારણ એ જણાય છે કે ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર તે સંન્યાસાશ્રમે ચઢે તો પ્રજાપાલન, ધનોત્પાદન વગેરે જનસમાજનાં આવશ્યક કાર્યો બને નહિ.] સંન્યાસ એ તો મમતા ટાળ્યાનું બાહ્ય ચિહ્ન છે. વસ્તુતઃ જ્યાં સુધી અન્તર્માંથી અહંગ્રન્થિ ( હું–ભાવની ગાંઠ ) છૂટે નહિ ત્યાં સુધી મોક્ષ મળે નહિ. એ અહંગ્રન્થિ અનાદિવાસનાની બનેલી છે–એ વાસના પોતપોતાનાં ઉચિત કર્મ અને સગુણ બ્રહ્મની ઉપાસનાદ્વારા ધીમે ધીમે ચિત્તશુદ્ધિ સંપાદન કરીને વેદાન્તસિદ્ધાન્તનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવાથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે થકી છૂટે છે. અને તે આ જન્મમાં પણ છૂટે છે: મરીને સગુણ બ્રહ્મલોકમાં જઇને પછીથી મુક્તિ થાય એમ નિયમ નથી. આ બીજી જાતની મુક્તિ તે ' ક્રમિક મુક્તિ, ' અને પહેલી તે ' જીવન્મુક્તિ ' કહેવાય છે.

૭. મુક્તિ તે ઉત્પન્ન કરવાનો પદાર્થ કે ગુણ નથી કે જે કર્મ કે ઉપાસનાથી સંપાદન કરાય.—જ્ઞાનની દૃષ્ટિ એ જ મુક્તિ છે, અને મુક્તિ નિત્ય સિદ્ધ છે, માત્ર અજ્ઞાનથી બન્ધ ભાસે છે, માટે જ્ઞાનવડે બન્ધની ભ્રાન્તિ ટાળવાની છે. કર્મ અને ભક્તિ તે માત્ર ચિત્ત શુદ્ધ કરવા માટે છે.

[ કર્મ અને ભક્તિથી ચિત્ત શુદ્ધ થાય છે એ સિદ્ધાન્તને અંગે બે વાત લક્ષમાં રાખવા જેવી છે. એક તો એ કે 'કર્મ'—શબ્દના અર્થમાં સન્ધ્યાવન્દનાદિ ધાર્મિક ક્રિયા આવે છે, પણ એકલી એ જ આવતી નથી: વર્ણ અને આશ્રમના ધર્મો જે વડે સંસારતન્ત્ર ચાલે છે અને પરમાર્થ-સિદ્ધિનો માર્ગ ઉઘડે છે એ પણ 'કર્મ'શબ્દના અર્થમાં સમાય છે. બીજું, શંકરાચાર્ય સગુણ બ્રહ્મને આલંબીને ભક્તિનો ઉપદેશ કરે છે તેમાં સગુણ બ્રહ્મનો સ્વીકાર કૃત્રિમ રીતે મન ઠેરવવા માટે છે એમ ન સમજવું; પણ જે અર્થમાં હું છું, તમે છો, જગત્ છે, તે અર્થમાં સગુણ બ્રહ્મ પણ છે એમ એમનું સ્પષ્ટ પ્રતિપાદન છે. પણ કર્મ અને ભક્તિ એ તત્ત્વસાક્ષાત્કાર-નાં અન્તિમ સાધન નથી—એ સાધન તો જ્ઞાન જ છે: પણ અત્રે 'જ્ઞાન' એટલે મગજનો વ્યાપાર નહિ, પણ અનુભવ–કે જેનું આત્માનું સમગ્ર સ્વરૂપ બનેલું છે એટલું ધ્યાનમાં રાખવું. ]

૮. પૂર્વોક્ત જ્ઞાન પ્રાપ્ત કરવા માટે શાંકર વેદાન્તમાં **અધિકારની** વ્યવસ્થા કરી છે તે એવી કે જેનામાં આ ચાર વાનાં હોય તે બ્રહ્મજ્ઞાનનો અધિકારી: (૧) નિત્યાનિત્યવસ્તુવિવેક: નિત્ય પદાર્થ (આત્મા) અને અનિત્ય પદાર્થ( અનાત્મા )નો ભેદ સમજવો; ( ૨ ) **વૈરાગ્ય**: આ લોક તેમ જ પર-લોકના પદાર્થરૂપી ફલ ભોગવવા પ્રત્યે વૈરાગ્ય; ( ૩ ) શમદમાદિ **સાધન-સંપત્**: અર્થાત્ શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા—એ છ સાધનો સારી રીતે પ્રાપ્ત કરવાં; અને (૪) **મુમુક્ષુત્વ**–મોક્ષની ઇચ્છા. અધિકારનાં આ ચાર તત્ત્વ પ્રાપ્ત કરવા માટે કર્મ અને ઉપાસના એ સા-ધનભૂત છે; પરંતુ એ સાધન પૂર્વજન્મમાં કરેલાં પણ હોઇ શકે, અને તેથી આ ચાર વાનાં વસ્તુત: પ્રાપ્ત થએલાં છે કે કેમ એટલું જ જોવાનું રહે છે. ઉપનિષદ્રૂપે વેદાન્તશ્રવણનો અધિકાર બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણને છે, અને સ્મૃતિ અને પુરાણરૂપે ચારે વર્ણને છે.

---

## ઊતારા.

१. तत्त्वमसि श्वेतकेतो; अहं ब्रह्मास्मि; सर्वं खल्विदं ब्रह्म; नेह नानास्ति किंचन; मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति; वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ।

यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत् ।

= હે શ્વેતકેતુ ! તે તું છે. હું બ્રહ્મ છું. આ સર્વ ખરેખાત બ્રહ્મ છે. અહીં કશું ભેદવાળું નથી—જે અહીં ભિન્ન જેવું જુવે છે તે મૃત્યુથી મૃત્યુ પામે છે. નામ તે વિકાર માત્ર છે, વાણીએ ઊભો કરેલો પદાર્થ છે, મૃત્તિકા એ જ સત્ય છે.

જે દિવસ વૈરાગ્ય થાય કે તે જ દિવસે સંન્યાસ લેવો.

[ ઉપ૦ * ]

२. अविद्याकाम कर्मविशिष्टकार्यकरणोपाधिः आत्मा संसारी जीव उच्यते; नित्यनिरातिशयज्ञानशक्त्युपाधि आत्मा ऽन्तर्यामी ईश्वर उच्यते; स एव निरुपाधिः केवलः शुद्धः स्वेन स्वभावेन अक्षरं पर उच्यते ॥

= અવિદ્યા-કામ-કર્મવિશિષ્ટ કાર્ય ( શરીર ) અને કરણ ( ઇન્દ્રિયો ) જેનો ઉપાધિ છે એવો જે આત્મા—જે જન્મમરણમાં સંસરે છે—એ જીવ કહેવાય છે; નિત્ય-નિરતિશય-જ્ઞાનશક્તિરૂપ ઉપાધિવાળો આત્મા જે ( ચેતન-અચેતન જગત્ માત્રનું ) અન્તરમાં રહી નિયમન કરે છે એ ઈશ્વર કહેવાય છે. એ ઉપાધિરહિત કેવલ શુદ્ધ સ્વ-સ્વરૂપે કરી અક્ષર વા પર બ્રહ્મ કહેવાય છે.

३. निरुपमानित्यनिरंशकेऽप्यखण्डे मयि चिति सर्वविकल्पनादिशून्ये ।
घटयति जगदीशजीवभेदं त्वघटितघटनापटीयसी माया ॥

= જેના જેવું કશું નથી, જે નિત્ય નિરંશ અખંડ છે, એવા ચૈતન્ય-

* જે વાક્યો ઉપર શાંકર સિદ્ધાન્ત ખાસ આધાર રાખે છે.

સ્વરૂપ મારામાં કે જેમાં કોઇ પણ પ્રકારની ભેદકલ્પના ઘટતી નથી એમાં-જગત્ ઇશ અને જીવનો ભેદ ઘટાવે છે!–એવી અઘટિતઘટના( અસંભવિત-નો સંભવ ) કરવામાં ઘણી કુશળ માયા છે.

४. अध्यासो नाम खल्वेष वस्तुनो योऽन्यथाग्रहः ।
स्वाभाविकभ्रान्तिमूलं संसृतेरादिकारणम् ॥

= વસ્તુનો જે આ અન્યથાગ્રહ ( વસ્તુને બીજી રીતે, ખોટી રીતે જાણવી) તે અધ્યાસ. એ જીવની સ્વભાવસિદ્ધ ભ્રાન્તિનુ મૂળ હોઇ સંસારનું આદિ કારણ છે.

૯ यदि दृष्टान्तबलेनैवैतन्निरूप्यते नाचेतनं लोके चेतनानधिष्ठितं स्वतन्त्रं किंचिद्विशिष्टपुरुषार्थनिर्वर्तनसमर्थान् विकारान् विरचयत् दृष्टम् । गेहप्रासादशयनासनविहारभूम्यादयो हि लोके प्रज्ञावद्भिः शिल्पिभिर्यथाकालं सुखदुःखप्राप्तिपरिहारयोग्या रचिता दृश्यन्ते तथेदं जगदखिलं पृथिव्यादि नानाकर्मफलोपभोगयोग्यं बाह्यमाध्यात्मिकं च शरीरादिनानाजात्यन्वितं प्रतिनियतावयवविन्यासमनेककर्मफलानुभवाधिष्ठानं दृश्यमानं प्रज्ञावद्भिः संभावितमैः शिल्पिभिर्मनसाप्यालोचयितुमशक्यं सत् कथमचेतनं प्रधानं रचयेत् लोष्टपाषाणादिष्वदृष्टत्वात् ॥

= જો દૃષ્ટાન્તને આધારે જ આવું ( ઇશ્વર છે કે નહિ એનુ ) નિરૂપણ કરવામાં આવે તો—લોકમાં અચેતન હોઇ ચેતનથી અધિષ્ઠિત નહિ એવું—સ્વતન્ત્ર—કાંઇપણ, વિશિષ્ટ ( અમુક ) પુરુષાર્થ સાધવા સમર્થ એવા વિકારોની વિરચના ( વિશેષ અને વિવિધરૂપે રચના ) કરતું જોવામાં આવતું નથી. ઘર, મહેલ, શયન, આસન, વિહારભૂમિ ( ઉદ્યાનાદિક ) વગેરે, અમુક અમુક કાળે સુખ-દુઃખની પ્રાપ્તિ અને પરિહાર ( ક્રમવાર ) કરી શકે એવાં, પ્રજ્ઞાવાન શિલ્પીઓ થકી રચાએલાં જોવામાં આવે છે; તે જ પ્રમાણે આ આખું જગત્—પૃથ્વી આદિક બાહ્ય જગત્, વિવિધ પ્રકારનાં કર્મનાં ફળ ભોગવવા માટે જોઇએ તેવું; તથા શરીરાદિક આધ્યાત્મિક (પોતાના આત્માને વળગેલું ) જગત્, ભિન્ન ભિન્ન જાતિવાળું અમુક અમુક રીતે જ અવયવની

ગોઠવણુવાળું અને અનેક કર્મનાં ફળ અનુભવવાનું સ્થાન એવું—જોવામાં આવે છેઃ આવું જગત્ કે જે પ્રજ્ઞાવાન અતિ ઉત્તમ ગણાતા શિલ્પીઓથી મનવડે પણ આલોકી શકાતું નથી તેને અચેતન એવું જે પ્રધાન ( સાંખ્યે માનેલી પ્રકૃતિ ) તે શી રીતે રચી શકે ? કેમકે પત્થર કાંકરા-ઢેફાં વગેરે અચેતન પદાર્થોમાં એવી શક્તિ જોવામાં આવતી નથી.

६. 'सोऽकामयत'–'स' आत्मा यस्मादाकाशः संभूतः, 'अकामयत' कामितवान्। कथम्? 'बहु' प्रभूतं 'स्यां' भवेयम्। कथमेकस्यार्थान्तराननुप्रवेशे बहुत्वं स्यादिति?। उच्यते–'प्रजायेय' उत्पद्येय। नहि पुत्रोत्पत्तेरिवार्थान्तरविषयं बहुभवनम्। कथं तर्हि?। आत्मस्थानभिव्यक्तनामरूपाभिव्यक्तया।

= '**सोऽकामयत बहु स्यां प्रजायेय**'—એ શ્રુતિનો અર્થઃ '**सः**' તે આત્મા કે જેમાંથી આકાશ ઉત્પન્ન થયું; '**अकामयत**'—કામના કરી, ઇચ્છયું. શી રીતનું ? તો કહે છે કે '**बहु**'—અનેક, '**स्यां**'—થાઉં. એકને બીજો પદાર્થ દાખલ થયા વગર અનેકપણું શી રીતે સંભવે ? આનો ઉત્તર કે '**प्रजायेय**'—ઉત્પન્ન થાઉં. અત્રે બહુ અનેક થવું તે પુત્ર ઉત્પન્ન થાય છે તે રીતનું, બીજો પદાર્થ ઉત્પન્ન થવા રૂપી, નથી. ત્યારે શી રીતનું છે ? એ આત્મા પોતામાં જ અનભિવ્યક્ત—લપાઈ રહેલાં—નામરૂપને અભિવ્યક્ત કરવાં, પ્રકટ કરવાં, એ રીતનું છે.

७. सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम्।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः॥

= હે નાથ ! જો કે મારી-તારી વચ્ચેની ભેદબુદ્ધિ લય પામી ગઈ છે-તથાપિ હું તારો આવિર્ભાવ છું, તું મારો આવિર્ભાવ નથી. તરંગ ( મોજું ) સમુદ્રનો આવિર્ભાવ છે, સમુદ્ર તરંગનો આવિર્ભાવ નથી.

८. न चैकं तदन्यद्द्वितीयं कुतः स्यान्न वा केवलत्वं न चाकेवलत्वम्।
न शून्यं न चाशून्यमद्वैतकत्वात् कथं सर्ववेदान्तसिद्धं ब्रवीमि॥

= એક નથી તો બીજું તો હોય જ ક્યાંથી ? નથી કેવલ, અને નથી

એકેવલ; નથી શૂન્ય, અને નથી અશૂન્ય. કારણ કે એનામાં દ્વૈત નથી; જે સર્વ વેદાન્ત થકી સિદ્ધ છે એને—એનામાં દ્વૈત નથી તેથી—હું શી રીતે કથી શકું?

९. आत्मत्वादेवात्मनो निराकरणशङ्कानुपपत्तिः । [ "प्रमाता च प्रमाणं च प्रमेयं प्रमितिस्तथा । यस्य प्रसादात् सिद्ध्यन्ति तत्सिद्धौ किमपेक्ष्यते" ॥ सुरेश्वराचार्यः ]

= આત્મા આત્મા છે તે જ કારણથી એના નિરાકરણની શંકા સંભવતી નથી. [ " પ્રમાતા, પ્રમાણ, પ્રમેય, અને પ્રમિતિ જેના પ્રસાદ થકી સિદ્ધ થાય છે તેની સિદ્ધિ માટે શેની જરૂર રહે છે?" સુ૦ )

१०. जाग्रत्स्वप्नसुषुप्तिषु स्फुटतरा या संविदुज्जृम्भते
या ब्रह्मादिपिपीलकान्ततनुषु प्रोता जगत्साक्षिणी ।
सैवाहं न च दृश्यवस्त्विति दृढप्रज्ञापि यस्यापि चेत्
चाण्डालोऽस्तु स तु द्विजोऽस्तु गुरुरित्येषा मनीषा मम ॥

= જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે અવસ્થામાં જે સંવિત્ ( અનુભૂતિ-જ્ઞાન-ચૈતન્ય ) વિલસે છે, જે બ્રહ્માથી માંડી કીડી સુધીનાં શરીરમાં પરોવાએલી છે, અને જગતની સાક્ષિરૂપ છે—તે જ હું છું, અને દૃશ્ય ( દેહાદિ ) પદાર્થ તે હું નથીઃ એવી દૃઢ સમજણ ગમે તેની હો—ચાંડાલની હો વા બ્રાહ્મણની હો—જેની હો તે મારો ગુરુ છે એવું મારૂં માનવું છે.

११. अन्नमयादन्नमयमथवा चैतन्यमेव चैतन्यात् ।
द्विजवर दूरीकर्तुं वांछसि किं ब्रूहि गच्छ गच्छेति ॥

किं गङ्गाम्बुनि बिम्बितेम्बरमणौ चण्डालवाटीपयः–
पूरे चान्तरमस्ति कांचनघटीमृत्कुम्भयोर्वाम्बरे ।
प्रत्यग्वस्तुनि निस्तरङ्गसहजानन्दावबोधाम्बुधौ
विप्रोऽयं श्वपचोऽयमित्यपि महान् कोऽयं विभेदभ्रमः॥

= ગંગાના જળમાં પ્રતિબિમ્બિત સૂર્ય અને ઢેડની વાડીના ધોરીઆ (વ્હેળા )માં પ્રતિબિમ્બિત સૂર્ય એ બે વચ્ચે, અથવા તો સોનાના ઘડામાં રહેલા અને માટીના ઘડામાં રહેલા એ બે આકાશ વચ્ચે, કાંઈ અન્તર છે ? જેમાં લહરી સરખી નથી અને જે સ્વતઃસિદ્ધ છે એવા આનન્દ અને જ્ઞાનના સમુદ્રરૂપ આત્મા-વસ્તુ-માં વળી આ બ્રાહ્મણ અને આ ઢેડ એવો આ મહાન વિવિધ ભેદની ભ્રમાત્મક કલ્પના શી ?

ચાંડાળ:—હે ઉત્તમ બ્રાહ્મણ! મને કહીશ-તું કોને ખશેડવા માગે છે? અન્નમય( દેહ )થી અન્નમયને ખશેડવા માગે છે? કે ચૈતન્યથી ચૈતન્યને ખશેડવા માગે છે? ( અર્થાત્, દેહ લો કે આત્મા લો-ઉભયરૂપે આપણો અભેદ છે. )

१२. काशीक्षेत्रं शरीरं त्रिभुवनजननी व्यापिनी ज्ञानगङ्गा
भक्तिः श्रद्धा गयेयं निजगुरुचरणध्यानयोगः प्रयागः
विश्वेशोऽयं तुरीयः सकलजनमनःसाक्षिभूतोऽन्तरात्मा
देहे सर्वं मदीये यदि वसति पुनस्तीर्थमन्यत् किमस्ति ॥

= શરીર એ જ કાશીક્ષેત્ર છે; અને જ્ઞાનરૂપી ત્રિભુવનમાતા સર્વ-વ્યાપક ગંગા છે; ભક્તિ અને શ્રદ્ધા એ ગયા ( તીર્થ ) છે; અને પોતાના ગુરુના ચરણનું ધ્યાન કરવું એ રૂપી જે યોગ તે જ પ્રયાગ છે. સ્થૂલ સૂક્ષ્મ અને કારણ દેહ, જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિની અવસ્થા, ઇત્યાદિ સર્વ ત્રિપુટીઓની પર જે સર્વ પ્રાણીઓનાં અન્તઃકરણનો સાક્ષી અન્તરાત્મા છે એ જ કાશીવિશ્વેશ્વર છે. એ સઘળું મારા દેહમાં જ રહે છે તો પછી બીજું તીર્થ કયું છે !

* * *

१३. दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येद्ब्रह्ममयं जगत् ।
सा दृष्टिः परमोदारा न नासाग्रावलोकिनी ॥
चित्तादि सर्वभावेषु ब्रह्मत्वेनैव भावनात् ।
निरोधः सर्ववृत्तानां प्राणायामः स उच्यते ॥

निषेधनं प्रपञ्चस्य रेचकाख्यः समीरणः ।
ब्रह्मैवास्मीति या वृत्तिः पूरको वायुरीरितः ॥

= જ્ઞાનમય દૃષ્ટિ કરીને જગતને બ્રહ્મમય જોવું એ પરમ-ઉદાર દૃષ્ટિઃ નાસિકાના અગ્રને જોયા કરનાર દૃષ્ટિ તે નહિ.

ચિત્ત વગેરે સર્વ પદાર્થોમાં બ્રહ્મરૂપે ભાવના કરવી, અને એ રીતે સર્વ વૃત્તિઓનો નિરોધ કરવો એ 'પ્રાણાયામ' કહેવાય છે.

પ્રપંચ ( જગત્ ) નો નિષેધ કરવો એ ' રેચક ' કહેવાતો વાયુ; હું બ્રહ્મ જ છું એવી જે વૃત્તિ તે ' પૂરક ' વાયુ (ખરા વેદાન્તી યોગશાસ્ત્રમાં).

१४. वेदो नित्यमधीयतां तदुदितं कर्मस्वनुष्ठीयतां
तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम् ।
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसन्धीयता-
मात्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥

= વેદનું નિત્ય અધ્યયન કરો, એમાં કહેલું કર્મ સારી રીતે (વિધિસર અને ઈશ્વરાર્પણ બુદ્ધ્યા ) કરો. એ વડે ઈશ્વરની સેવા કરો, કામ્ય પદાર્થ પ્રત્યે મન છોડી દો. પાપનો ઢગલો ચોતરફથી ખંખેરી કાઢો. સંસારના સુખમાં દોષ સમજો. આત્માની ઇચ્છા ખંતે કરી રાખો. અને પોતાના ઘરમાંથી એકદમ નીકળી જાઓ.

१५. भज गोविन्दं भज गोविन्दं गोविन्दं भज मूढमते ।
प्राप्ते संनिहिते मरणे नहि नहि रक्षति डुकृञ् करणे ।

= હે મૂઢમતિ (મૂર્ખા)! ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ. જ્યારે મરણ પાસે આવીને ઊભું રહેશે તે વખતે આ ' **डुकृञ् करणे** ' ( ગોખેલું વ્યાકરણ ) તને કામ નહિ આવે.

* * *

१६ अविनयमपनय विष्णो दमय मनः शमय मृगतृष्णाम् ।
भूतदयां विस्तारय तारय संसार सागरतः ॥

= હે વિષ્ણુ !–મારી અનીતિ દૂર કર, મારું મન મારે કબજે કર, વિષયરૂપી મૃગતૃષ્ણાને શાન્ત પાડ. મારામાં ભૂતદયા–પ્રાણીમાત્ર પ્રત્યે દયા–વિસ્તાર, અને સંસાર–સાગરમાંથી મને તાર.

૧૭. स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ।
साधनं प्रभवेत् पुंसां वैराग्यादिचतुष्टयम् ॥

= પોતપોતાના વર્ણ અને આશ્રમના ધર્મથકી, તપથકી, અને પરમાત્માને પ્રસન્ન કરવાથી, વૈરાગ્યાદિ ચાર સાધન મનુષ્યોને ઉત્પન્ન થાય છે.

[ शङ्कराचार्यના ભાષ્યાદિ વિવિધ ગ્રન્થોમાંથી. ]

---

૪૦

# રામાનુજાચાર્ય.

૧. શંકરાચાર્ય પછી કેટલેક સૈકે રામાનુજાચાર્ય થયા. એ મહાન આચાર્ય ઇ. સ. ૧૦૧૭માં જન્મ્યા હતા. એમના પિતાનું નામ કેશવ સોમયાજી અને માતાનું નામ કાન્તિમતી હતું. ન્હાનપણમાં એમણે યાદવપ્રકાશ નામે એક વેદાન્તી પાસે અભ્યાસ કર્યો. એમ કહેવાય છે કે અભ્યાસ દરમિયાન ઉપનિષદ્‌નાં વાક્યોના અર્થ બાબત એમની અને ગુરુની વચ્ચે વખતોવખત જે મતભેદ પડતો, તેને લીધે તેઓ વચ્ચે એવો તો વિરોધ જાગ્યો કે ગુરુએ એમને મારી નાંખવાના ઇરાદાથી કાશીની યાત્રામાં સાથે લીધા. પણ એમના એક મામાના દીકરા ભાઇએ એમને ચેતાવ્યા. તેથી એ રસ્તામાંથી ન્હાશી એક ભીલ અને ભીલણની (કથામાં જેમને નારાયણ અને લક્ષ્મી કહ્યાં છે) મદદથી કાંચી નગરી આવી પહોંચ્યા. ત્યાં યામુનાચાર્ય નામે એક વિશિષ્ટાદ્વૈતવાદી ભક્ત વેદાન્તીએ એમને શ્રીરંગ આવી પોતાના પન્થની દીક્ષા લેવાનું કહાવ્યું. રામાનુજાચાર્ય જઈ પહોંચ્યા તે પહેલાં તો યામુનાચાર્યે દેહ છોડયો હતો. એ આચાર્યના શબના જમણા હાથની ત્રણ આંગળીઓ વળેલી જોઇને રામાનુચાર્યે પૂછ્યું કે આ શાથી વળેલી છે ? યામુનાચાર્યના શિષ્યોએ ઉત્તર દીધો કે મરણ

સમયે એમણે ત્રણ વાનાં ગણાવીને તે સિદ્ધ કરવાનું આપને કહેતા ગયા છેઃ એક બ્રહ્મસૂત્ર ઉપર વિશિષ્ટાદ્વૈતનું ભાષ્ય લખવું, બીજું 'પરાશર[1]'નું નામ રાખવું, અને ત્રીજું 'શઠકોપ[2]'નું નામ રાખવું. તેમાંની છેલ્લી બે પ્રતિજ્ઞાઓ પોતાના શિષ્યોમાંના બેને એમની યોગ્યતાનુસાર 'પરાશર' અને 'શઠકોપ' નાં નામ આપીને સિદ્ધ કરી. પહેલી પ્રતિજ્ઞા—વેદાન્તસૂત્ર ઉપર ભાષ્ય લખવાની—જે સૌથી વિશેષ મહત્ત્વની હતી તે સિદ્ધ કરવા માટે પોતે કાશ્મીર પર્યન્ત જઈ એ સૂત્ર ઉપર બોધાયન મુનિની રચેલી વૃત્તિ* શોધી કાઢી, પોતાના એક શિષ્યે એ મ્હોંએ કરી લીધી, અને એ વૃત્તિને અનુસરતું પોતે એ સૂત્ર ઉપર ભાષ્ય રચ્યું. એ ભાષ્ય 'શ્રીભાષ્ય'ના નામથી પ્રસિદ્ધ છે. એ ઉપરાંત 'વેદાર્થસંગ્રહ' 'ગીતાભાષ્ય' વગેરે ગ્રન્થો એમણે રચ્યા છે. રામાનુજાચાર્યને સ્ત્રી એમને યોગ્ય મળી ન હતી, અને એની સાથે ઉપજેલા બે ત્રણ પ્રસંગોથી એમને વૈરાગ્ય થઈ આવ્યો. શાસ્ત્રમાં—શ્રુતિ તેમ જ સ્મૃતિમાં—ઉપદેશેલા ગૃહસ્થાશ્રમના ધર્મ એ બરાબર પાળતા, અને તેથી એક વાર એમની પત્નીએ ઘરમાં અન્ન છતાં એક અતિથિને બારણેથી પાછો કાઢ્યો એ વાત એમના જાણવામાં આવી ત્યારે એમને અત્યન્ત ખેદ થયો. અને આવા અનુભવ ઘણા થવાથી આખરે એમણે સંન્યાસ લઇ શ્રીરંગજીમાં વાસ કર્યો. ત્યાં એમના ગુરુ મહાપૂર્ણ સ્વામી પાસેથી એમણે જે ઉપદેશ મેળવ્યો તે સંબન્ધમાં એમ કહેવાય છે કે તે કોઇને પણ એ ઉપદેશ કહેવો નહિ એવી શરત હતી, પરંતુ આ શરત તોડવા માટે ગુરુના શાપથી મારે નરકયાતના ભોગવવી પડે તો ભલે પણ હું આ સત્ય અન્ય જીવોને આપ્યા વિના નહિ રહું એમ નિશ્ચય કરીને એમણે ગુરુ પાસેથી મળેલો ઉપદેશ જગત્‌માં પ્રકટ કર્યો.

રામાનુજાચાર્યે વિદ્વત્તાથી બહુ પ્રતિષ્ઠા મેળવી, અને પોતાના સંપ્રદાયની જમાવટ કરી. એ જમાવટને અંગે એમણે અનેક વાદીઓને જીત્યા,

---

૧. વિષ્ણુપુરાણના મહર્ષિ. ૨. 'શઠકોપ' એ નામના પ્રાચીનકાળમાં તામિલ દેશમાં એક શૂદ્ર ભક્ત થઈ ગયા છે.

* આ ગ્રન્થ અત્યારે જડતો નથી. શંકરાચાર્ય પહેલાં એક વૃત્તિકાર થઈ ગયાનું શાંકર ટીકાકારો લખે છે, પરંતુ એ વૃત્તિકારનો સિદ્ધાન્ત રામાનુજાચાર્યવાળા વૃત્તિકારના સિદ્ધાન્તને મળતો આવતો નથી.

અનેક દેવળો બંધાવ્યાં, તથા યાત્રા–ઉત્સવ વગેરે નિર્ણીત કર્યાં. આમ પોતાના પન્થની સેવા બજાવતાં બજાવતાં એકસો વીસ વર્ષની અતિ વૃદ્ધ અવસ્થાએ—ઈ. સ. ૧૧૩૭ માં દેહ છોડયો.

૨. એમનો સંપ્રદાય 'શ્રીસંપ્રદાય', અને એમનો વાદ 'વિશિષ્ટાદ્વૈતવાદ' એવે નામે ઓળખાય છે. 'શ્રી' કહેતાં લક્ષ્મીએ પ્રવર્તાવેલો અર્થાત્ ભગવાનનો આશ્રય કરી રહેલી ભગવદ્‌વિભૂતિના ચિન્તનમાંથી ઉદ્‌ભવેલો, એવો જે સંપ્રદાય તે 'શ્રી–સંપ્રદાય'; અને એ વિભૂતિ થકી બ્રહ્મ વિશિષ્ટ છે, અને એવા વિશિષ્ટ બ્રહ્મથી અતિરિક્ત કોઈ પણ પદાર્થ નથી, તેથી એ તત્ત્વજ્ઞાનનો સિદ્ધાન્ત તે 'વિશિષ્ટાદ્વૈત' કહેવાય છે. આ સંપ્રદાયનો અને સિદ્ધાન્તનો આધાર પ્રાચીન નારાયણની ઉપાસના ઉપર છે, અને એ ઉપાસના પંચરાત્રાગમમાં બતાવી છે તેથી એ આગમને એ મુખ્ય પ્રમાણ માને છે.

૩. પાછળના વખતમાં રામાનુજાચાર્યના પન્થમાં 'વડગલાઇ' અને 'તેંગલાઇ' એ નામથી ઓળખાતી બે શાખાઓ પડી. ઉત્તરની ગાદી (કાંચી)ની શાખા તે 'વડગલાઇ'; અને દક્ષિણની ગાદી(શ્રીરંગ)નીશાખા તે 'તેંગલાઇ'. આ બે ગાદીઓના સિદ્ધાન્તમાં કેટલાક જાણવાજોગ ભેદ છેઃ (૧) વડગલાઇ માને છે કે સંસ્કૃત વેદ–ઉપનિષદ્ ઇત્યાદિ ધાર્મિક ગ્રન્થો મુખ્ય છે; તેંગલાઇ 'તામિલ વેદ'ને એટલે કે એ સંપ્રદાયના પ્રાચીન ભક્તોએ તામિલ ભાષામાં જે પ્રબન્ધો રચ્યા હતા તેને પ્રાધાન્ય આપે છે. (૨) વડગલાઇ કહે છે કે પરમાત્મા જીવ ઉપર અનુગ્રહ કરી એને મુક્તિ આપે છે, પરંતુ જીવ એને વળગી રહે તો (મર્કટન્યાય)*; તેંગલાઇ માને છે કે પરમાત્માના અનુગ્રહથીજ મુક્તિમળે છે, જીવે કાંઇ જ કરવાનું નથી (માર્જારન્યાય*). (૩) આને લીધે એક શાખા ભક્તિથી સન્તોષ માને છે; ત્યારે બીજી શાખા ભક્તિ કરતાં પણ વિશેષ જે પ્રપત્તિ (શરણંગત થવું) એનો ઉપદેશ કરે છે.

૪. રામાનુજાચાર્યના સિદ્ધાન્તમાં ધ્યાનમાં રાખવાની બાબતો નીચે પ્રમાણે છેઃ—

---

* જુવો ઉપર પ૦ ૨૦૨.

( ૧ ) પરમાત્મા તે સકલ વિશ્વનું ઉપાદાન અને નિમિત્ત કારણ છે. સૃષ્ટિના જડ પદાર્થો ( ' અચિત્ ' ) અને ચેતન જીવો ( ' ચિત્ ' ) તે એના શરીરરૂપ છે: આ રીતે જીવ તથા જગત્ અને પરમાત્મા એ બે વચ્ચે શરીરશરીરિભાવ સંબન્ધ છે. આ સંબન્ધને વિશેષણ–વિશેષ્યભાવ વા પ્રકારપ્રકારિભાવ સંબન્ધ પણ કહે છે—કારણ કે શરીર તે શરીરીનું વિશેષણ વા પ્રકાર, અને શરીરી તે શરીરનું વિશેષ્ય વા પ્રકારી, છે. આ રીતે—સૃષ્ટિ તે કેવળ બ્રહ્મમાં અધ્યસ્ત કે બ્રહ્મમાંથી નીકળેલો પદાર્થ નથી, પણ ચિત્-અચિતની સૂક્ષ્માવસ્થાવિશિષ્ટ એવા બ્રહ્મનું જે સ્થૂલાવસ્થાવિશિષ્ટ થવું તેનું નામ સૃષ્ટિ છે. આ સિદ્ધાન્તમાં બ્રહ્મ વસ્તુતઃ કેવલ નથી, પણ ચિત્–અચિતની સૂક્ષ્મ વા સ્થૂલ અવસ્થાથી સર્વદા વિશિષ્ટ રહે છે, તેથી એ સિદ્ધાન્ત ' વિશિષ્ટાદ્વૈત*'ને નામે ઓળખાય છે.

( ૨ ) પરમાત્મા સકલ કલ્યાણ ગુણથી ભરપૂર છે. એ નિર્ગુણ કહેવાય છે તેમાં એ સકલ ગુણરહિત છે એમ કહેવાનું તાત્પર્ય નથી, પણ હેય ( ત્યાજ્ય–દુષ્ટ–પ્રાકૃત–પ્રકૃતિના ) ગુણ રહિત છે એમ કહેવાનું છે.

( ૩ ) જીવાત્મા તે વસ્તુતઃ પરમાત્મા જ છે એમ નહિ, પણ પરમાત્માનો ' અંશ ' છે: તે એવા અર્થમાં કે, પરમાત્માની વિભૂતિ, પરમાત્માનો પ્રકાર વા વિશેષણ છે. જીવાત્મા અણુપરિમાણ છે, અને સુખ દુઃખ કર્મ વગેરેના ભેદ પ્રમાણે અનેક છે, અહંશબ્દવાચ્ય છે, તથા કર્તા છે—જો કે એ કર્તાપણું પરમાત્માને અધીન છે.

( ૪ ) પરમાત્મા વાસુદેવ ( પરમાત્મા ) સંકર્ષણ ( જીવ ) પ્રદ્યુમ્ન ( મન ) અને અનિરુદ્ધ (અહંકાર)—એમ ચાર વ્યૂહમાં વ્યવસ્થિત છે, અને ભક્તિથી લભ્ય છે: આ ભાગવત× મત તે જ ખરો વેદાન્તમત છે.

---

* આ સિદ્ધાન્તને શંકરાચાર્યના કેવલાદ્વૈતવાદના વિરોધી તરીકે મૂકવામાં આવે છે. પણ મૂળ એ દ્વૈતવાદની સામે પ્રકટ થયો હશે એમ જણાય છે: સામાન્ય મતિ જીવ જગત્ અને ઈશને પરસ્પર વિભિન્ન માને છે, પણ વસ્તુતઃ જીવ અને જગત્ ઈશથી ભિન્ન નથી; તે એટલે સુધી કે ઈશનાં જ એ વિશેષણો છે. એમ આન્તર ઐક્ય પ્રતિપાદન કરવાનો 'વિશિષ્ટાદ્વૈત'નામનો હેતુ હોવો સંભવે છે.

× આ વિષે ઉપર પાઠ આવી ગયો છે.

( ૫ ) બ્રહ્મનું જ્ઞાન મેળવવા જતાં પહેલાં કર્મમીમાંસા કરવાની છે.

( ૬ ) કર્મ અને ( આત્માનું ) જ્ઞાન એ બે મળીને ભક્તિ ઉપજાવે છે, અને ભક્તિ એ જ પરમાત્માને પહોંચવાનું સાધન છે. પરમાત્માની ભક્તિ એ જ એનું ખરૂં જ્ઞાન.

( ૭ ) રામાનુજાચાર્ય વર્ણાશ્રમધર્મના કર્મકાંડને બહુ મહત્વ આપે છે: માત્ર એની પાર એક બારી ખુલ્લી રાખે છે, અને તે પ્રપત્તિની.

( ૮ ) જીવન્મુક્તિ શક્ય નથી: મુક્તિયોગ્ય થએલો પુરુષ મરણોત્તર બ્રહ્મ-લોકમાં ( પરમાત્મા પાસે ) જાય છે—ત્યાં એ આત્માનું ખરૂં સ્વરૂપ–પ્રકૃતિથી પોતે અસંસૃષ્ટ છે એ સ્વરૂપ–નો સાક્ષાત્કાર કરે છે. પ્રકૃતિથી સંસૃષ્ટ દશામાં આત્માનું જ્ઞાન સંકુચિત થઈ ગએલું હોય છે તે એ અસંસૃષ્ટ–મુક્ત–દશામાં પૂર્ણ વિકાસ પામે છે. અને એ રીતે આત્મા તે પરમાત્માનું સાધર્મ્ય મેળવે છે—એટલે કે પર-માત્મા બની જાય છે એમ નહિ પણ પરમાત્મા જેવો થાય છે. અને એ દશામાં પરમાત્માના સાંનિધ્યમાં પરમાત્માનો સઘળો આનન્દ ભોગવે છે.

---

## ઊતારા.

१. द्वा सुपर्णा सयुजा सखाया; यः पृथिव्यां....य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य आत्मानमन्तरो यमयति; भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत् ।

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।
नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥
सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ।
तदा विद्वान् पुण्यपापे विधूय निरंजनः परमं साम्यमुपैति।

[ છેલ્લી પંક્તિ સિવાય આ ઊતારાના ગુજરાતી અર્થ આરણ્યક અને ઉપનિષદ્‌ના પાઠમાં અપાઈ ગયા છે. છેલ્લી પંક્તિનો અર્થ સુગમ છે. ]

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ।
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥
इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥

[ છેલ્લા શ્લોકનો અર્થઃ—આ જ્ઞાનનો આશ્રય કરીને તેઓ મારૂં સાધર્મ્ય પામે છે ( મારા જેવા થાય છે ). સૃષ્ટિ વખતે જન્મતા નથી, અને પ્રલય થતાં નાશ પામતા નથી. બાકીના ઊતારાનો અર્થ ભગવદ્ ગીતાના પાઠમાં જુવો. ]

इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्

= ઇતિહાસ અને પુરાણ વડે વેદનું સારી રીતે ઉપબૃંહણ કરવું.

एवमेकं साङ्ख्ययोगं वेदारण्यकमेव च ।
परस्पराङ्गान्येतानि पञ्चरात्रमिति कथ्यते ॥

= એ રીતે સાંખ્ય, યોગ, વેદ, અને આરણ્યક ( ઉપનિષદ્ ) એક છે, અને પરસ્પર એક બીજાનાં અંગ છે—એ ( ચારને મેળવીને જે પાંચમું શાસ્ત્ર બને છે તે ) પંચરાત્ર કહેવાય છે.

नारायणः परं ब्रह्म तत्त्वं नारायणः परः (म्) ।
नारायणः परो (रं) ज्योतिरात्मा नारायणः परः ॥

= નારાયણ પરબ્રહ્મ છે, નારાયણ પરતત્ત્વ છે, નારાયણ પરજ્યોત છે, નારાયણ પરઆત્મા છે.

[ પ્રાચીન આધારભૂત
उपनिषद् આદિનાં વચનો. ]

२. 'वृत्तात्कर्माधिगमादनन्तरं ब्रह्मविविदिषा ।....
संहितमेतच्छारीरकं जैमिनीयेन षोडशलक्षणेन' ।

= કર્મનું જ્ઞાન—મીમાંસા—થઇ ગયા નંતર બ્રહ્મજિજ્ઞાસા. આ શારીરક-શાસ્ત્ર ( બ્રહ્મસૂત્ર ) જૈમિનિના ષોડશાધ્યાયી શાસ્ત્ર ( કર્મમીમાંસા ) સાથે સળંગ જોડાએલું છે.

३. 'वेदनमुपासनं स्यात् तद्विषये श्रवणात्' ।....'उपासनं स्यात् ध्रुवानुस्मृतिः.... । ध्रुवानुस्मृतिरेव भक्तिशब्देनाभिधीयते । 'तल्लब्धिर्विवेकविमोकाभ्यासक्रियाकल्याणानवसादानुद्धर्षेभ्यः संभवान्निर्वचनाच्च' ।
ध्रुवानुस्मृतेः साधनानि यज्ञादीनि कर्माणि ।

= જ્ઞાન એટલે ઉપાસના સમજવી, કારણ કે એ અર્થમાં એ શબ્દનું શ્રવણ થાય છે. ઉપાસના એટલે દૃઢ સ્મરણ: દૃઢ સ્મરણ એને જ ભક્તિ કહેછે.

એની પ્રાપ્તિ વિવેક ( દુષ્ટ અન્નથી દૂર રહી કાયાને શુદ્ધ રાખવી ), વિમોક ( સંગત્યાગ ), અભ્યાસ ( પુનઃ પુનઃ સંશીલન ), ક્રિયા ( પંચમહાયજ્ઞાદિક ), કલ્યાણ ( શુભગુણ ), અનવસાદ ( દબી ન જવું ), અને અનુદ્ધર્ષ (હરખાઇ કે ફુલાઇ ન જવું)—એ ( સાત સાધન* ) વડે એની પ્રાપ્તિ થાય છે.

દૃઢ સ્મરણ રૂપ જે ભક્તિ તેનાં સાધન યજ્ઞાદિક કર્મ.

४. यन्मुहूर्तं क्षणं वाऽपि वासुदेवो न चिन्त्यते ।
सा हानिस्तन्महच्छिद्रं सा भ्रान्तिः सा च विक्रिया ॥

= જે મુહૂર્ત ( બે ઘડી ) વા ક્ષણ પણ વાસુદેવનું ચિન્તન થતું નથી એ મ્હોટી હાનિ, એ મહા છિદ્ર, એ ભ્રાન્તિ, અને એ વિક્રિયા.

५. तद्धि वासुदेवाख्यं परं ब्रह्म संपूर्णगाड्गुण्यवपुः सूक्ष्मव्यूहविभवभेदभिन्नं यथाधिकारं भक्तैः ज्ञानपूर्वेण कर्मणा अभ्यर्चितं सम्यक् प्राप्यते ।

---

* શંકરાચાર્યના સાધનચતુષ્ટયને ઠેકાણે રામાનુજાચાર્યે માનેલું સાધનસપ્તક.

विभवार्चनाव्यूहं प्राप्य व्यूहार्चनात्परं ब्रह्म वासुदेवाख्यं सूक्ष्मं प्राप्यते इति वदन्ति। विभवो हि नाम रामकृष्णादिप्रादुर्भावगणः। व्यूहो वासुदेवसङ्कर्षणप्रद्युम्नानिरुद्धरूपश्चतुर्व्यूहः। सूक्ष्मं तु केवलषाड्गुण्यविग्रहं वासुदेवाख्यं परं ब्रह्म॥

= એ વાસુદેવ નામનું પર બ્રહ્મ જે સંપૂર્ણ ષડ્ગુણ (જ્ઞાન, બળ, ઐશ્વર્ય, વીર્ય, શક્તિ અને તેજ) રૂપી શરીરવાળું છે, તથા સૂક્ષ્મ વ્યૂહ અને વિભવ એવા ભેદવાળું છે, તે અધિકારનુસાર ભક્તો વડે જ્ઞાનપૂર્વક કર્મ થકી આરાધાઇને સારી રીતે પમાય છે. વિભવની અર્થના થકી વ્યૂહને ખાત્રીથી વ્યૂહની અર્થના થકી પર બ્રહ્મ વાસુદેવ નામનું સૂક્ષ્મ પમાય છે એમ કહેછે વિભવ એટલે રામકૃષ્ણાદિ અવતારસમૂહ; વ્યૂહ તે વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ રૂપી ચતુર્વ્યૂહ; સૂક્ષ્મ તે કેવલ ષડ્ગુણ શરીરવાળું વાસુદેવ નામનું પરબ્રહ્મ.

६. अतःस भगवान्वेदैकवेद्यः परब्रह्माभिधानो वासुदेवो निखिलहेयप्रत्यनीककल्याणैकतानानन्तज्ञानानन्दाद्यपरिमितोदारगुणसागरःसत्यसङ्कल्पश्चातुर्वर्ण्यचातुराश्रम्यव्यवस्थयाऽवस्थितान् धर्मार्थकाममोक्षाख्यपुरुषार्थाभिमुखान् भक्तानवलोक्यापारकारुण्यसौशील्यवात्सल्यौदार्यमहोदधिः स्वस्वरूपस्वविभूतिस्वाराधनतत्फलयाथात्म्यावबोधिनो वेदान् ऋग्यजुस्सामाथर्वभेदभिन्नानपरिमितशाखान् विध्यर्थवादमन्त्ररूपान् स्वेतरसकलसुरनरदुरवगाहांश्चावधार्य तदर्थयाथात्म्यावबोधि पञ्चरात्रशास्त्रं स्वयमेव निरमिमीत।

=માટે વેદાન્તમાં જેનું પ્રતિપાદન થાય છે અને પરબ્રહ્મ નામે ઓળખાય છે એ ભગવાન વાસુદેવ જે સકલદોષરહિત છે, જે કેવળ કલ્યાણસ્વરૂપ છે, જે અનન્ત જ્ઞાન અને આનન્દ વગેરે અપરિમિત મંગળ ગુણોનો સાગર છે, તથા સત્યસંકલ્પ છે.—તેમણે ચાર વર્ણ અને ચાર આશ્રમની વ્યવસ્થા પાળતા અને ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ તરફ વળેલા ભક્તો જોયા, અને અપાર કરુણા, સુશીલતા, વત્સલતા, અને ઉદારતાના મહાસમુદ્રરૂપ એ ભગવાને વિચાર્યું કે વેદો કે જેમાં પોતાના સ્વરૂપનો, પોતાની વિભૂતિનો, પોતાનાં આરાધનનો, તથા તેના ફલનો યથાર્થ ઉપદેશ કરેલો છે, તે ઋગ્વેદ યજુર્વેદ સામવેદ અને અથર્વવેદ એમ ચાર

પ્રકારમાં વ્હેંચાઇ ગયો છે, તથા એની શાખાઓ પણ અસંખ્ય છે, અને તે વળી વિધિ અર્થવાદ અને મન્ત્ર એમ ત્રણ પ્રકારનાં વાક્યોનો બનેલો છે, આથી તે પોતા ( ભગવાન ) સિવાય સઘળા દેવો અને મનુષ્યોને સમજવો કઠણ પડે છે; આમ વિચારીને, વેદમાં પ્રતિપાદન કરેલી વસ્તુના ખરા સ્વરૂપનું ઉપદેશ કરનારૂં એવું પંચરાત્ર નામનું શાસ્ત્ર ભગવાને પોતે રચ્યું.

[ श्रीभाष्य. ]

---

૪૧

# નિમ્બાર્કાચાર્ય.

૧. રામાનુજાચાર્ય પછી થોડેક વર્ષે નિમ્બાર્ક નામના આચાર્ય થયા છે. [ એમનું અવસાન ઇ. સ. ૧૧૬૨ ના અરસામાં થયું હશે એમ ડૉ. ભાંડારકરનું માનવું છે. ] એ તૈલંગ બ્રાહ્મણ હતા, અને મદ્રાસ ઇલાકાના નિમ્બ વા નિમ્બાપુર ગામમાં જન્મ્યા હતા. એમના પિતાનું નામ **જગન્નાથ** અને માતાનું નામ **સરસ્વતી** હતું. એમનો સંપ્રદાય રામાનુજાચાર્યના જેટલો પ્રસરેલો નથી—પણ આચાર્યપરંપરાનાં આગળ ચાલતાં પગલાંમાં એ એક જાણવાજોગ પગલું હોઇ નોંધવા લાયક છે.

૨. રામાનુજાચાર્યનો સંપ્રદાય જેમ ‘ શ્રીસંપ્રદાય ’ ( મૂળ, લક્ષ્મીજીએ પ્રવર્તાવેલો સંપ્રદાય ) કહેવાય છે, તેમ નિમ્બાર્કનો સંપ્રદાય ‘સનકસંપ્રદાય’ –એટલે કે, અત્યન્ત પ્રાચીનકાળમાં જે સનકાદિક ચાર ‘ કુમાર ’ ( નિત્ય બ્રહ્મચારી ) થઇ ગયા કહેવાય છે તેમાંના એકના નામ ઉપરથી ‘ સનક સંપ્રદાય ’–એવે નામે ઓળખાય છે. પણ ઉભય વૈષ્ણવ ભાગવત સંપ્રદાય છે—માત્ર ફેર એટલો છે કે રામાનુજાચાર્યના સંપ્રદાયમાં પરમાત્માનું મુખ્ય નામ **નારાયણ** વા **વાસુદેવ** અને એની શક્તિનું નામ **લક્ષ્મી** છે, અને નિમ્બાર્કાચાર્યના સંપ્રદાયમાં એને સ્થાને **કૃષ્ણ** અને **રાધિકા**નાં નામ ભજાય છે. વળી આ ભેદ સાથે જોડાએલો એક ઝીણો ભેદ એ છે કે રામાનુજાચાર્યની ભક્તિના અર્થમાં જ્ઞાનનો અંશ ભળેલો છે તેને બદલે નિમ્બાર્કાચાર્યની ભક્તિ રસરૂપ વિશેષ છે—અને આ રીતે રામાનુજાચાર્યના સંપ્રદાયની વડગલાઇ શાખા કરતાં તેંગલાઇ શાખા સાથે આ આચાર્યના ઉપદેશનું વિશેષ સામ્ય છે.

હવે બંનેના તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્ત જોઇએ તો—રામાનુજાચાર્યે બાદરાયણ મુનિનાં વેદાન્તસૂત્રની બોધાયનવૃત્તિનો આશ્રય લીધો છે, તેને બદલે નિમ્બાર્કાચાર્યનો સિદ્ધાન્ત તે મૂળ ઔડુલોમિ ( બાદરાયણે ઉલ્લેખેલા એક વેદાન્તાચાર્ય )ના સિદ્ધાન્તને અવલંબીને થએલો ગણાય છે. પણ બે વચ્ચે ભેદ બહુ થોડો છે. રામાનુજાચાર્ય જેમ 'કેવલ અદ્વૈત' માનતા નથી તેમ નિમ્બાર્કાચાર્ય પણ માનતા નથી; પણ રામાનુજાચાર્ય 'વિશિષ્ટ અદ્વૈત' માને છે, એટલે કે ચિત્ અને અચિત્‌થી વિશિષ્ટ જે એક જ તત્ત્વ છે તે તત્ત્વની સાથે એ વિશેષણોનો અભેદ છે એમ માને છે, તેને સ્થાને નિમ્બાર્કાચાર્યનું એમ કહેવું છે કે ચિત્ અને અચિત્ એ બ્રહ્મથી ભિન્ન છે તેમજ અભિન્ન પણ છે. આ રીતે એકનો સિદ્ધાન્ત જેમ વિશિષ્ટાદ્વૈત નામે ઓળખાય છે તેમ બીજાનો 'દ્વૈતાદ્વૈત' નામે જાણીતો છે.

---

## ઊતારા.

૧. स्वभावतोऽपास्तसमस्तदोषमशेषकल्याणगुणैकराशिम् ।
व्यूहाङ्गिनं ब्रह्म परं वरेण्यं ध्यायेम कृष्णं कमलेक्षणं हरिम् ॥

= કૃષ્ણ—જેનાં કમળ જેવાં નેત્ર છે, જે હરિ અને પરબ્રહ્મ કહેવાય છે, જે 'વરેણ્ય'—વરવા લાયક પ્રેમથી ઇચ્છવા લાયક—છે, જે વાસુદેવ-સંકર્ષણ-પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચાર વ્યૂહનો અંગી ( વ્યૂહ અંગ, અને કૃષ્ણ પોતે અંગી ) છે, જે સ્વભાવ થકીજ સમસ્તદોષરહિત છે તથા સર્વ કલ્યાણ ગુણનો એકનો એક સમૂહ છે—એ કૃષ્ણનું અમે ધ્યાન કરીએ.

[ दशश्लोकी ]

૨. तत्त्वं तावत् त्रिविधम्—चिदचिद्ब्रह्मभेदात् ।..........
चिदचिद्भिन्नाभिन्नं जिज्ञास्यं ब्रह्म सूत्रकाराभिमतम् ।.......

ब्रह्मशब्दाभिधेयः सर्वज्ञः स्वाभाविकाचिन्त्यानन्त्यवदात्मवृत्तिगुणशक्त्याद्याश्रयो ब्रह्मरुद्रेन्द्रप्रकृतिः परमाणुकालकर्मस्वभावादिनियन्ता दोषास्पृष्टसीमा चिदाचित् स्वस्वभाविकभेदाभेदाश्रयो भगवान् वासुदेवः श्रीपुरुषोत्तमः।

= તત્ત્વ ત્રણ પ્રકારનું: ચિત્ અચિત્ અને બ્રહ્મ. ચિત્ અને અચિત્ સાથે ભેદાભેદ સંબન્ધવાળું બ્રહ્મ જિજ્ઞાસાનો વિષય છે એમ સૂત્રકારનો મત છે

બ્રહ્મશબ્દ વાચ્ય—ભગવાન વાસુદેવ શ્રી પુરુષોત્તમ છે: એ સર્વજ્ઞ છે, સ્વભાવસિદ્ધ અચિન્ત્ય અનન્ત જે કાંઇ આત્માના ગુણ અને શક્તિ હોઇ શકે એ સર્વનો આશ્રય છે, બ્રહ્મા રુદ્ર અને ઇન્દ્રની પ્રકૃતિ ( મૂળ કારણ ) છે, પરમાણુ કાલ કર્મ અને સ્વભાવ વગેરેનો નિયન્તા છે, જેની સીમાને પણ દોષનો સ્પર્શ થતો નથી, તથા જે ચિત્ અને અચિત્‌ના સ્વાભાવિક ભેદ-અભેદનો આશ્રય છે.

[ વે. સૂ. ભાષ્ય. ]

---

૪૨

# મધ્વાચાર્ય.

૧. ભાષ્યકાળમાં વળી એક મ્હોટા આચાર્ય મધ્વાચાર્ય નામે થયા છે. [ એમના સંપ્રદાયની આચાર્યપરંપરાની નોંધ પ્રમાણે એમનો જન્મ શકે ૧૧૧૯ માં એટલે ઇ. સનના બારમા શતકની આખરે થયો હતો. પણ એ જ સંપ્રદાયના બીજા એક પ્રમાણને અનુસરીને તથા શિલાલેખ વગેરે પ્રબળ પ્રમાણને આધારે—અત્યારે એમ માનવામાં આવે છે કે ઇ. સનના તેરમા શતકના આરંભમાં એમનો જન્મ થયો હતો, અને એ જ શતકના ત્રીજા પાદને અન્તે—૭૯ વર્ષનું આયુષ્ય ભોગવીને—એમણે દેહત્યાગ કર્યો.]

એ દક્ષિણ કાનડામાં રજતપીઠ યાને કલ્યાણપુર નામે ગામમાં ઇ. સનના તેરમા શતકના આરંભમાં જન્મ્યા હતા. એમના કુળનું નામ મધ્ય વા મધ્યગેહ હતું, અને તે ઉપરથી એમના પિતા મધ્યગેહભટ્ટ નામે ઓળખાતા. એમનું પોતાનું જન્મનામ વાસુદેવ હતું પણ પછીથી એ મધ્વ, પૂર્ણપ્રજ્ઞ અને આનન્દતીર્થ એ ત્રણ નામે પ્રખ્યાત થયા છે. સારી વિદ્યા સંપાદન કરીને અચ્યુતપ્રેક્ષાચાર્ય નામે ગુરુ પાસે એમણે સંન્યાસ ગ્રહણ કર્યો, અને હિમાલયમાં બદરિકાશ્રમ જઈ જ્ઞાનસંપન્ન થયા. ત્યાંથી રાન અને

વેદવ્યાસની મૂર્તિઓ લઈ પોતાને દેશ પાછા આવ્યા, ત્યાં એમને આચાર્ય-પદ મળ્યું, અને એ પદેથી એમણે વૈષ્ણવ સંપ્રદાય અને દ્વૈત સિદ્ધાન્તનો ઉપદેશ કર્યો, તથા શૈવ સંપ્રદાય માયાવાદ વગેરેનું ખંડન કર્યું. એમને શંકરાચાર્યનો કેવલાદ્વૈતવાદ તદ્દન નાપસંદ હતો, અને રામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈતવાદ પણ ગ્રાહ્ય નહોતો. ઉભયનો ત્યાગ કરી, એમણે જીવ જડ અને પરમાત્માના ભેદવાદનું પ્રતિપાદન કર્યું.

મધ્વાચાર્ય સંહિતા બ્રાહ્મણ અને આરણ્યક ઉપનિષદ્—એ સર્વ વેદ-ગ્રન્થમાં સારી રીતે નિષ્ણાત હતા. ઋક્સંહિતાનાં મંડલોમાંથી એ ઘણાં વાકય ટાંકે છે—અને પહેલાં ચાળીસ સૂક્તો ઉપર તથા ઐતરેય આરણ્યક ઉપર એમણે ટીકા રચી છે. તે ઉપરાંત અન્ય આચાર્યોની માફક ઉપનિષદ્ ભગવદ્ગીતા અને વ્યાસસૂત્ર ઉપર પણ ભાષ્ય લખ્યાં છે. અને એ પરત્વે એમનું એમ માનવું છે કે મન્ત્રો( સંહિતા )માં પરમાત્માની સ્તુતિ છે, બ્રાહ્મણમાં એ સ્તુતિઓનો યજ્ઞના અંગમાં વિનિયોગ કર્યો છે, અને ઉપનિષદ્માં પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન આપ્યું છે.

૨. મધ્વાચાર્યના મુખ્ય સિદ્ધાન્ત નીચે પ્રમાણે છેઃ—

(૧) સ્વતન્ત્ર અને પરતન્ત્ર એવાં બે તત્ત્વ છે–તેમાં સ્વતન્ત્ર તે પરમાત્મા વિષ્ણુ; અન્ય સર્વ બ્રહ્માદિક દેવો, સામાન્ય જીવો, તથા જડ પદાર્થો તે પરતન્ત્ર. બીજી રીતે વિભાગ કરીએ તો–ઈશ્વર, પ્રકૃતિ, જીવ, અને જડ એમ ચાર તત્ત્વ છે.

(૨) નીચેના પાંચ પદાર્થો વચ્ચે સનાતન અને પારમાર્થિક ભેદ છેઃ (૧) ઈશ્વર અને જીવ વચ્ચે, (૨) ઈશ્વર અને જડ વચ્ચે, (૩) જીવ અને જડ વચ્ચે, (૪) જીવ–જીવ વચ્ચે, અને (૫) જડ–જડ વચ્ચે. ભેદને કેવલ લોપનારો કે મિથ્યા બનાવનારો શંકરાચાર્યનો કેવલાદ્વૈત અને માયાદ્વૈતનો સિદ્ધાન્ત ખોટો છે એટલું જ નહિ, પણ અદ્વૈત–અભેદ–ને થોડું પણ માન આપનારા રામાનુજાચાર્ય અને નિમ્બાર્કાચાર્યના વિશિષ્ટાદ્વૈત અને દ્વૈતાદ્વૈત ( ભેદાભેદ ) વગેરે સિદ્ધાન્ત પણ ખોટા છે. ‘ **मृत्योः स मृत्युमाप्नोति य इह नाना इव पश्यति**’ એમ શ્રુતિ કહેછેઃ અર્થાત્, વાસ્તવિક રીતે જે નાના (ભેદવાળું) છે તેને નાના જેવું એટલે કે ફક્ત ભેદની છાયાવાળું જ જોવું એ ભૂલ છે; અર્થાત્ ભેદને વાસ્તવિક માનવાની શ્રુતિની આજ્ઞા છે.

(૩) ઇશ્વિરને શાસ્ત્ર 'વિષ્ણુ' શબ્દથી વ્યવહરે છે. રામ કૃષ્ણુ એ એના અવતાર છે. [ મધ્વાચાર્ય, રામાનુજાચાર્યની માફક ચતુર્વ્યૂહના સિદ્ધાન્તનો અનુવાદ કરતા નથી.] એ પરમાત્મા અને એની શક્તિને વિષ્ણુ અને લક્ષ્મી કહે છે. વિષ્ણુથી વિષ્ણુની શક્તિ લક્ષ્મી ભિન્ન છે, પણુ એને આશ્રયે રહેલી છે, તથા નિત્ય મુક્ત છે.

(૪) જીવ સેવક છે અને વિષ્ણુ સેવ્ય છેઃ વિષ્ણુની સેવામાં મુખ્ય ભજન છે. એ ભજન ત્રણુ પ્રકારે થઇ શકે છેઃ વાણી શરીર અને મનવડે સત્ય હિત અને પ્રિય બોલવું તથા સ્વધર્મના ગ્રન્થો વાંચવા (સ્વાધ્યાય) એ ચાર વાણી વડે પરમાત્માનું ભજન કરવાના પ્રકાર છે; દાન પરિત્રાણુ (સંકટમાંથી દુઃખીનું તારવું ) અને પરિરક્ષણુ ( એનું દુઃખ આવતું અટકાવવું ) એ ત્રણુ શારીરિક ભજનના પ્રકાર છે; અને દયા સ્પૃહા ( પ્રભુ પ્રત્યે રુચિ) અને શ્રદ્ધા એ ત્રણુ માનસિક ભજનના પ્રકાર છે.

(૫) પ્રભુના અપરોક્ષ દર્શનથી જ મુક્તિ મળે છે. તેમાં કર્મ સાધનભૂત છે, પણુ સાક્ષાત્ મોક્ષ ઊપજાવતાં નથી. એ અપરોક્ષ દર્શનનાં વૈરાગ્યાદિક વિવિધ સાધનો છે તેમાં એક બે મુખ્ય તે શરણાગતિ અને કર્મસંન્યાસ છે.

[ तत्त्वनिर्णय ]

---

## ઊતારા.

१ ऋग्यजुःसामाथर्वा च भारतं पाञ्चरात्रकम् ।
मूलरामायणं चैव शास्त्रमित्याभिधीयते ।
यच्चानुकूलमेतस्य तच्च शास्त्रं प्रकीर्तितम् ।
अतोऽन्यो ग्रन्थविस्तारो नैव शास्त्रं कुवर्त्म तत् ॥

= ઋગ્ યજુઃ સામ અને અથર્વ વેદ, ભારત, પંચરાત્ર આગમ, અને મૂલ ( વાલ્મીકિ ) રામાયણુ—એ શાસ્ત્ર કહેવાય છે. અને જે એને અનુસરતું હોય તે પણુ શાસ્ત્ર કહેવાય છે. એ સિવાયનો જે ગ્રન્થવિસ્તાર તે શાસ્ત્ર નહિ, પણુ કુમાર્ગ.

[ स्कन्द० ]

२ प्रथमस्तु हनूमान् स्यात् द्वितीयो भीम एव च ।
पूर्णप्रज्ञस्तृतीयश्च भगवत्कार्यसाधकः ।

= પ્રથમ હનૂમાન, બીજા ભીમ, અને ત્રીજા પૂર્ણપ્રજ્ઞ (મધ્વાચાર્ય) એ ભગવાનનાં કાર્ય કરનારા.

[ स. द. सं. ]

३. हरिरेव परो हरिरेव गुरुर्हरिरेव जगत्पितृमातृगतिः ।
न ततोऽस्त्यपरं जगतीड्यतमं परमात्परतः पुरुषोत्तमतः ॥

= હરિ જ પરમ પદાર્થ છે, હરિ જ ગુરુ છે, હરિ જ જગતનો પિતા માતા અને ગન્તવ્ય સ્થાન છે. એ પુરુષોત્તમ કે જે પરમ કરતાં પણ પરમ છે તેના સિવાય બીજું કાંઇ જ જગતમાં શ્રેષ્ઠ નથી.

[ म. सि. सा. ]

४ ब्रह्मा शिवः सुराद्याश्च शरीरक्षरणात् क्षराः ।
लक्ष्मीरक्षरदेहत्वात् अक्षरोऽतः परो हरिः ।
स्वातन्त्र्यशक्तिविज्ञानसुखाद्यैरखिलैर्गुणैः ।
निःसीमत्वेन ते सर्वे तद्वशाः सर्वदेवताः ।

= બ્રહ્મા, શિવ અને અન્ય દેવો તે એમનું શરીર ક્ષરણ (વિનાશ)-શીલ હોવાથી—'ક્ષર' કહેવાય છે. અને લક્ષ્મી અક્ષર દેહવાળી હોવાથી 'અક્ષર' કહેવાય છે. અને હરિ એ થકી પર છે. હરિમાં સ્વાતન્ત્ર્ય, શક્તિ, વિજ્ઞાન, આનન્દ વગેરે અખિલ ગુણો નિઃસીમ હોવાથી સર્વ દેવો એના વશમાં છે.

[ महोपनिषत्. ]

५ स्वतन्त्रमस्वतन्त्रं च द्विविधं तत्त्वमिष्यते ।
स्वतन्त्रो भगवान् विष्णुर्निर्दोषोऽशेषसद्गुणः ॥

= બે પ્રકારનું તત્ત્વ માનવામાં આવે છે: સ્વતન્ત્ર અને અસ્વતન્ત્ર

( પરતન્ત્ર ) તેમાં સ્વતન્ત્ર તત્ત્વ તે ભગવાન વિષ્ણુ—જે દોષરહિત છે, અને સર્વ કલ્યાણ ગુણથી ભરપૂર છે.

[ तत्त्वविवेक. ]

६ ईश्वरः प्रकृतिर्जीवो जडं चेति चतुष्टयम् ।
पदार्थानां समुद्दिष्टं तत्रेशो विष्णुरुच्यते ॥

= ઇશ્વર, પ્રકૃતિ, જીવ અને જડ—એમ ચાર પદાર્થો છે તેમાં ઇશ્વર તે વિષ્ણુ કહેવાય છે.

[ बृ. भाष्य. ]

७ जीवेशयोर्भिदा चैव जीवभेदः परस्परम् ।
जडेशयोर्जडानां च जडजीवभिदा तथा ।
पंचभेदा इमे नित्याः सर्वावस्थासु नित्यशः ॥

= (૧) જીવ અને ઇશનો ભેદ, (૨) જીવ-જીવનો પરસ્પર ભેદ, (૩) જડ અને ઇશનો ભેદ, ( ૪ ) જડ અને જીવનો ભેદ, ( ૫ ) જડ—જડનો ભેદ—એ પાંચ ભેદ સર્વ અવસ્થામાં હમેશાં નિત્ય છે.

८ जीवेश्वरभिदा चैव जडेश्वरभिदा तथा ।
जीवभेदो मिथश्चैव जडजीवभिदा तथा ।
मिथश्च जडभेदोऽयं प्रपंचो भेदपंचकः ।
सोऽयं सत्यो ह्यनादिश्च सादिश्चेन्नाशमाप्नुयात् ।
न च नाशं प्रयात्येषु न चासौ भ्रान्तिकल्पितः ।
कल्पितश्चेन्निवर्तेत न चासौ विनिवर्तते ॥

= (૧) જીવ અને ઇશ્વરનો ભેદ, (૨) જડ અને ઇશ્વરનો ભેદ, (૩) જીવ—જીવનો ભેદ, (૪) જડ—જીવનો ભેદ, તથા (૫) જડ-જડનો ભેદ, આ પ્રપંચ ( પાંચ ભેદથી ભરેલો ) પાંચ ભેદનો સમુદાય છે. એ સત્ય છે અને અનાદિ છે. આદિવાળો હોય તો નાશ પામે; પણ નાશ પામતો નથી. અને

એ ભ્રાન્તિકલ્પિત પણ નથી; કલ્પિત હોય તો એની નિવૃત્તિ થાય, પણ એની નિવૃત્તિ થતી નથી.

९ आह नित्यपरोक्षं तु तच्छब्दो ह्यविशेषतः ।
त्वंशब्दश्चापरोक्षार्थः तयोरैक्यं कथं भवेत् ।
आदित्यो यूप इतिवत् सादृश्यार्था तु सा श्रुतिः।
अतत्त्वमिति वा छेदस्तेनैक्यं सुनिराकृतम् ॥

= 'तत्त्वमसि—વાક્યમાં **तत्** શબ્દ સર્વથા નિત્ય અને પરોક્ષ પદાર્થ (પરમાત્મા)નો વાચક છે; અને **त्वं** શબ્દ અપરોક્ષ પદાર્થ(હું–જીવ)નો વાચક છે: એ એનું ઐક્ય કેમ સંભવે ! 'આદિત્ય (સૂર્ય) યૂપ (યજ્ઞ-સ્તંભ)'—એ વાક્યની પેઠે આ શ્રુતિનો અર્થ **तत्** અને **त्वम्** નું સાદૃશ્ય પ્રતિપાદન કરવાનો છે. અથવા **अतत् त्वम्** એમ પદચ્છેદ કરવો. (આગલા વાક્યને અન્તે **आत्मा** શબ્દ છે તેની પાછળ સન્ધિ થઇને **अ** નો લોપ થયો છે.)

१० मोक्षसाधनीभूतापरोक्षज्ञानसाधनानि च विविधसांसारिकदुःखदर्शनेन सज्जनसंगत्या चेहामुत्रफलभोगविरागः शमदमादिसंपत्तिः अध्ययनसंपत्तिः शरणागतिः गुरुकुलवासः तदुपदेशेन सच्छास्त्रार्थज्ञानरूपं श्रवणं श्रुतस्य तत्त्वदृढीकरणाय मीमांसापरपर्यायो विचारो मननं गुरुभक्तिर्यथायोग्या परमात्मभक्तिः स्वाधमेषु सत्सु दया स्वसमेषु स्वात्मवत्स्नेहः उत्तमेषु भक्तिः निवृत्तकर्मानुष्ठानं निषिद्धसंत्यागः सर्वसमर्पणं तारतम्यपरिज्ञानं पंचभेदज्ञानं प्रकृतिपुरुषविवेकज्ञानं अयोग्यनिन्दा उपासनं चेति ब्रह्मादिसर्वजीवसाधारणानि ॥

= મોક્ષનું સાધન અપરોક્ષ જ્ઞાન; અને એનાં જે સાધન બ્રહ્માથી માંડી સર્વ જીવને માટે સમાન છે તે નીચે પ્રમાણે છે: (૧) વિવિધ સાંસારિક દુઃખ જોઇને અને સજ્જનની સંગતિથી આ લોક અને પરલોકનાં ફલ ભોગવવા પ્રત્યે જે વૈરાગ્ય ઊપજવો તે; (૨) શમદમ વગેરે સંપત્; (૩) અધ્યયન-સંપત્; (૪) શરણાગતિ; (૫) ગુરુકુલવાસ; (૬) ગુરુના ઉપદેશે કરી સત્-શાસ્ત્રના અર્થના જ્ઞાનરૂપ શ્રવણ; (૭) શ્રવણ કરેલા તત્ત્વને દૃઢ કરવા માટે મીમાંસા વા વિચાર તે મનન; (૮) ગુરુભક્તિ; (૯) પરમાત્મભક્તિ; (૧૦)

પોતા કરતાં ઊતરતાં સત્ પ્રાણીઓ પ્રત્યે દયા, સ્વસમાનમાં પોતાના આત્મા જેવો સ્નેહ, અને પોતા કરતાં અધિક પ્રત્યે ભક્તિ; (૧૧) નિષ્કામ કર્મનું અનુષ્ઠાન; (૧૨) નિષિદ્ધ કર્મનો ત્યાગ; (૧૩) સર્વસમર્પણ; (૧૪) તારતમ્યપરિજ્ઞાન ( ચઢતા ઊતરતા પદાર્થોનું તે રૂપે જ્ઞાન ); (૧૫) પંચભેદનું જ્ઞાન; (૧૬) પ્રકૃતિ–પુરુષનો વિવેક; (૧૭) અયોગ્યની નિન્દા*; અને (૧૮) ઉપાસના.

[ मध्व. सि. सार. ]

११ दानतीर्थतपोयज्ञपूर्वाः सर्वेपि सर्वदा।
अङ्गानि हरिसेवायां भक्तिस्त्वेका विमुक्तये ॥
श्रवणं मननं चैव ध्यानं भक्तिस्तथैव च।
साधनं ज्ञानसंपत्तौ प्रधानं नान्यदिष्यते ॥

= દાન, તીર્થ, તપ, યજ્ઞ વગેરે સર્વ હરિસેવાનાં સાધન છે; એક ભક્તિ જ મોક્ષનું સાધન છે.

શ્રવણ, મનન, ધ્યાન અને ભક્તિ એ જ્ઞાનપ્રાપ્તિનાં સાધન છે. મુખ્ય સાક્ષાત્—મોક્ષનું સાધન તો અપરોક્ષ જ્ઞાન વિના બીજું નથી.

१२ अङ्कनं नामकरणं भजनं दशधा च तनू–
सा च सेवा अङ्कन–नामकरण–भजनभेदात् त्रिविधा॥

= અંકન, નામકરણ, અને દશવિધ ભજન. એ સેવા ત્રણ પ્રકારની: અંકન ( નારાયણનાં ચક્રાદિક આયુધની આકૃતિ થકી, એના રૂપના સ્મરણ અર્થે, મુદ્રા વડે શરીરને આંકવું ), નામકરણ ( હમેશાં ભગવાનનું નામ મુખે રહે તે માટે પુત્રાદિકનું ભગવાનને નામે નામ પાડવું. ), અને ભજન.

१३ भजनं दशविधं—वाचा सत्यं हितं प्रियं स्वाध्यायः ; कायेन दानं परित्राणं परिरक्षणं; मनसा दया स्पृहा श्रद्धा च ।

= ભજન દશ પ્રકારનું: વાણી વડે કરવાનું ભજન ચાર પ્રકારનું:—(૧) સત્ય બોલવું, (૨) હિત બોલવું (૩) પ્રિય બોલવું અને (૪) સ્વાધ્યા-

* આ શૈવ સંપ્રદાયની નિન્દા, મતાન્ધતા વગેરે દોષનું કારણ.

યનો અભ્યાસ કરવો; કાયા વડે કરવાનું ભજન ત્રણ પ્રકારનું: (૫) દાન, (૬) પરિત્રાણુ (દુઃખીનો દુઃખમાંથી ઉદ્ધાર કરવો), અને (૭) પરિરક્ષણુ (શરણાગતનું શત્રુથી રક્ષણ કરવું); મનવડે કરવાનું ભજન ત્રણ પ્રકારનું: (૮) દયા, (૯) સ્પૃહા અને (૧૦) શ્રદ્ધા.

[सर्व. द. सं.]

१४ नाहं कर्ता हरिः कर्ता तत्पूजा कर्म चाखिलम् ।
तथापि मत्कृता पूजा तत्प्रसादेन नान्यथा ।
स्वातन्त्र्यं मम न क्वचित् ।

= હું કર્તા નથી, હરિ કર્તા છે, અને સઘળું કર્મ તે એની પૂજા છે. તથાપિ મેં પૂજા કરી કહેવાય છે તે એના પ્રસાદ થકીજ, બીજી રીતે નહિ ...મારૂં કશામાં સ્વાતન્ત્ર્ય છે જ નહિ.

[गी. तात्पर्य.]

---

૪૨

# વલ્લભાચાર્ય.

૧. મધ્વાચાર્ય પછી આશરે બસેંક વર્ષને અન્તરે સંવત્ ૧૫૩૫ (ઇ. સ. ૧૪૭૯) ના ચૈત્ર કૃષ્ણ ૧૧ ને દિવસે આ મહાન આચાર્યનો જન્મ થયો હતો. એમના પિતાનું નામ લક્ષ્મણભટ્ટજી અને માતાનું નામ ઇલ્લમાગારૂ[1] હતું. લક્ષ્મણભટ્ટજીના પૂર્વજો જે સોમયાજી હોઈ દીક્ષિત કહેવાતા તેમણે–પંચાણુ સોમયાગ કર્યા હતા. બાકીના પાંચ યાગ કરીને શતસોમયાગની સમાપ્તિ નિમિત્તે લક્ષ્મણભટ્ટજી પત્નીસહવર્તમાન કાશી જવા

---

૧. 'બાલોપયોગી ધર્મવર્ણન'માં યલ્લમાગારૂ નામ અપાયું છે એ ભૂલ છે. યલ્લમાગારૂ એ લક્ષ્મણભટ્ટજીની પ્રથમ પત્ની અને ઇલ્લમાગારૂની મ્હોટી બ્હેનનું નામ હતું. (જુવો 'પુષ્ટિભક્તિ સુધા' નામના માસિકમાં શ્રી બાલકૃષ્ણલાલ આચાર્યે આપેલું શ્રીવલ્લભાચાર્યનું જીવનચરિત્ર.)

નીકળ્યા. ત્યાં રસ્તામાં ચંપકારણ્યમાં ઇલ્લમાગારુજીને ગર્ભસ્રાવ થતાં, ગર્ભને એક શમીવૃક્ષ નીચે મૂકયો અને ઉભય કાશી ગયાં. ત્યાંથી પાછા ફરતાં એ જ શમીવૃક્ષની નીચે પેલા ગર્ભને હાલતો જોઈ અને તેથી સાશ્ચર્ય હર્ષ પામી માતપિતાએ એને ઉપાડી લીધો અને એ બાલક ઘેર લાવ્યાં. જતે દહાડે એ બાલક—વલ્લભાચાર્યજી–મ્હોટા થતાં, યોગ્ય વયે એમના પિતાએ એમને કાશીજીમાં યજ્ઞોપવીત દીધું, તથા પોતાના વેદ (કૃષ્ણ યજુર્વેદ) ની શાખા (તૈત્તિરીય)નું અધ્યયન કરાવ્યું. ત્યારબાદ વલ્લભાચાર્યજીએ અવશિષ્ટ વેદ, વેદાંગ, ષટ્શાસ્ત્ર, ગીતા, ભાગવત, નારદપંચરાત્ર વગેરે શાસ્ત્રોનું અનેક ગુરુઓ પાસે અધ્યયન કર્યું, અને ઉત્તમ વિદ્વત્તા પ્રાપ્ત કરી. તથા ‘પત્રાવલંબન’ નામનો ગ્રન્થ રચીને કાશીજીમાં ખ્યાતિ મેળવી. પછી સ્વદેશ આવ્યા. ત્યાં વિદ્યાનગરમાં કૃષ્ણદેવ રાજાની સભામાં સર્વ પ્રતિવાદીઓનું ખંડન કરીને વૈષ્ણવ સંપ્રદાયનું, અને પૂર્વે થઈ ગએલ વિષ્ણુસ્વામી નામના એક આચાર્યના સિદ્ધાન્તનું, પ્રતિપાદન કર્યું. વળી એટલેથી જ ન અટકતાં—એ પૂર્વાચાર્યના સિદ્ધાન્તમાં પણ સુધારો કર્યો. આથી એમને આચાર્યપદ મળ્યું. પછી આચાર્યશ્રી હિન્દુસ્થાનનાં વિવિધ યાત્રાનાં સ્થાને ગયા, અને સર્વ સ્થળે પોતાનો સિદ્ધાન્ત પ્રકટ કર્યો. મથુરા પાસે વૃન્દાવનમાં ગોવર્ધન પર્વત પાસે એમને શ્રીનાથજીનું દર્શન થયું, અને એમની આજ્ઞાથી એમણે ‘પુષ્ટિમાર્ગ’ (ભગવાન અનુગ્રહથી પોતાના ભક્તોને પોષે છે એ સિદ્ધાન્ત) નો ઉપદેશ પ્રવર્તાવ્યો, તથા ભગવત્સેવાની પદ્ધતિ બાંધી. ઉત્તર કાળમાં—સંવત્ ૧૫૮૭ વૈશાખ કૃષ્ણને દિવસે સત્વર વાનપ્રસ્થ આશ્રમ ગ્રહણ કરી સંન્યાસ લેવા પોતે પ્રયાગ પધાર્યા ને સંન્યાસ ત્યાં લીધો, અને ભક્તિમાર્ગીય સંન્યાસીના ધર્મ ધારણ કર્યા. આષાઢ શુકલ દ્વિતીયા× તૃતીયાને દિવસે મધ્યાહ્નને એમણે દેહ છોડયો. વલ્લભાચાર્યનો તત્ત્વજ્ઞાનનો સિદ્ધાન્ત ‘શુદ્ધાદ્વૈત,’ અને એમનો ધર્મપન્થ ‘પુષ્ટિમાર્ગ’ ને નામે ઓળખાય છે.

૨. વલ્લભાચાયના મુખ્ય સિદ્ધાન્તનો સાર નીચે પ્રમાણે છેઃ—

---

× નાભાજીકૃત ‘ભક્તમાળ’ પ્રમાણે એ પૂર્વાચાર્યના અનુયાયીઓમાં દક્ષિણના સંત જ્ઞાનદેવ, નામદેવ, ત્રિલોચન અને છેવટે આ વલ્લભાચાર્ય હતા. ડૉ. ભાંડારકર કહે છે કે વિષ્ણુસ્વામી જ્ઞાનદેવના ગુરુ તરીકે દક્ષિણમાં જાણવામાં નથી પણ નાભાજીનું કહેવું યથાર્થ હોય તો ઈ. સ. તેરમા સૈકાના મધ્યમાં એ થએલા હોવા જોઇએ.

(૧) શંકરાચાર્યના અદ્વૈત સિદ્ધાન્તમાં માયા વા અવિદ્યાવડે આ જીવ અને જગતનો ખુલાસો કરવામાં આવે છે, અને તેટલે અંશે શંકરાચાર્યનું બ્રહ્મ 'કેવલ' કહેવાતાં છતાં વસ્તુતઃ કલુષિત (માયાથી મેલું બનેલું) છે; રામાનુજાચાર્યનું વિશિષ્ટ બ્રહ્મ પણ વિશેષણોથી અશુદ્ધ છે; મધ્વાચાર્યનો દ્વૈત-સિદ્ધાન્ત તો શ્રુતિથી વિરુદ્ધ જ છે—ખરો સિદ્ધાન્ત 'શુદ્ધ અદ્વૈત' નો જ છે. એ સિદ્ધાન્તનું સ્વરૂપ ટૂંકામાં એવું છે કે—અદ્વૈત પદાર્થ બ્રહ્મ તે સદા શુદ્ધ જ છે, અને તે શુદ્ધ ને શુદ્ધ રહીને જગતરૂપે પરિણમે છે, તથા એમાંથી—અગ્નિમાંથી તણખાની માફક—જીવ નીસરે છેઃ અર્થાત્ બ્રહ્મમાં માયારૂપી મિથ્યાત્વના તત્ત્વને લેશ પણ અવકાશ નથી, જે કાંઇ ભાસે છે તે પરમાત્મા જ ભાસે છે અને વસ્તુતઃ ભાસે છે. બ્રહ્મ પરિણામ યાને વિકાર પામ્યા છતાં વિકારરહિત છે—તેનો ખુલાસો 'અઘટિતઘટનાપટીયસી' માયા વડે કરવાનો નથી, પણ બ્રહ્મ પોતે પરસ્પર વિરુદ્ધ ધર્મનો આશ્રય બની શકે એવી બ્રહ્મની અદ્ભુત શક્તિ વડે, એની લીલારૂપે, કરવાનો છે. શ્રુતિ વિયદાદિવિકારને મિથ્યા કહેતી નથી, પણ ઘટ '**मृत्तिकेत्येव सत्यम्**'—એટલે કે મૃત્તિકા જ છે એ સત્યરૂપે જણાવે છે. જીવનું અહંતા-મમતા રૂપી અજ્ઞાન એ જ અવિદ્યા; બ્રહ્મની માયા એટલે બ્રહ્મની અદ્ભુત શક્તિ, લીલા.

(૨) વલ્લભાચાર્યનો ધર્મપન્થ વિષ્ણુભક્તિ-અન્તર્ગત કૃષ્ણભક્તિનો છે. વલ્લભાચાર્ય કર્મ અને જ્ઞાન બંનેને પરમપદપ્રાપ્તિનાં અવાન્તર સાધનરૂપે માને છે, પણ પરમ સાધન ભક્તિને જ માને છે. વળી એ કરતાં પણ વિશેષ ઉચ્ચતા પામેલા જીવો તો ભક્તિને જ સાધ્ય ગણે છે, અને એના રસમાં જ આનન્દે છે એમ વલ્લભાચાર્યનું કહેવું છે. પુરુષોત્તમના ચરણરૂપ 'અક્ષર' તત્ત્વ છે, અને એ અક્ષર તત્ત્વને જ્ઞાનીઓ પામે છે; પણ ભક્ત તો એ કરતાં અધિક પુરુષોત્તમને પોતાને પામે છે; અને એ પુરુષોત્તમનો જેમના ઉપર વિશેષ અનુગ્રહ થાય છે તેઓ, એને પામીને પણ, ભક્તિના આનન્દ માટે ફરી જગતમાં પ્રકટ થાય છે. ભક્તિ જેમ કર્મ અને જ્ઞાનરૂપી સાધન વડે સધાય છે, તેમ પરમાત્માના અનુગ્રહથી પણ મળે છે. પરમાત્માનો અનુગ્રહ—જે જીવને અમૃત સમાન પોષણ રૂપ છે—તે 'પુષ્ટિ' કહેવાય છે અને એ રીતે પ્રાપ્ત થએલી ભક્તિ તે 'પુષ્ટિભક્તિ' કહેવાય છે. મનુષ્યના પોતાના સ્વતન્ત્ર પ્રયત્નવડે કર્મ અને જ્ઞાનરૂપી સાધન પ્રાપ્ત કરીને ઉત્પન્ન

કરેલી ભક્તિ તે 'મર્યાદાભક્તિ' કહેવાય છે. એ પુષ્ટિભક્તિથી ઊતરતા પ્રકારની છે.

(૩) બ્રહ્મનાં આધિભૌતિક આધ્યાત્મિક અને આધિદૈવિક એવાં ત્રણ સ્વરૂપ છેઃ તેમાંનું પહેલું સ્વરૂપ કર્મે કરી, બીજું જ્ઞાને કરી, અને ત્રીજું ભક્તિએ કરી પ્રાપ્ત થાય છે. કર્મે કરી પ્રાપ્ત કરેલા લોકમાંથી પુનરાવૃત્તિ છે, જ્ઞાને કરીને પ્રાપ્ત કરેલા પદમાંથી પુનરાવૃત્તિ નથી, ભક્તિથી પ્રાપ્ત થએલા પદમાંથી પુનરાવૃત્તિ થઇ શકે છે પરંતુ તે ભજનાદિક માટે જ થાય છે, અને તે પ્રભુકૃપાથી થાય છે. તે માટે ભક્તો ભક્તિને મુક્તિ કરતાં અધિક માને છે. જ્ઞાની અક્ષર બ્રહ્મમાં લય પામે છે, અને ત્યાં સુધી જ એની ગતિ છે. ભક્ત અક્ષરાનન્દ કરતાં પણ પર અને અગણિત એવો પુરુષોત્તમનો આનન્દ પ્રાપ્ત કરે છે.

---

## ઊતારા.

१ यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवन्ति ।
यथा सतः पुरुषात् केशलोमानि तथाऽक्षरात् संभवतीह विश्वम् ॥
तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः ।
तथाऽक्षराद्विविधाः सौम्य भावाः प्रजायन्ते तत्र चैवापि यन्ति ॥
वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ।
अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥
नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ।
एष एव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषति ॥

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ।

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ।
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥
ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रमगाचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम्
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहितेरताः ।
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ।
ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगन मां ध्यायन्त उपासते ।
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात् पार्थ मय्यावेशितचेतसाम् ।
.... .... .... .... .... .... .... ....
तस्मान्मद्भक्तियुक्तस्य योगिनो वै मदात्मनः ।
न ज्ञानं न च वैराग्यं प्रायः श्रेयो भवेदिह ।

= જેમ કરોળીઓ (જાળ) બહાર કાઢે છે અને ખેંચી લેછે, જેમ પૃથ્વીમાંથી વનસ્પતિ ઉત્પન્ન થાય છે, જેમ જીવતા પુરુષમાંથી કેશ અને લોમ ઊગે છે–તેમ અક્ષરમાંથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે.

આ સત્ય છે કે—જેમ સુદીપ્ત અગ્નિમાંથી હજારો એ જ જાતના તણખા નીકળે છે, તેમ હે ભાઈ! અક્ષરમાંથી વિવિધ પદાર્થો ઉત્પન્ન થાય છે અને એમાં જ લય પામે છે. ઘટશરાવાદિ વિકાર એ વાણીએ ઊભા કરેલા છે, નામ માત્ર છે, એ મૃત્તિકા છે એ જ સત્ય છે.

એને હાથ-પગ નથી પણ ઝડપથી જઈ શકે છે તથા ગ્રહણ કરી

શકે છે, આંખ નથી છતાં જુવે છે, કાન નથી છતાં સાંભળે છે, એ જાણવાનું જાણે છે, અને એનો જાણનાર કોઈ નથી—એને આદ્ય મહા પુરુષ કહે છે.

આ આત્મા પ્રવચન ( બહુ વિવેચન કે વ્યાખ્યાન ) થી મળે એવો નથી, ન બુદ્ધિથી મળે, ન બહુ શ્રવણ કર્યાથી મળે. જેને એ ચાહે તેનાથી એ મેળવી શકાય છે, તેને જ એ આત્મા ( પરમાત્મા ) પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે.

આ લોકમાંથી એ જેનો ઉદ્ધાર કરવા ઇચ્છે છે તેની પાસે એ સારૂં કાર્ય કરાવે છે.

લોકમાં આ બે પુરુષો છેઃ ક્ષર અને અક્ષર. તેમાં ‘ક્ષર’ તે સર્વ ભૂતો; અને કૂટસ્થ એ ‘અક્ષર’ કહેવાય છે. ઉત્તમ પુરુષ એ થકી ભિન્ન છે, જે પરમાત્મા કહેવાય છે, અને જે અવિકારી ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશી રહીને એ લોકનું ભરણ કરે છે. હું ક્ષર થકી પર છું, અને અક્ષર થકી પણ પર યાને ઉત્તમ છું—તેથી લોકમાં અને વેદમાં હું પુરુષોત્તમ નામે પ્રસિદ્ધ છું.

જેઓ અક્ષરને—અક્ષર કે જે નિર્દેશી શકાય એવું નથી તથા અવ્યક્ત છે, સર્વત્ર વ્યાપેલું છે, અચિન્ત્ય છે, કૂટસ્થ ( વિકાર થકી પર ) છે, અચલ અને નિત્ય છે—એવા અક્ષરને ઉપાસે છે, તથા ઇન્દ્રિયગણનો સંયમ કરી સર્વત્ર સમાન બુદ્ધિ રાખે છે—તેઓ, સર્વભૂતમાત્રના કલ્યાણપરાયણ હોઈ, મને જ પામે છે. પણ જેઓ આવા અવ્યક્ત ઉપર પોતાનું ચિત્ત ઠેરવે છે તેઓને શ્રમ અધિક છેઃ અવ્યક્ત ગતિ, દેહી જીવો દુઃખે કરી મેળવે છે. પણ જેઓ સર્વ કર્મ મને સમર્પી દઈ, મત્પરાયણ થઈ રહે છે, તથા અનન્ય યોગે કરીને મારૂં ધ્યાન ધરતા, મને ઉપાસે છે-તેઓનું ચિત્ત મારામાં પ્રવેશેલું હોઈ, હું તેઓનો મૃત્યુ અને સંસારરૂપી સાગરમાંથી અવિલંબે કરીને ઉદ્ધારકર્તા થાઊં છું.

તેમ જે મારામાં ભક્તિ થકી લાગેલો છે, મારી સાથે ચેતા કરી મને જ પોતાનો આત્મા કરી બેઠેલો છે, તેને કલ્યાણ માટે જ્ઞાનની કે વૈરાગ્યની અપેક્ષા નથી.

[ ઉપનિષદ્—ભ. ગી. આદિ પ્રાચીન આધારભૂત વાક્યો.]

२ एक शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव ।
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

= શાસ્ત્ર એક—શ્રીકૃષ્ણે આપેલી ગીતાઃ દેવ એક—શ્રીકૃષ્ણ જ; મન્ત્ર પણ એક—એનાં જે નામ; કર્મ પણ એક—એ દેવની સેવા.

३ वेदाः श्रीकृष्ण वाक्यानिव्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥

= વેદ, શ્રીકૃષ્ણનાં વાક્યો (ગીતાદિક), વ્યાસસૂત્ર (વેદાન્તસૂત્ર), અને વ્યાસે સમાધિમાં અનુભવીને નિરૂપેલું એવું ભાગવત—આ ચાર પ્રમાણ છે.

४ बहु स्यां प्रजायेयेति वीक्षा तस्य ह्यभूत् सती ।
तदिच्छामात्रतस्तस्माद् ब्रह्मभूतांशचेतनाः ।
सृष्ट्यादौ निर्गताः सर्वे निराकारास्तदिच्छया ।
विस्फुलिङ्गा इवाग्नेस्तु सदंशेन जडा अपि ।
आनन्दांशस्वरूपेण सर्वान्तर्यामिरूपेणः
जडा जीवोऽन्तरात्मेति व्यवहारस्त्रिधा मतः ।

= '**तदैक्षत बहु स्यां प्रजायेय**'—'એણે-'ઈક્ષણ' (ચિન્તન) કર્યું કે હું બહુ થાઉં, આ સિદ્ધ થાય છે કે પુષ્કળ ઉત્પન્ન થાઉં' એમ શ્રુતિ કહે છે તેથી એને ખરેખરૂં વિવિધ પ્રકારનું ઈક્ષણ થએલું છે. સૃષ્ટિને આરંભે એની ઇચ્છા માત્રથી એનામાંથી બ્રહ્મરૂપ, બ્રહ્મના અંશ એવા, ચેતનો (જીવો) નીકળ્યા-અગ્નિમાંથી તણખા નીકળે છે તેમ. એ સર્વે એની ઇચ્છાએ કરી નિરાકાર—એટલે કે ભગવત્સ્વરૂપરહિત—ઉત્પન્ન થયા; અને તે જ પ્રમાણે સત્-અંશે કરી જડ પદાર્થો થયા; અને આનન્દ અંશ રૂપે સર્વના અન્તર્યામી થયા......; આ રીતે જડ, જીવ અને અન્તરાત્મા—એમ ત્રણ પ્રકારનો વ્યવહાર મનાય છે.

५ शुद्धाद्वैतपदं ज्ञेयः समासः कर्मधारयः ।
अद्वैतं शुद्धयोः प्राहुः षष्ठीतत्पुरुषं बुधाः ॥
मायासम्बन्धरहितं शुद्धमित्युच्यते बुधैः ।
कार्यकारणरूपं हि शुद्धं ब्रह्म न मायिकम् ॥

= 'શુદ્ધાદ્વૈત' પદમાં કર્મધારય સમાસ જાણવો ( આ પ્રમાણે:—શુદ્ધ એવું અદ્વૈત તે 'શુદ્ધાદ્વૈત.' ). શુદ્ધનું ( બ્રહ્મ અને જીવ એ બે પદાર્થોનું શુદ્ધ હોઇને જ એટલે કે માયાની મલિનતા વગર જ) અદ્વૈત એમ ષષ્ઠીતત્પુરુષ સમાસ પણ વિદ્વાનો કહે છે.

માયાના સંબન્ધ વગરનું શુદ્ધ એમ વિદ્વાનો કહે છે; કેમ કે કાર્ય-કારણરૂપ ( કારણ જ કાર્યરૂપ હોઇને, ઘટમૃત્તિકાન્યાયે ) શુદ્ધ બ્રહ્મ છે, માયિક ( સર્પરજ્જુન્યાયે, માયાથી કલુષિત ) નથી.

६ पंचपर्वा त्वविद्या हि जीवगा मायया कृता
पंचपर्वा त्वविद्येयं यद्बद्धा याति संसृतिम् ।
विद्ययाऽविद्यानाशे तु जीवन्मुक्तो भविष्यति ।

= આ અવિદ્યા પંચપર્વા–પાંચ પ્રકારની છે ( અન્તઃકરણાધ્યાસ, પ્રાણાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, દેહાધ્યાસ, અને સ્વરૂપવિસ્મરણ ), જે જીવમાં રહેલી અને ભગવાનની માયાએ કરેલી છે, તથા જેનાથી બંધાઇને જીવ સંસારમાં પડે છે. પણ જ્યારે એ અવિદ્યાનો વિદ્યાએ કરી નાશ થશે ત્યારે એ જીવ જીવન્મુક્ત બનશે.

७ तस्य ज्ञानाद्धि कैवल्यमविद्याविनिवृत्तितः ।
वैराग्यं सांख्ययोगौ च तपो भक्तिश्च केशवे ॥

= એના જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થઇ કૈવલ્યપ્રાપ્તિ થાય છે: એનાં સાધન વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને કૃષ્ણમાં ભક્તિ [ પંચપર્વા વિદ્યા ].

८ माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।
स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ।

= ( ભગવાનના ) માહાત્મ્યજ્ઞાનપૂર્વક, સુદૃઢ, અને સર્વથી અધિક એવો જે સ્નેહ તે 'ભક્તિ' કહેવાય છે: એ વડે જ મુક્તિ મળે છે, બીજી કોઈ રીતે નહિ.

९ दयया सर्वभूतेषु संतुष्टया येन केनचित् ।
सर्वेन्द्रियोपशान्त्या च तुष्यत्याशु जनार्दनः ।
शृण्वन्ति गायन्ति गृणन्त्यभीक्ष्णशः स्मरन्ति नन्दति तवेहितं जनाः ।
त एव पश्यन्त्यचिरेणं तावकं भवप्रवाहोपरमं पदाम्बुजम् ॥

= સર્વ પ્રાણી માત્રમાં દયા, જે કાંઇ મળે તેનાથી સન્તોષ, અને સર્વ ઇન્દ્રિયોનો ઉપશમ–એટલા થકી ભગવાન તુરત પ્રસન્ન થાય છે.

જે જનો તારાં કર્મોનું શ્રવણ કરે છે. ગાન કરે છે, વારંવાર ઉચ્ચાર કરે છે, સ્મરણ કરે છે, અને અભિનન્દન કરે છે–તે વિનાવિલંબે તારા ચરણકમળનો સાક્ષાત્કાર કરે છે, જે ચરણકમળથી સંસારરૂપી પ્રવાહનો ઉપરમ થાય છે.

१० गृहं सर्वात्मना त्याज्यं तच्चेत्त्यक्तुं न शक्यते ।
कृष्णार्थं तत्प्रयुञ्जीत कृष्णः संसारमोचकः ।
धनं सर्वात्मना त्याज्यं तच्चेत्त्यक्तुं न शक्यते ।
कृष्णार्थं तत्प्रयुञ्जीत कृष्णोऽनर्थस्य वारकः ।

= ગૃહ સર્વથા ત્યજવું–તે જો ત્યજી ન શકાય તો કૃષ્ણ અર્થે એનો ઉપયોગ કરવો, કારણ કે કૃષ્ણ એ સંસારમાંથી મુક્તિ આપનારો છે. ધન સર્વથા ત્યજવું–તે જો ત્યજી ન શકાય તો કૃષ્ણ અર્થે એનો ઉપયોગ કરવો. કારણ કે કૃષ્ણ અનર્થ ( દારિદ્રય ) નો વારનારો છે.

११ पिता चरेद्यथा बाले सुखं भक्ते तथा हरिः ।

= જેમ બાલક પ્રત્યે સુખકારક રીતે પિતા વર્તે છે, તેમ ભક્ત પ્રત્યે હરિ વર્તે છે.

[ तत्त्वदीप. ]

१२ अनुग्रहरूपो भगवद्धर्मः पुष्टिः ।

[ अ. भा. ]

सर्वसाधनराहित्यं फलाप्तौ यत्र साधनम् ।
फलं वा साधनं यत्र पुष्टिमार्गः स कथ्यते ॥

[ हरि. कारिका ]

मर्यादापुष्टिभेदेन वरणं द्विधोच्यते । तत्र सहकार्यन्तरविधिमर्यादा-पक्षेणोच्यते । पुष्टौ तु नान्यापेक्षा ।

कृतिसाध्यं साधनं ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते । ताभ्यां विहिताभ्यां मुक्तिर्मर्यादा । तद्रहितानामपि स्वरूपबलेन स्वप्रापणं पुष्टिरुच्यते ।

[ अणु-भाष्य. ]

= ભગવાનનો અનુગ્રહરૂપ ગુણ તેને પુષ્ટિ. સર્વસાધનથી રહિતપણું એ જ જેમાં ફલપ્રાપ્તિનું સાધન છે, અથવા તો ફલ એ જ જેમાં સાધનરૂપ છે–એ 'પુષ્ટિમાર્ગ' કહેવાય છે.

પરમાત્મા પોતાનું દર્શન આપવા માટે જીવને પસંદ કરે છે તે પસંદગી બે પ્રકારની છેઃ મર્યાદા અને પુષ્ટિ, તેમાં બીજાં સહકારી( યજ્ઞાદિક )નો વિધિ કરવામાં આવે છે તે મર્યાદાપક્ષે; પુષ્ટિમાં બીજા કોઈ પણ સાધનની અપેક્ષા નથી.

જીવના પ્રયત્નવડે સધાતું સાધન—જ્ઞાન-ભક્તિરૂપ-શાસ્ત્ર ઉપદેશે છે. એ બે કે જેનો શાસ્ત્ર વિધિ કરે છે તે વડે પ્રાપ્ત કરેલી મુક્તિ તે 'મર્યાદા'. એ સાધનરહિત જીવોને પણ માત્ર સ્વરૂપબળે કરીને જ પોતાની ( પરમાત્માની ) પ્રાપ્તિ કરાવવી એ 'પુષ્ટિ' કહેવાય છે.

૪૩

# ચૈતન્ય.

૧. વલ્લભાચાર્યના સમકાલીન, બંગાળામાં—એક બીજા આચાર્ય ચૈતન્ય નામે થયા. એ 'ગૌરાંગ'ને નામે (એમના દેહના અદ્‌ભુત શ્વેત લાવણ્ય ઉપરથી) પ્રસિદ્ધ છે. એમનો જન્મ શકે ૧૪૦૭ (ઇ. સ. ૧૪૮૫) ફાલ્ગુન શુકલ પૂર્ણિમાને દિવસે થયો હતો. એમના પિતાનું નામ જગન્નાથમિશ્ર અને માતાનું નામ શચીદેવી હતું. પિતાના નામને મળતું એમનું પોતાનું નામ વિશ્વંભરમિશ્ર હતું, અને એક નિમ્બ(લીમડા)ના વૃક્ષ પાસે એમનો જન્મ થયો હતો તેથી 'નિમઇ' એવે લાડને નામે પણ ઓળખાતા. નવદ્વીપ(બંગાળામાં એક પ્રસિદ્ધ વિદ્યાસ્થાન)માં એમણે પંડિતને શોભતો વિદ્યાભ્યાસ કર્યો, અને શાસ્ત્રમાં સૌ કરતાં સરસાઈ મેળવી. પણ એમનું હૃદય વિદ્યા કરતાં પ્રભુભક્તિમાં વધારે લાગેલું હતું, અને એમ કહેવાય છે કે ન્હાનપણથી જ નિરંતર 'હરિબોલ'નો ધ્વનિ એમને ગમતો. લગ્ન કરીને એક ગૃહસ્થ પંડિત તરીકે વિદ્યાર્થીઓને ભણાવવાનું કામ માંડ્યું, અને પછી આજીવિકા મેળવવા અર્થે પૂર્વ બંગાળામાં પ્રવાસે ગયા. ત્યાંથી પાછા આવતાં, એમની સ્ત્રી મરી ગયાં. તે પછી વિષ્ણુપ્રિયા નામની બીજી સ્ત્રી પરણ્યા. ગયાશ્રાદ્ધ અર્થે ગયા, અને ત્યાં ઇશ્વરપુરી નામે વૈષ્ણવ સંન્યાસી પાસે લઇ નદીઆ પધાર્યા. પછી જગન્નાથપુરી કાશી વૃન્દાવન શ્રીરંગ અને કુમારી પર્યન્ત અનેક સ્થળે યાત્રા કરી, રાધાકૃષ્ણની ભક્તિનો ઉપદેશ કર્યો, તથા શંકરાચાર્યના જ્ઞાનમાર્ગ અને માયાવાદનું ખંડન કર્યું. વળી એમ કહેવાય છે કે ચૈતન્યની પહેલાં અદ્વૈતાચાર્ય નામે એક સંન્યાસીએ ભક્તિનો ઉપદેશ કરવા માંડ્યો હતો, અને એ સંન્યાસી પોતાનું નિત્ય કરીને ગંગાકાંઠે જઈ હમેશાં પ્રભુ પાસે માગતા કે—"હે પ્રભુ! પૃથ્વી ઉપર અવતરો અને કર્મને સ્થાને ભક્તિ વિસ્તારો." તદનુસાર, ચૈતન્યનો અવતાર લઈ ભગવાને કર્મને સ્થાને ભક્તિનો ઉપદેશ કર્યો. આ અદ્વૈતાચાર્ય પ્રથમ ચૈતન્યના ગુરુ હોઇ પછી શિષ્ય થયા. તે ઉપરાંત, નિત્યાનન્દ (ચૈતન્યના ભાઇ), ગોસ્વામી રૂપ, અને સનાતન એ એમના શિષ્યમંડળમાં મુખ્ય ગણાય છે. ચૈતન્યનો ઉપદેશ રાધાકૃષ્ણની ભક્તિનો, અને ભક્તિમાં વિશેષે કરી સંકીર્તનનો હતો. આ ભક્તિ-

રસનું તત્ત્વજ્ઞાન જીવગોસ્વામીજીએ રચ્યું છે. ચૈતન્યસંપ્રદાયમાં કેટલાક વર્ણભેદ પાળે છે, અને કેટલાક નથી પાળતા; વસ્તુતઃ, ભક્તિમાં વર્ણનો કે જાતિનો–બ્રાહ્મણ શૂદ્ર હિન્દુ મુસલમાન, કે સ્ત્રી પુરુષનો–ભેદ નથી એમ ચૈતન્યે પ્રતિપાદન કર્યું હતું. આ મહાન આચાર્ય એમના સંપ્રદાયમાં શ્રી-કૃષ્ણનો અવતાર કહેવાય છે. એમના જીવનનાં છેવટનાં થોડાંક વર્ષો એ જગન્નાથપુરીમાં રહ્યા. ત્યાં એક વખતે એ જગન્નાથજીના મન્દિરમાં ગયા ત્યાં લુપ્ત થઇ ગયા એમ મનાય છે—ઇ. સ. ૧૫૩૩.

૨. ચૈતન્યના મુખ્ય સિદ્ધાન્ત નીચે પ્રમાણે છેઃ

(૧) નવ વસ્તુઓ 'પ્રમેય' કહેતાં જાણવાની છે: (૧) હરિ એ જ એક તત્ત્વ છે; (૨) એ હરિ સર્વશક્તિવિશિષ્ટ છે; (૩) એ હરિ સકલરસનો સમુદ્ર છે; (૪) જીવ હરિના અંશ છે; (૫) એમાંના કેટલાક બદ્ધ છે, અને (૬) કેટલાક મુક્ત છે; (૭) ચરાચર વિશ્વમાં એના ભેદ અને અભેદનો પ્રકાશ થાય છે; (૮) શુદ્ધ ભક્તિ એ જ બદ્ધ જીવે એનું સાધ્ય પ્રાપ્ત કરવા માટેનું સાધન છે; (૯) ભગવાનનો પ્રેમ એ જ પરમ પ્રયોજન (સાધ્ય) છે.

(૨) પરમાત્મપ્રાપ્તિનું સાધન જ્ઞાન ('યુક્તિ') નહિ પણ રુચિ છે. 'રુચિ' એટલે પરમાત્મા માટે હૃદયનો ભાવ. જ્ઞાન અને વૈરાગ્ય એ ધાર્મિક જીવનમાં મુખ્ય નથી એટલું જ નહિ પણ ભક્તિનાં એક અંગ ગણાવાને પણ લાયક નથી. ભક્તિથી પરમાત્માનો અનુભવ થાય છે એ જ્ઞાન; અને એની લગની લાગતાં સંસાર ઉપરનો રાગ એની મેળે લય પામી જાય છે એ વૈરાગ્ય. સંસારમાં પણ પ્રભુનો અનુભવ કરાવતી ભક્તિને અનુગુણ જે વસ્તુઓ છે તેના ઉપર વૈરાગ્ય કરવો ન જોઇએ. ભક્તિના મુખ્ય બે ભેદ છેઃ 'વૈધી ભક્તિ' અને 'રાગાનુગા ભક્તિ.' વૈધી ભક્તિ તે શાસ્ત્રના વિધિ પુરઃસર થએલી તે—જેને વલ્લભાચાર્ય 'મર્યાદામાર્ગ' કહે છે. રાગાનુગા ભક્તિ તે ભગવાનમાં વ્રજની ગોપીઓ વગેરેને જેવો રાગ છે તેવો રાગ કરવોઃ–જેને વલ્લભાચાર્ય 'પુષ્ટિભક્તિ' કહે છે.

(૩) પરમાત્મા સાથે જીવનો આશ્રયાશ્રિત અને ભેદાભેદ સંબન્ધ છેઃ પરમાત્મા આશ્રય છે, જીવ આશ્રિત છે—પણ એ એવી નિકટ રીતે જોડાએલા છે કે એમનો ભેદ છતાં અભેદ છે એમ કહી શકાય. એ અ-ભેદ તે એવી રીતે કે જેમ મધુમક્ષિકા મધુ( પુષ્પરસ )થી ભિન્ન છે, છતાં એ મધુનું પાન કરી એનાથી ભરાય છે, એની સાથે તન્મય–અભિન્ન થાય

છે, તેમ જીવાત્મા પરમાત્માના રસથી ભરાઇ પરમાત્મરૂપ બની જાય છે. આ પરમાત્માનો રસ વા પ્રેમ તે રાધા; કૃષ્ણ તે પરમાત્મા; અને એ રાધાકૃષ્ણનો નિત્ય રાસ વિશ્વમાં રમાયાં કરે છે. સત્ત્વ રજસ્ અને તમો ગુણે કરીને એ કૃષ્ણ, વિષ્ણુ બ્રહ્મા અને શિવ બને છે. એ કૃષ્ણ પરબ્રહ્મશકિતવડે વિશ્વમાં વ્યાપેલો છે. માયાશક્તિવડે એ સ્થૂલ રૂપ ધારણ કરે છે; અને વિલાસશક્તિવડે એકનો અનેક થઈ ગોપીઓ સાથે રમે છે, તથા વાસુદેવ સંકર્ષણાદિચતુર્વ્યૂહરૂપે થાય છે.

(૪) શ્રીમજ્જીવગોસ્વામી કહે છે કે—એક જ પરમતત્ત્વ પોતાની સ્વાભાવિક અને અચિન્ત્ય શક્તિવડે સર્વદા, 'સ્વરૂપ'–'તદ્રૂપવૈભવ'–'જીવ'–અને 'પ્રધાન' એમ ચાર રૂપે રહે છે. એ પરા શક્તિના, 'અન્તરંગ' 'તટસ્થ' અને 'બહિરંગ' એવા ત્રણ ભેદ પાડવામાં આવે છે. તેમાં અન્તરંગ યાને સ્વરૂપ-શક્તિ વડે એ પરમતત્ત્વ પૂર્ણ સ્વરૂપે સર્વ કલ્યાણ ગુણના આશ્રય એવા ભગવદ્રૂપે નિત્ય વિરાજે છે; એની લીલાઅર્થે એ જ તત્ત્વ વૈકુંઠાદિ 'સ્વરૂપ-વૈભવ' રૂપે રહે છે. તટસ્થશક્તિ વડે એ–સૂર્ય (ભગવાન)માંથી નીકળતા કિરણ(જીવસમષ્ટિ)ના પરમાણુ(જીવવ્યષ્ટિ) જેવા—જીવરૂપે રહે છે, અને બહિરંગ શક્તિ જેને માયા કહે છે તે વડે એ જડ–પ્રધાનરૂપે રહે છે: આ રીતે વૈકુંઠ જીવ અને જડ એવા ત્રણ પદાર્થો થાય છે તે ભગવાન સાથે અચિન્ત્ય ભેદાભેદ સંબન્ધથી રહેલા છે. વળી એ જ સચ્ચિદાનન્દ ભગવાનની શક્તિના 'હ્લાદિની' યાને આનન્દરૂપ, 'સન્ધિની' યાને સત્તારૂપ, અને 'સંવિત્' યાને જ્ઞાનરૂપ—એવા ત્રણ પ્રકાર પણ પાડવામાં આવેછે.

## ઊતારા

१ आम्नायः प्राह तत्त्वं हरिमिह परमं सर्वशक्तिं रसाब्धिं
तद्भिन्नांशांश्च जीवान् प्रकृतिकवलितान् तद्विमुक्तांश्च भावात् ।
भेदाभेदप्रकाशं सकलमपि हरेः साधनं शुद्धभक्तिं
साध्यं यत्प्रीतिमेवेत्युपदिशति हरौ गौरचन्द्रं भजे तम् ॥

= વેદ કહે છે કે—હરિ એ આ સંસારમાં પરમ તત્ત્વ છે; એ સર્વ-શક્તિમાન છે, અને રસનો સાગર છે; એથી ભિન્ન પણ એના જ અંશ જીવો છે; તેમાંના કેટલાક પ્રકૃતિથી ગ્રસ્ત છે, અને કેટલાક એનામાં ભાવને લીધે પ્રકૃતિથી મુક્ત છે; સકલ વિશ્વ એ હરિનો ભેદાભેદપ્રકાશ (ભેદરૂપે

તેમજ અભેદ રૂપે પ્રકાશવું ) છે; એની ભક્તિ એ સાધન છે, અને એનો પ્રેમ એ સાધ્ય છે—એમ હરિ સંબન્ધી જે ઉપદેશ કરે છે એવા ગૌરચન્દ્ર ( ગૌરાંગ મહાપ્રભુ—ચૈતન્ય )ને હું ભજું છું.

[ गौ. ली· स्मरणमङ्गलस्तोत्र· ]

२ आनुकूल्यस्य सङ्कल्पः प्रातिकूल्यस्य वर्जनम्
रक्षिष्यतीति विश्वासो गोप्तृत्वे वरणं तथा ।
आत्मनिक्षेपकार्पण्ये षड्विधा शरणागतिः ॥

= અનુકૂલતાનો સંકલ્પ અને પ્રતિકૂલતાનો ત્યાગ ( પ્રભુ જે કરે છે તે સારૂં જ છે—એમ એને વિષે અનુકૂલતાબુદ્ધિ રાખવી, અને પ્રતિકૂલતા બુદ્ધિ ત્યજવી ); એ મારૂં રક્ષણ કરશે જ એવો વિશ્વાસ; અને રક્ષક તરીકે એને માટે ઇચ્છા; આત્મા એને સોંપી દેવો, અને એની આગળ દીનતા રાખવી એમ છ પ્રકારની શરણાગતિ છે.

[ श्री हरि० सिन्धु· ]

३ भुक्तिमुक्तिस्पृहा यावत् पिशाची हृदि वर्तते
तावत् भक्तिसुखस्यात्र कथमभ्युदयो भवेत् ।

= જ્યાં સુધી હૃદયમાં ભોગ અને મોક્ષની ઇચ્છારૂપી પિશાચી રહેલી છે, ત્યાં સુધી એમાં ભક્તિસુખનો ઉદય કેમ થાય?

[ श्री हरि० सिन्धु· ]

४ आदौ श्रद्धा ततः साधुसङ्गोऽथ भजनक्रिया ।
ततोऽनर्थनिवृत्तिः स्यात्ततो निष्ठा रुचिस्ततः ।
अथासक्तिस्ततो भावस्ततो प्रेमाभ्युदञ्चति ।
साधकानामयं प्रेम्णः प्रादुर्भावे भवेत् क्रमः ॥

= પ્રથમ શ્રદ્ધા; પછી સાધુસંગ; પછી ભજનક્રિયા; પછી અનર્થ-( અનિષ્ટ )નિવૃત્તિ; પછી નિષ્ઠા; પછી રુચિ; પછી આસક્તિ; પછી ભાવ; અને તે પછી ( એક એકમાંથી ઉત્પન્ન થતાં છેવટે ) પ્રેમ ઉત્પન્ન થાય છે. સાધકોના પ્રેમના પ્રાદુર્ભાવમાં આ ક્રમ છે.

[ श्रीभक्तिरसामृतसिन्धु ]

५ श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ।

= વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન—( એ ભક્તિનાં નવ અંગ. )

[ भाग० ]

६ अन्याभिलाषिताशून्यं ज्ञानकर्माद्यनावृतम् ।
आनुकूल्येन कृष्णानुशीलनं भक्तिरुत्तमा ॥

= અન્ય વસ્તુની અભિલાષિતા( ઇચ્છા કરવી )રહિત, અને જ્ઞાન કર્મ આદિથી અનાવૃત ( ન ઢંકાએલું )-એવું અનુકૂલરૂપે કૃષ્ણનું જે અનુ-શીલન (મન વાણી અને કર્મે કરી અનુકરણ ) તે ઉત્તમ ભક્તિ.

[ श्री रूप. ]

७ सिद्धान्ततस्त्वभेदेऽपि श्रीशकृष्णस्वरूपयोः ।
रसेनोत्कृष्यते कृष्णरूपमेषा रसस्थितिः ॥

= સિદ્ધાન્તમાં જો કે લક્ષ્મીપતિ (નારાયણ-વિષ્ણુ) અને કૃષ્ણ-એ બેના સ્વરૂપનો અભેદ છે, તથાપિ રસે કરી કૃષ્ણનું રૂપ ચઢે છેઃ આ પ્રમાણે રસની બાબતમાં સ્થિતિ છે.

[ श्री हरि-सिन्धु. ]

८ ज्ञानवैराग्ययोर्भक्तिप्रवेशायोपयोगिता ।
ईषत् प्रथममेवेति नाङ्गत्वमुचितं तयोः ॥
यदुभे चित्तकाठिन्यहेतुप्राये सतां मते ।
सुकुमारस्वभावेयं भक्तिस्तद्धेतुरीरिता ॥
किन्तु ज्ञानविरक्त्यादिसाध्यं भक्त्यैव सिद्ध्यति ।
रुचिमुद्वहतस्तत्र जनस्य भजने हरेः ।
विषयेषु गरिष्ठोऽपि रागः प्रायो विलीयते ॥
अनासक्तस्य विषयान् यथार्हमुपयुञ्जतः ।

निर्बन्धः कृष्णसम्बन्धे युक्तं वैराग्यमुच्यते ॥
प्रापञ्चिकतया बुद्धया हरिसम्बन्धिवस्तुनः ।
मुमुक्षुभिः परित्यागो वैराग्यं फल्गु कथ्यते ॥
कृष्णोन्मुखं स्वयं यान्ति यमाः शौचादयस्तथा ।
इत्येषां च न युक्ता स्याद्भक्त्यङ्गान्तरपातिता ॥

= ભક્તિમાં પ્રવેશ કરવા માટે પ્રથમ થોડીક જ્ઞાન અને વૈરાગ્યની જરૂર પડે છે, તેટલાથી તે ભક્તિનાં અંગ બનતાં નથી. કારણ કે સત્પુરુષો માને છે કે એ બંને ( જ્ઞાન અને વૈરાગ્ય ) ઘણે ભાગે ચિત્તને કઠણ કરનારાં છે, અને ભક્તિ જે એનું ( પરમ સાધ્ય પ્રાપ્ત કરવાનું ) કારણ છે તે તો કોમળ સ્વભાવવાળી છે. વળી જ્ઞાન અને વૈરાગ્યથી જે સિદ્ધ કરવાનું છે તે એકલી ભક્તિથી જ સિદ્ધ થઈ શકે છે. જ્યારે મનુષ્ય હરિભજનમાં રુચિ ધરે છે ત્યારે વિષયમાં એને ગમે તેવો ભારે રાગ હોય તો પણ તે લય પામી જાય છે. વિષયમાં આસક્તિ રાખ્યા વગર યથોચિત જે એનો ઉપયોગ કરે છે, અને કૃષ્ણ સાથે પોતાના સંબન્ધમાં નિર્બન્ધ ( આગ્રહ, દૃઢ નિષ્ઠા) રાખે છે–તેની સ્થિતિ તે યોગ્ય વૈરાગ્ય કહેવાય છે. હરિ સાથે સંબન્ધ ધરાવતી વસ્તુને પણ પ્રાપંચિક ( માયિક ) ગણી મુમુક્ષુ જનો એનો ત્યાગ કરે છે તે હલકી તરેહનો વૈરાગ્ય કહેવાય છે. શૌચ વગેરે યમ પણ કૃષ્ણ પ્રત્યે એની મેળે જાય છે, તેથી એમનો પણ ભક્તિનાં અંગમાં સમાવેશ કરવો ઉચિત નથી.

९ कृष्णतद्भक्तकारुण्यमात्रलाभैकहेतुका ।
पुष्टिमार्गतया कैश्चिदियं रागानुगोच्यते ।
वैधी भक्तिस्तु सा कैश्चित् मर्यादामार्ग उच्यते ।

= કૃષ્ણ અને એના ભક્તની કરુણા માત્ર મેળવવી એ જેનો હેતુ છે એવી જે ભક્તિ તેને અત્રે ‘ રાગાનુગા ’ ભક્તિ કહે છે—જેને કેટલાક ‘ પુષ્ટિમાર્ગ ’ નામે વર્ણવે છે. અને જે ‘ વૈધી ’—અર્થાત્ વિધિ યાને શાસ્ત્રને અનુસરીને જે ભક્તિ થાય છે તેને કેટલાક ‘ મર્યાદામાર્ગ ’ કહે છે.

[ श्रीरूप ]

૪૪

# બસવ.

૧. આપણે ઉપર જોયું કે—**શંકરાચાર્ય**ના સિદ્ધાન્ત પ્રમાણે સર્વ નામ-રૂપથી પર એવું જે પરબ્રહ્મ તે જ પરમતત્ત્વ છે, અને શિવ-વિષ્ણુ-વાસુદેવ ઇત્યાદિ શબ્દો એ પરમ તત્ત્વનું સચ્ચિદાનન્દ સ્વરૂપ પ્રતિપાદન કરનારાં પદ માત્ર છે. પણ તે પછી રામાનુજાચાર્યથી માંડીને જે આચાર્યોની પરંપરા આપણે જોઇ—તેમાં એ પરમ તત્ત્વને:વિષ્ણુ-નારાયણ-કૃષ્ણ આદિ વિશેષ નામથી ઉપાસવામાં આવે છે, અને તેથી એ પરંપરા અમુક પન્થમાં-વૈષ્ણવ પન્થમાં-પડે છે. એવી જ બીજી પરંપરા શૈવ પન્થની છે. એનો મૂળ આરંભ વૈદિક સમયમાંથી થઈ, ઇ. સ. પૂર્વે ત્રણસેંક વર્ષ ઉપર એ શૈવ ભાગવત ધર્મરૂપે ( વૈષ્ણવ ભાગવત ધર્મની પેઠે ) બંધાય છે, અને અને ઇ. સ. ના આરંભ પછી **નકુલીશ** નામના પાશુપત આચાર્યને હાથે તથા તે પછી કાશ્મીરમાં વસુગુપ્ત-કલ્લટ-સોમાનન્દ-અભિનવગુપ્ત વગેરે ‘સ્પન્દ’ ( ચૈતન્યનું સ્ફુરણ) વા ‘પ્રત્યભિજ્ઞા’ શાસ્ત્રના આચાર્યોને હાથે વિસ્તાર પામે છે-જેમાંના કેટલાકમાં ભક્તિ પ્રધાનસ્થાને રહે છે, અને કેટલાકમાં જ્ઞાન યોગ અને તન્ત્રવિદ્યા આગળ પડતો ભાગ લે છે. આ શૈવ પન્થનું એક જાણવા જેવું વિશિષ્ટ સ્વરૂપ-જે અદ્યાપિ એક પન્થરૂપે દક્ષિણમાં ચાલે છે-તે **વીરશૈવ** યાને **લિંગાયત** પન્થ નામનું છે.

૨. શૈવ પન્થની આ શાખા ઇ. સ. બારમા સૈકામાં દખ્ખણ મહારાષ્ટ્રમાં થએલા **બસવ** નામે એક આચાર્યે સ્થાપેલી કહેવાય છે. પણ વસ્તુતઃ બસવ ( વૃષભ ) પોતે ‘આરાધ્ય’ નામે ઓળખાતા એક શૈવ પન્થના બ્રાહ્મણ હતા એમ કહેવામાં આવે છે એ જોતાં, તથા એમણે ઉપદેશેલી લિંગાયત પન્થની દીક્ષા-જેમાં શિવનાં પાંચ મુખના અવતારરૂપ પાંચ આચાર્યોની કલશરૂપે પ્રતિષ્ઠા કરીને પૂજા કરવામાં આવે છે—એ વિચારતાં, એમની પહેલાંથી એ પન્થ ચાલતો આવતો હશે એમ જણાય છે. બસવના પૂર્વાચાર્યોમાંથી કેટલાકનાં નામ ‘ આરાધ્ય ’-અન્તવાળાં છે, તેથી જણાય છે કે એમની પવિત્રતાથી અને વિદ્યાથી ‘આરાધ્ય’ (પૂજવા યોગ્ય)

નામે ઓળખાતા એવા બ્રાહ્મણોએ એ પન્થ સ્થાપ્યો હશે, અને બસવ (વૃષભ)—જે શિવના નન્દીનો અવતાર મનાય છે—તેમણે એને વિસ્તાર્યો.

[ આ પન્થ બ્રાહ્મણ ધર્મની વિરુદ્ધ ઉત્પન્ન થયો હતો એમ કહેવામાં આવે છે, પણ ખરૂં જોતાં અન્ય ભાગવત ધર્મ જેમ સામાન્ય બ્રાહ્મણ-ધર્મની ક્રિયા પ્રત્યે અનાદર દર્શાવે છે, છતાં એ વિશાળ બ્રાહ્મણ ધર્મનું જ અંગ છે, તે જ પ્રમાણે આ લિંગાયત પન્થ વિષે પણ સમજવાનું છે. નીચેના સિદ્ધાન્તો જોતાં આ સ્પષ્ટ થશે. ]

૩. આ પન્થના મુખ્ય સિદ્ધાન્ત ટૂંકામાં નીચે પ્રમાણે છેઃ—

(૧) એક અદ્વિતીય સચ્ચિદાનન્દસ્વરૂપ બ્રહ્મ—એ શિવતત્ત્વ; જેને આ શાસ્ત્રની પરિભાષામાં 'સ્થલ' કહે છેઃ 'સ્થલ' એટલે જેમાં મહદાદિ (સાંખ્યશાસ્ત્રના 'મહત્'–તત્ત્વથી શરૂ થતું) આ વિશ્વ સ્થિત રહે છે તથા લય પામે છે; અથવા તો, જે આ સચરાચર જગત્‌નું અધિષ્ઠાન છે.

(૨) એની શક્તિની ક્રિયાથી એ સ્થલમાં વિભાગ થતાં એક 'લિંગસ્થલ' અને બીજું 'અંગસ્થલ' ઉત્પન્ન થાય છે. 'લિંગસ્થલ' તે ઉપાસ્ય શિવ, અને 'અંગસ્થલ' તે ઉપાસક જીવ. તે જ પ્રમાણે શક્તિના પણ બે વિભાગ થાય છેઃ એક 'કલા' અને બીજી 'ભક્તિ;' તેમાં 'કલા' તે શિવની શક્તિ, અને 'ભક્તિ' તે જીવની શક્તિ. લિંગસ્થલના ત્રણ ભેદ છેઃ ભાવલિંગ, પ્રાણલિંગ અને ઇષ્ટલિંગ—જે ક્રમવાર સત્ ચિત્ અને આનન્દનાં રૂપ છે. અંગસ્થલના પણ ત્રણ ભેદ છેઃ યોગાંગ, ભોગાંગ, અને ત્યાગાંગ–જે ભેદ ભક્તિની ત્રણ ભૂમિકા પ્રમાણે પડે છે. 'ત્યાગાંગ' આ સંસારને ત્યજે છે; 'ભોગાંગ' શિવની સાથે રહી આનન્દ ભોગવેછે; 'યોગાંગ' શિવની સાથે એકતા પામે છે. 'યોગાંગ' ની ભક્તિના બે વિશેષ પ્રકાર છેઃ એક 'ઐક્ય' અને બીજો 'શરણ'—'શરણ'ભક્તિમાં જીવ, ઇશ યાને લિંગને, પોતામાં અને સર્વમાં જુવે છે; 'ઐક્ય'ને 'સમરસા' ભક્તિ પણ કહે છે—અને જીવને પ્રાપ્ત કરવાની પરમ અવસ્થા તે સામરસ્ય (સમતાના આનન્દની સ્થિતિ) કહેવાયછે.

(૩) આ પન્થમાં યજ્ઞોપવીત સંસ્કારને સ્થાને કંઠમાં શિવલિંગની મૂર્તિ–એમાં આત્મસ્વરૂપના ધ્યાનપૂર્વક–પહેરાવવાનો સંસ્કાર કરવામાં આવે છે. અને તે સ્ત્રી તેમજ પુરુષ ઉભયને કરાય છે. ગાયત્રીના છેલ્લા ચરણમાં

'**તન્નઃ શિવઃ પ્રચોદયાત્**' એમ ફેરફાર કરી લેવામાં આવે છે* અને '**ૐ નમઃ શિવાય**' એ આ પન્થનો સામાન્ય દીક્ષામન્ત્ર છે.

---

૪૫

# ભાષાયુગ.

૧. આપણે અહીં સુધીમાં હિન્દુ (વૈદિક, બ્રાહ્મણ) ધર્મના બે યુગ જોયા; એક વેદયુગ, અને બીજો સંસ્કૃત યુગ. વેદયુગમાં જે ધર્મ બીજરૂપે રહેલો હતો, તે સંસ્કૃતયુગમાં વૃક્ષરૂપે ફાલ્યો; તે એટલો બધો ફાલ્યો કે બુદ્ધિમાત્રથી પણ એનું સર્વાંશે યથાર્થ ગ્રહણ કરવું કઠિન થઇ પડે છે, તો એને જીવનમાં સંપૂર્ણ અંશે ઊતારવું અશક્ય હોય એમાં શું કહેવું? આ વિશાળ અને વિકટ કાર્યથી વિદ્વાનોની મતિ કુંઠિત થતાં સામાન્ય જનોને હાથ દેશનો ધર્મદીપ પ્રકાશતો રાખવાનું કાર્ય આવ્યું, અને તે તેઓએ યથાશકિત પણ દેશકાલને અનુસરતી રીતે પાર પાડયુંઃ તેઓએ જાણે ખરી ધાર્મિક અન્તઃપ્રેરણાથી હિન્દુધર્મનાં બધાં નહિ તો થોડાંક પણ અમૂલ્ય તત્ત્વો પકડી લીધાં, અને તેને પોતાની સ્વાભાવિક બોલાતી ભાષામાં સારી રીતે બહલાવ્યાં. આ સમયને આપણે '**ભાષાયુગ**' ને નામે ઓળખીશું.*

---

* આવો ફેરફાર માત્ર વીરશૈવો જ કરે છે એમ નથી; અન્ય શૈવ અને વૈષ્ણવ પન્થમાં પણ—જો કે યજ્ઞોપવીત સંસ્કારમાં નહિ તો પણ અન્ય આરાધનાને પ્રસંગે—'**રુદ્રઃ પ્રચોદયાત્**' '**વાસુદેવઃ પ્રચોદયાત્**'— '**કૃષ્ણઃ પ્રચોદયાત્**'—ઇત્યાદિ ફેરફાર કરવામાં આવે છે.

*જો કે આગલા બે પાઠમાં જે બે આચાર્યો વિષે બોલવામાં આવ્યું છે. તે ભાષાયુગમાં થયા છે, પણ વસ્તુતઃ સંસ્કૃત યુગના જ એ અવશેષ હોઇ પૂર્વ યુગમાં જણાવ્યા છે. એક યુગ સમાપ્ત થયા પછી જ બીજો શરૂ થાય એમ નિયમ બાંધી શકાતો નથીઃ એક યુગનો અન્ત અને બીજાનો આરંભ સમકાલીન હોઇ, બે યુગના કાલપટની થોડીક બેવડ અનિવાર્ય છે. વળી, એ આચાર્યોના ઉપદેશ તેમ જ સંપ્રદાયમાં સંસ્કૃત સાથે ભાષાનો

૨. ઈ. સ. ૧૩–૧૪ મા સૈકાથી હિંદુસ્થાનમાં આ એક નવો જ યુગ શરૂ થાય છે. એ સમયથી આ દેશમાં, મુસલમાનોનાં રાજ્ય સ્થપાયાં. પરંતુ એ કરતાં વધારે મહત્ત્વની વસ્તુ તો એ બની કે હવેથી હિન્દુસ્થાનના ધાર્મિક ઉદ્ગારો અને ઉપદેશો સંસ્કૃતને બદલે ભાષામાં થવા લાગ્યા. આવો એક સમય ઇ. સ. પૂર્વે છસો વર્ષ ઉપર ગૌતમ બુદ્ધના વખતમાં આવ્યો હતો; બીજો ઇ. સ. થી કાંઇક પૂર્વે વા પછી થોડેક સૈકે દ્રવિડ દેશમાં થયો હતો. પણ આ બંને સમય ભાષાનું સામ્રાજ્ય સ્થાપવામાં અશક્ત નીવડ્યા. ગૌતમબુદ્ધના ધર્મનું સાહિત્ય ફરી સંસ્કૃત બન્યું એટલું જ નહિ પણ બૌદ્ધધર્મનો લોકભાષામાં ઉપદેશ ચાલતો હતો તે જ સમયમાં બ્રાહ્મણ ( વૈદિક ) ધર્મ સંસ્કૃતમાં જ ચાલ્યાં કરતો હતો. દ્રવિડ દેશમાં 'તામિલવેદ 'ની જે ભાષાપ્રવૃત્તિ ઉત્પન્ન થઇ, તે આખા હિન્દુસ્થાનમાં વ્યાપી શકી નહિ; એટલું જ નહિ, પણ એ વિલય પામી પાછો શંકરાચાર્ય અને રામાનુજાચાર્યનો સંસ્કૃત યુગ આવ્યો.

૩. આ નવા જમાનામાં, દેશમાં જે નવું ધાર્મિક ચૈતન્ય હાલવા લાગ્યું તે એવું તો પ્રબળ નીવડ્યું કે એણે સંસ્કૃત ન જાણનાર અનેક મૂંગાને બોલતા કર્યા, અને જે ડૂંગરા સંસ્કૃત ભણેલા પંડિતો ઓળંગી શકતા ન હતા તે તેઓ સહેલાઇથી ઓળંગી ગયા. આ ધાર્મિક અભ્યુત્થાન–ઉપાડ–નાં ખાસ લક્ષણ નીચે પ્રમાણે જોવામાં આવે છે:

(૧) એક તો આખા યુગનું આપણે જે લાક્ષણિક તત્ત્વ ઠરાવ્યું તે અર્થાત્ સંસ્કૃતને બદલે ' ભાષા ' નો પ્રયોગ.

(૨) અનેક દેવ–દેવીઓની ઉપાસનાને બદલે—કાંઇ નહિ તો, એ ઉપાસના છતાં પણ—એક રામ, કૃષ્ણ, વિઠ્ઠલ કે એવે કોઇક નામે એક પરમાત્મામાં જ નિષ્ઠા.

---

ઉપયોગ પણ ભળ્યો છે. પણ આપણે જે યુગનો અભ્યાસ શરૂ કરીએ છીએ તેમાં આખા દેશમાં ભાષાનું સામ્રાજ્ય સ્થપાએલું જોવામાં આવે છે અને એ સામ્રાજ્ય હજી પણ અવિચ્છિન્ન ચાલ્યાં જ કરે છે તેથી એને અત્રે 'ભાષાયુગ ' કહેવામાં આવ્યો છે.

(૩) સિદ્ધાન્ત કે—પરમાત્માને બારણે કોઇ પણ તરેહના ભેદ નથી: પ્રભુ બ્રાહ્મણોનો જ નથી, કુંભાર સોની નેસ્તી હજામ મોચી વણકર પીંજારા અને ઢેડ સુદ્ધાંનો છે; એ પુરુષનો જ નથી, સ્ત્રીઓનો પણ છે; તવંગરનો નથી, ગરીબનો પણ છે; એ બાવા અને ત્યાગીનો જ નથી, ગૃહસ્થ અને સંસારીનો પણ છે; અરે! એ પુણ્યશીલનો જ નહિ, પણ પાપીનો પણ છે–જો પાપી એકવાર પાપ તરફ પીઠ કરી પ્રભુ સામું જુવે તો. ટુંકામાં, જેના ઉપર એની કૃપા થાય અને જે એને ભજે તે સર્વનો એ છે.

(૪) એને પ્રાપ્ત કરવા માટે યજ્ઞ યાગ જપ તપ કર્મકાંડ કશાની જરૂર નથી. એને આત્માના અન્તરૂમાં જ અનુભવવાનો છે. અને એ અનુભવ, અનેક જન્મનાં સુકૃતના ફળરૂપે કે પ્રભુ-કૃપાથી અનુભવી સદ્‌ગુરુ મળતાં કે સત્સંગ થતાં, એના નામનું રટણ કરતાં અને એનામાં લગની લગાડતાં—પ્રાપ્ત થાય છે.

૪. પૂર્વોક્ત સિદ્ધાન્ત હિન્દુ ધર્મમાં નવા નહોતા. ભાગવત ધર્મ અને અદ્વૈત સિદ્ધાન્ત, ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ, સર્વનાં તત્ત્વો એકઠાં મળી સારરૂપે આ ભાષાયુગમાં પ્રકટ થયાં છે. એણે બ્રાહ્મણ (સ્માર્ત)-ધર્મની વર્ણાશ્રમવ્યવસ્થાને અને એના કર્મભાગને લુપ્ત કર્યાં નથી, પણ માત્ર એનાં સૂકાં પાંદડાંને ખંખેરી નાંખ્યાં છે, અને એના જર્જરિત થડમાં નવો જીવનરસ પ્રેર્યો છે: જે પ્રમાણે પ્રાચીન સમયમાં પણ ઔપનિષદ ધર્મ, ભાગવત ધર્મ, જૈન–બૌદ્ધ ધર્મ-ઇત્યાદિ પ્રવૃત્તિઓએ, હિન્દુ ધર્મને અંગે જ ઉત્પન્ન થઈને, એ ધર્મના થડ ઉપર અસર કરી, પણ એ થડને ઊખેડી નાંખ્યું ન હતું તે જ રીતે.

"भाषा शाखा हे सही, संस्कृत सोही मूल;
मूल रहत हय धूलमें, शाखामें फलफूल."

## ૪૬

# સન્ત–સાધુઓ.

૧. ઉપર જે 'ભાષાયુગ' કહ્યો એના પ્રવર્તક **સન્ત–સાધુઓ.** એમના ઉપદેશમાં ઘણે ભાગે નાત–જાત આદિ ભેદ જતા રહે છે, અને તેથી તેઓના વર્ગમાં સર્વ વર્ણ, અને પુરુષો તેમ જ સ્ત્રીઓ, જોવામાં આવે છે.† એમનો ઉદ્દેશ ધર્મના ગ્રન્થો રચવાનો નહોતો; આખા જનસમાજ માટે ધર્મની શી વ્યવસ્થા કરવી એ એમનું ચિન્તન ન હતું; માત્ર જ્ઞાન વૈરાગ્ય અને ભજનના ઉદ્દગારોથી જાતે બોધ કેળવવો અને પ્રભુમાં રચ્યા–પચ્યા રહેવું એ એમનો મુખ્ય આનન્દ છે, અને જેમ પારસમણિ પોતાના સંસર્ગથી લોહને સુવર્ણ બનાવી દે તેમ તેઓ પોતાના સંસર્ગમાં આવનાર જનમંડળનું કલ્યાણ કરે છે. પણ એમનો સમય બહુ નિકટ હોવાથી તથા એમાં 'ભાષા'( ચાલુ ભાષા )નું પ્રાધાન્ય હોવાથી એમના ઉદ્દગારો દેશમાં અસંખ્ય ભજનીઆંરૂપે સચવાઈ રહ્યા છે, અને એમાંના કેટલાકના પન્થ થયા છે તેથી એમના ઉદ્દગારોને ગુરુના ઉપદેશ તરીકે માન અપાય છે. આ સન્તોએ હિન્દુધર્મ ઉપર આ યુગમાં બહુ પ્રબળ અસર કરી છે–બલ્કે દેશનું ધાર્મિક ચૈતન્ય એમણે જ જાળવી રાખ્યું છે એમ કહેવામાં દોષ નથી.

૨. આપણે ઉપર જોયું કે—રામાનુજાચાર્યના સિદ્ધાન્તમાં કર્મ જ્ઞાન

---

† પ્રાચીનકાળમાં પણ જનસમાજને સામાજિક હિતના વિચારથી નિયમબદ્ધ રાખનાર સ્માર્તધર્મની આસપાસ–વેદાન્ત સાંખ્ય ભાગવત જૈન–બૌદ્ધ આદિ ભારતવાસી એક આર્યધર્મની શાખાઓમાં આ જ પ્રમાણે થયું હતું. પણ જૈનો અને બૌદ્ધો જેમણે પોતાનું ધાર્મિક સાહિત્ય બ્રાહ્મણ ધર્મથી અલગ પાડીને કેળવ્યું તેમના સિવાય અન્યત્ર બ્રાહ્મણ ધર્મના જનમંડળમાં એ પ્રાચીન સન્તોનું સાહિત્ય જામ્યું નહિ, કારણ કે હજી સંસ્કૃત ભાષા જ એ મંડળની પ્રધાન ભાષા હતી અને તે ઉચ્ચ વર્ણમાં જ કેળવાતી. અને તેથી જૈન અને બૌદ્ધની માફક બ્રાહ્મણશાખાને અંગે પણ સર્વ વર્ણના સન્ત સાધુઓ થતા ( જૂઓ ઉપનિષદ્–રામાયણ–મહાભારત–અને ભાગવત સંપ્રદાયના ગ્રન્થોનાં પ્રમાણ ), છતાં તેઓ પોતાની પાછળ પોતાના મુખનું ધાર્મિક સાહિત્ય મૂકી શકયા નથી.

અને ભક્તિ એને લગભગ સમતોલ રાખવાનો યત્ન હતો. એમાંથી કર્મનો અંશ લોકના ધાર્મિક રીતરિવાજમાં ચાલુ રહ્યો—પણ સન્ત સાધુઓએ એની દરકાર કરી નથી; ઉલટું, શંકરાચાર્યને અને ભાગવત મતના પ્રધાન ઉપદેશને અનુસરી તેઓએ એનું ખંડન જ કર્યું છે. બાકી જે જ્ઞાન અને ભક્તિ રહ્યાં તેના બે પ્રવાહ આ સન્તોમાં પડેલા જોવામાં આવે છે: એક જ્ઞાન-પ્રધાન અને બીજો ભક્તિપ્રધાન. જ્ઞાનપ્રધાન સન્તવર્ગ બહુધા શંકરાચાર્યનો ઉપદેશ ફરી વા સહજ રૂપાન્તરથી, કરે છે; ભક્તિપ્રધાન વર્ગ રામાનુજાચાર્યનો ભક્તિરસ, રામ કૃષ્ણ વિઠ્ઠલ આદિ વિવિધ નામે પ્રભુને ભજીને વહેતો રાખે છે. આ સન્તોનાં જીવનચરિત્રો બહુ રસિક છે, અને એમના ઉપદેશ આપણા ધાર્મિક જીવનને બહુ ઉચ્ચતા અને પવિત્રતા અર્પનારાં છે. પણ એનો સંક્ષિપ્ત સાર આપવા જેટલું પણ અત્રે સ્થળ નથી. તેથી એનું માત્ર દિગ્દર્શન જ કરાવીને સન્તોષ માનવો પડશે.

(૧) **રામાનન્દ** ( ઈ. સ. ૧૪–૧૫ સૈકામાં )* : રામાનુજાચાર્યના સંપ્રદાયમાં આ પાંચમા આચાર્ય હતા એમ કહેવાય છે. રામાનુજાચાર્યના પન્થના કેટલાક વૈષ્ણવો કર્મકાંડને બહુ મહત્ત્વ આપતા અને વર્ણભેદ બહુ આગ્રહથી પાળતા—તેઓને રામાનન્દની ધાર્મિક રીતિ નાપસંદ પડવાથી તેઓએ એમનું અપમાન કર્યું, અને તેથી રામાનન્દજી કાશીમાં જઈ રહ્યા અને ત્યાં મઠ સ્થાપ્યો. એમણે રામાનુજાચાર્યની પેઠે ભક્તિમાર્ગનો ઉપદેશ કર્યો: પણ રામાનુજાચાર્ય સંસ્કૃત વાણીમાં વાસુદેવ–નારાયણ અને લક્ષ્મી–શ્રી એ નામે પરમાત્મા અને એની શક્તિનો ઉપદેશ કરે છે—તેને બદલે રામાનન્દજી આખા ઉત્તર હિન્દુસ્થાનમાં ચાલતી દેશભાષામાં રામસીતાનાં નામનો મહિમા જગાવે છે, તથા વર્ણભેદ સર્વથા તજી દે છે. એમના મુખ્ય શિષ્યોમાં બાર પુરુષ—વિવિધ વર્ણના—અને એક સ્ત્રી છે: એમાં કબીર (વણકર), પીપો (રજપૂત), સેનો (હજામ), ધનો (જાટ), રાઇદાસ (ચમાર) અને પદ્માવતીનાં નામ વિશેષ પ્રસિદ્ધ છે.

---

* રામાનન્દના જન્મસ્થાન તથા સમય વિષે થોડોક મતભેદ છે. મૅકૉલીફ એમને મૈલકોટમાં જન્મ્યા કહે છે અને ઇ. સ. ના ચૌદમા સૈકાના અન્તભાગથી પંદરમા સૈકાના પૂર્વાર્ધ સુધીમાં મૂકે છે. ડૉ. ભાંડારકર, બીજા પ્રમાણને આધારે એમનો જન્મ પ્રયાગમાં એક કાન્યકુબ્જ બ્રાહ્મણને ત્યાં થએલો જણાવે છે, અને એમાં આપેલી ઇ. સ. ૧૨૯૯–૧૩૦૦ ની સાલ વધારે સંભવિત ગણે છે.

(૨) **કબીરજી** ( ઇ. સ. ૧૫ મા સૈકામાં )×: રામાનન્દજીના શિષ્યોમાં સૌથી વધારે પ્રસિદ્ધ થએલા કબીરજી છે. એમના જન્મ જીવન અને મરણ સંબન્ધી ભિન્ન ભિન્ન કથાઓ છે. કેટલાક એમને મુસલમાન માને છે, કેટલાક હિન્દુ માને છે. એક મુસલમાન વણકરને વિધવા બ્રાહ્મણીએ મૂકેલું બાળક જડયું અને એને એણે પુત્રવત્ ઉછેર્યું છે—એમ કબીરજીના જન્મ વિષે એક કથા છે.* ન્હાનપણથી જ એમને જ્ઞાન થવા માંડયું હતું, પણ એ દિશામાં એમના જીવન ઉપર મ્હોટી અસર કાશીમાં બનેલા એક બનાવે કરી. ગુરુ વિના જ્ઞાન નહિ એમ લાગવાથી, તથા રામાનન્દજીની કીર્તિ સાંભળીને, એ કાશી ગયા; અને રામાનન્દ પ્રાતઃકાળે ગંગાજીમાં સ્નાન કરવા જતા હતા ત્યાં એક દહાડો રસ્તામાં એ આડા સૂતાઃ એમના ઉપર રામાનન્દજીનો પગ પડયો તેની સાથે એ મહાન પુરુષને મુખેથી દયાનો 'રામ રામ!' એવો શબ્દ નીકળી ગયો—એ કબીરજીને કાને પડયો, અને એ મન્ત્રથી પવિત્ર થઈ, તથા 'રામ' શબ્દના ઊંડા અને વિશાળ અર્થમાં પરમાત્માના સ્વરૂપનું ચિન્તન કરતાં કરતાં, એ પરમ જ્ઞાન પામ્યા. એ જ્ઞાનના કારણથી એ 'કબીર સાહેબ' એવે મ્હોટે નામે પંકાએલા છે. એમને જ્ઞાન અને જ્ઞાનથી પ્રકાશિત થએલી ભક્તિ સિવાય—કાંઇ જ ગમતું નથી. હિન્દુઓમાં તેમ જ મુસલમાનોમાં ધર્મને નામે ચાલતી ક્રિયાઓને અને દુકાનદારીઓને એ સખ્ત શબ્દમાં નિન્દે છે. મૂર્તિપૂજા સ્નાન વ્રત જપ તપ વગેરે કર્મકાંડની પ્રક્રિયાઓનું તથા કાજી અને આચાર્યોના મિથ્યાજ્ઞાનનું ખંડન કરે છે, અને 'રામ' અને 'રહીમ'—હિન્દુ અને મુસલમાન બંનેનો ઈશ્વર—એક જ છે એમ પ્રતિપાદન કરે છે. એમના વિશાળ ઉપદેશને લીધે, હિન્દુ અને મુસલમાન બંને કબીરજીને પોતાના તરીકે માને છે, અને એમ કથા ચાલે છે કે એમનો દેહાન્ત થયો ત્યારે એમને બાળવા કે દાટવા એ સંબન્ધી એમના શિષ્યોમાં ઝઘડો પડયો. પણ એમના શરીર ઉપર ઓઢાડેલી ચાદર ઊંચી કરવામાં આવી તો એમના શરીરને સ્થાને માત્ર ફૂલનો ઢગલો

× એમના સમય વિષે વિદ્વાનોમાં મતભેદ છે. એમને ૧૩૯૮ થી ૧૫૧૮ સુધીમાં મૂકવામાં આવે છે. એ સિકદર લોદીના સમયમાં હતા એમ માનવાને તો કારણ છે જ.

* એ ભલે મુસલમાનને ઘેર ઊછર્યા બલ્કે જન્મ્યા હોય, પણ એમનો ઉપદેશ તો હિન્દુધર્મના સંસ્કારથી ભરપૂર છે, અને એને જ અંગે થયેલો છે, અને એમના શિષ્યો પણ હિન્દુ જ છે, એ જોતાં એમને હિન્દુધર્મના જ ઇતિહાસમાં ગણાવવા યોગ્ય છે.

જણાયો! આ વાર્તા એમના ઉપદેશનું ઉદાર સ્વરૂપ બહુ સચોટ રીતે દર્શાવે છે. [સંસ્કૃતકાળમાં નિર્ગુણ બ્રહ્મના અદ્વૈતનો, તથા જ્ઞાન અને વૈરાગ્યનો, જે બોધ શંકરાચાર્યે કર્યો હતો અને જેને પરિણામે એમને માથે 'પ્રચ્છન્ન બૌદ્ધ' એવો આક્ષેપ આવ્યો હતો તે જ બોધ આ ભાષાયુગમાં કબીરજીએ કર્યો છે.†]

(૩) **નાનકશાહ** (ઇ. સ. ૧૪૬૯–૧૫૩૮) એ લાહોર જિલ્લામાં ઇ. સ. ૧૪૬૯ માં જન્મ્યા હતા. એમનો ઉપદેશ કબીર સાહેબને મળતો હતો. 'કોઇ હિન્દુ નથી, કોઇ મુસલમાન નથી' એમ ધર્મ અને જાતના ભેદનો એમણે નિષેધ કર્યો છે, તથા પરમેશ્વર એક અદ્વિતીય અને નિરાકાર છે એમ પ્રતિપાદન કર્યું છે. એમના ગુરુ એક મુસલમાન હતા, અને એમણે મક્કા હજ્જ કરી હતી એમ કહેવાય છે. પણ ખરૂં જોતાં, આ માટે ભાગ્યે જ વિશ્વાસયોગ્ય પ્રમાણ માલુમ પડે છે. મક્કામાં એમણે ×કાબાની પ્રદક્ષિણા કરી તે વારે એમની પ્રદક્ષિણાની સાથે સાથે એ પત્થર પણ ફરતો ગયો એમ કહેવાય છે—એનું તાત્પર્ય એટલું સૂચવવાનું હશે કે એમના સિદ્ધાન્તમાં ઇશ્વિર અમુક સ્થળે જ નથી પણ સર્વત્ર છે. 'જપજી' નામે એમના ઉપદેશનું પુસ્તક છે એ જોતાં જણાય છે કે એમનો ઉપદેશ હિન્દુધર્મનાં તત્ત્વથી જ ભરપૂર હતો. એમણે ગુરુમહિમા ગાયો છે, તથા જન્મ-મરણ રૂપ સંસારના ફેરામાંથી છૂટી હરિમાં જવું ઇત્યાદિ વેદાન્તનો ઉપદેશ કર્યો છે. એમના શિષ્યો તે 'શીખ' નામે પ્રસિદ્ધ છે. એમના પછી ગુરુપરંપરામાં પાંચમા ગુરુ **અર્જુનસિંહે** એમના સંપ્રદાયના ઉપદેશનું '**આદિ ગ્રન્થ**' નામે પુસ્તક કર્યું—અને એ પુસ્તકને શીખ લોકો '**ગ્રન્થ સાહેબ**' ને નામે પૂજે છે. દશમા ગુરુ ગોવિન્દસિંહ થયા, એમણે મુસલમાનોના જુલમ સામે શીખ લોકોને શસ્ત્ર લેવડાવ્યાં, અને અને તે દિવસથી શીખ લોકની એક લડાયક જાતિ થઇ છે. શીખ સાધુઓમાં 'ઉદાસી' અને 'નિર્મળ' એવા બે વર્ગ છે: સંસારથી વિરક્ત રહી પવિત્ર જીવન ગાળવું એવી એમની ભાવના છે.

---

† ડૉ **ભાંડારકર** કબીરજીના ઉપદેશને શંકરાચાર્યના ઉપદેશથી જુદો—દ્વૈતવાદી-સિદ્ધ કરવા યત્ન કરે છે, પણ મને એ ઉપદેશ શાંકરવેદાન્તનું જ એક રૂપ લાગે છે.

× મક્કાની મસજીદમાં આ એક પ્રાચીન કાળો પત્થર છે, જેને મુસલમાનો પવિત્ર માને છે.

(૪) **તુલસીદાસ** (ઇ. સ. ૧૫૩૨–૧૬૨૩): પ્રયાગ પાસે યમુનાજીને કાંઠે રાજાપુર ગામમાં એ જન્મ્યા હતા. રામાનન્દ પછી ગુરુક્રમમાં એ સાતમા પુરુષ ગણાય છે. એમને વિષે એમ કહેવાય છે કે એમનો પોતાની સ્ત્રી ઉપર બહુ પ્રેમ હતો અને એનો વિયોગ એ એક દિનભર પણ સાંખી શકતા નહિ. એક વખત સ્ત્રીનાં પીયેરીઆં એમની ગેરહાજરીમાં એને પીયેર લઈ ગયાં, અને એમણે ઘેર આવી સ્ત્રીને જોઈ નહિ તેથી અત્યન્ત વ્યાકુલ થયા. શોક કરતાં અધરાત ગઈ—શય્યા છોડી સ્ત્રીને પીયર જવા નીકળ્યા. મેઘ વરસતો હતો અને યમુના બે કાંઠે વહેતી હતી છતાં એની દરકાર ન કરતાં યમુનામાં પડયા, તરીને સામે કાંઠે ગયા, ત્યાંથી સ્ત્રીને પીયેર પહોંચ્યા અને સ્ત્રી સૂતી હતી ત્યાં જઈ એને જગાડી: સ્ત્રીએ કહ્યું:—

धिग धिग धिग तोहिं प्राणपियारे । चाम हाड अति निरस हमारे ।
ऐसो मन जो लागत रामै । तो सुधरत तिहरे सब कामै ॥

**અર્થાત્**—"હે પ્રાણપ્રિય! તમને ધિક્ છે. મારાં હાડકાં ચામડાંમાં શો કસ છે? છતાં એમાં તમે જેવું મન લગાડયું છે તેવું રામમાં લગાડયું હોત તો તમારાં સર્વ સઘળાં કામ (વા ઇચ્છાઓ) સુધરી જાત." તુલસીદાસજીએ તે જ ક્ષણે સ્ત્રીને ગુરુ કરી લીધી—અર્થાત્ ઘર છોડી કાશીવિશ્વેશ્વર ગયા, ત્યાં શંકર પાસે રામભક્તિ માગી લીધી—શંકરે તે એવી આપી કે હનુમાન પછી આજસુધી તુલસીદાસ જેવો કોઈ રામભક્ત થયો નથી એમ કહેવાય છે. તુલસીદાસજીએ ('તુલસીકૃત') રામાયણ કર્યું અને રામનો મહિમા ગાયો. હિન્દુસ્થાનના તત્ત્વવિચારથી અને સંસારના સ્વરૂપ સંબન્ધી ચિન્તનથી એમનું કાવ્ય સ્થળે સ્થળે અંકાએલું છે, પણ એની ખરી વિલક્ષણતા તો એમાં પ્રકટ થતા રામ પ્રત્યેના પ્રેમમાં છે. એના 'સિયાવર રામચન્દ્ર' ના જયજયકારના ઉદ્ગારો એક વખત તુલસીકૃત રામાયણ જેણે સાંભળ્યું હોય તેના કર્ણમાંથી કદી જતા નથી. એ કાવ્ય એવું લોકપ્રિય છે કે ઉત્તર હિન્દુસ્થાનનું ખરૂં 'બાઇબલ' (સર્વમાન્ય ધર્મપુસ્તક) તુલસીકૃત રામાયણ જ છે એમ કહેવાય છે.* એ ગ્રન્થનો ઉપદેશ ગંભીર છે, અને જ્ઞાન ભક્તિ અને વૈરાગ્ય ત્રણેની, તેમાં ભક્તિની વિશેષ, છાપ એના ઉપર પડેલી છે.

(૫) **સૂરદાસ** (ઇ. સ. ૧૬ મો સૈકો )×: આ મહાનભક્ત અકબર

* ડૉ. ગ્રીઅર્સન.

× ઇ. સ. ૧૪૮૩ થી ૧૫૭૩—એમના જીવનનો સમય અપાય છે, પણ

પાદશાહના ગવૈયાના પુત્ર હતા; અને તે પૃથ્વીરાજ ચોહાણના પ્રસિદ્ધ કવિ ચંદબરદાઇના વંશજ મનાય છે. એ આંધળા હતા; પણ સ્થૂલ અંધાપાએ એમનાં આન્તર ચક્ષુમાં દિવ્ય તેજ પૂર્યું—અને એમને કૃષ્ણનાં દર્શન કરાવ્યાં. તુલસીદાસે જેમ 'સિયાવર' રામચન્દ્રનાં ચરિત ગાયાં, તેમ સૂરદાસે 'રાધેશ્યામ' કૃષ્ણનાં ગાયાં છે: તુલસીકૃત રામાયણમાં ભક્તિ ઉપર જ્ઞાન અને વૈરાગ્યની છાપ લાગેલી છે; સૂરદાસનાં પદ કેવળ પ્રેમભક્તિથી ભરપૂર છે. એ પદનો સંગ્રહ 'સૂરસાગર' નામે ઓળખાય છે, અને તે વ્રજભાષાનો એક ઉત્તમ ગ્રન્થ ગણાય છે. આ ઉપરાંત સૂરદાસજીએ શ્રીમદ્‌ભાગવતનું ભાષાન્તર પણ કર્યું છે.

(૬) **મીરાંબાઈ** (ઇ. સ. ૧૬ મો સૈકો): આ સ્ત્રી-ભક્તે કૃષ્ણભક્તિના રસથી મત્ત બની હૃદયનું ગાન ગાયું છે—મધુકરી પુષ્પરસનું પાન કરી મત્ત બની ગુંજારવ કરે છે તેમ. શાસ્ત્રકારોએ ફરમાન કાઢ્યું કે સ્ત્રીને પતિ સમાન દેવ નથી, ત્યારે આ સ્ત્રીએ જગતને બતાવી આપ્યું કે તેને દેવ સિવાય પતિ નથી! એમણે પોતાનો આત્મા કૃષ્ણ ભગવાનને વરાવી દીધો હતો, અને એમ કહેવાય છે કે એમની ભક્તિને ન સમજતાં 'રાણાજી'એ વિષનો પ્યાલો પાયો ત્યારે એને ભગવાનનું ચરણામૃત માની મીરાંબાઇ પી ગયાં, અને પ્રભુકૃપાથી એમને વિષની કાંઇ જ અસર થઇ નહિ. એમનો પ્રભુ પ્રત્યેનો પ્રેમ પતિપત્નીના પ્રેમને આકારે પ્રકટ થાય છે. પણ ખરૂં જોતાં એ પ્રેમ સંસારી પ્રેમથી કેવો જુદો છે એ આટલી વાત ઉપરથી સમજાશે કે જ્યારે મથુરામાં એ ચૈતન્યસંપ્રદાયના આચાર્ય જીવા ગોસાંઇને નમવા ગયાં અને જીવા ગોસાંઇએ એમને સ્ત્રી હોવાથી ચરણસ્પર્શ કરવા દેવાની ના કહી ત્યારે **મીરાં**એ કહ્યું કે "મહારાજ! હું નહોતી જાણતી કે કૃષ્ણ સિવાય આ જગત્‌માં કોઇ પણ પુરુષ† મનાતો હશે!" **મીરાં**ના આત્મનિવેદનનો વેગ 'અબ તો મેરા રામ નામ દૂસરા ન કોઇ' ઇત્યાદિ પદમાં વિરાજમાન છે. એમનાં પદ કબીરનાં પદની માફક આખા હિન્દુસ્થાનમાં મશહુર છે. અને વાસ્તવિક એમનાં નહિ એવાં પણ અસંખ્ય પદો એમને નામે ચઢ્યાં છે. આનું કારણ એમની લોકપ્રિયતા છે. જેમ

આઇન-ઇ-અકબરી પ્રમાણે, એ પુસ્તક ૧૫૯૬—૯૭માં લખાઇ રહ્યું તે વખતે સૂરદાસ જીવતા હતા. તેથી ઉપલાં વર્ષ જરા આ તરફ ખશેડવાં જોઇએ.

† પુરુષોત્તમ; અદ્વિતીય પુરુષ, આત્મા.

પદો એમને નામે ચઢી ગયાં છે, તેમ એમના જીવન સંબન્ધી જે હકીકત મનાય છે તે પણ બધી વાસ્તવિક નથી એમ હાલના વિદ્વાનો કહે છે. તેઓની શોધ પ્રમાણે×—**મીરાં**બાઇ–જોધપુર પાસે મેડતાના રાઠોડ રાજાનાં દીકરી ચિતોડના રાજા રાણા **સંગાજીના** જ્યેષ્ઠ પુત્ર **ભોજરાજ*** સાથે પરણ્યાં હતાં. **ભોજરાજ** યુવાવસ્થામાં જ દેવલોક પામ્યા, અને **મીરાં**બાઇએ વૈધવ્યકાલ પ્રભુભક્તિમાં—લોકલાજવગરની તીવ્ર અને એકાગ્ર ભગવદ્‌ભક્તિમાં—પસાર કરવા માંડયો. સાસરીયાંને એ ન ગમ્યું, એમણે વિવિધ તરેહનો ત્રાસ આપવા માંડયો; મીરાં પીયર જઇ રહ્યાં, અને ત્યાંથી દ્વારકા વગેરે સ્થળે યાત્રાએ ગયાં. છેવટે દ્વારકામાં દ્વારકાધીશની મૂર્ત્તિમાં સમાઇ ગયાં—અર્થાત્ પ્રભુમાં એક્તાને પામ્યાં.

(૭) **નરસિંહ મહેતા** (ઇ. સ. ૧૫–૧૬ સૈકામાં ‡): આ સંતયુગમાં ગૂજરાત પણ ભગવાનની કૃપા વિનાનું રહ્યું નહોતું. ગૂજરાતના આ મહાકવિ અને સર્વોત્કૃષ્ટ ભક્ત—નરસિંહ મહેતાના જીવનની રસિક અને અદ્‌ભુત કથા ગૂજરાતમાં ઘેરે ઘેર જાણીતી છે; એટલું જ નહિ, પણ ગૂજરાત બહાર પણ એમનું નામ એક ભક્ત તરીકે પ્રસિદ્ધ છે. ભાભીના મ્હેણાથી બોધ લઇ, ઘર છોડી શંકરની ઉપાસના કરી, કૃષ્ણની રાસલીલાનું અધ્યાત્મદર્શન પામી, નાગર ઢેડ વગેરે નાતજાતના ભેદ અવગણી—એમણે પ્રભુમાં ચિત્ત લગાડયું; એની કૃપાથી એમના સાંસારિક વ્યવહાર એની મેળે ચાલ્યાં કર્યાં, અને 'મારા ભક્તના યોગક્ષેમ હું જ વહું છું' એ ગીતોક્ત વચન ભગવાને સત્ય કર્યું. સંકટ આવ્યાં છતાં, પ્રભુ ઉપર શ્રદ્ધાથી અને પ્રસન્ન ચિત્તે 'સુખ દુઃખ મનમાં ન આણીએ ઘટ સાથે રે ઘડીયાં' એ વૃત્તિથી—સર્વ દુઃખ સહી લીધાં, સ્ત્રી અને પુત્રનાં મરણ જેવાં દુઃખ પડયાં ત્યારે એથી વિહવલ ન બનતાં 'ભલું થયું ભાગી જંજાળ સુખે ભજીશું શ્રીગોપાળ' એ પંક્તિમાં જણાવેલી સારગ્રાહી અને ભગવત્પરાયણતાની વૃત્તિથી જીવનનિર્વાહ કર્યો.

---

× જુવો બૃહત્કાવ્યદોહન ગ્રન્થ ૭.

* સામાન્ય માન્યતા કુંભારાણાને પરણ્યાની છે.

‡ ઇ. સ. ૧૪૬૯–૭૧ માં જન્મી ૬૬ વર્ષની ઉમ્મરે એ ગોલોકવાસી થયા એમ સામાન્ય માન્યતા છે. આ તારીખમાં કાંઇ ફેર કરવો જરૂરનો છે કે કેમ તથા એમના ઉપર ચૈતન્ય સંપ્રદાયની અસર વિષે જુવો સં. ૧૯૬૧, ભાદ્રપદના વસન્તમાં એ સંબન્ધી લેખ.

**(૮) મહારાષ્ટ્રના સન્તોઃ-જ્ઞાનદેવ-નામદેવ-તુકારામ-રામદાસ.** મહારાષ્ટ્રનો ભાષાયુગ સન્તોનાં ચરિત્રોથી અને ઉપદેશથી ભરપૂર છે. સ્ત્રી પુરુષ બ્રાહ્મણ શૂદ્ર સર્વ વર્ણ અને જાતિનાં સાધુજનોએ એ ભૂમિને પવિત્ર કરી છે, અને દેશનું ધાર્મિક ચૈતન્ય ઝગમગતું રાખ્યું છે. એ સર્વનો ઉલ્લેખ કરવો પણ અત્રે શક્ય નથી. માત્ર ચાર મ્હોટાં નામો લઇ, તે વિષે થોડીક હકીકત અત્રે નોંધીશું.

(૧) **જ્ઞાનદેવ**:—આ બ્રાહ્મણ મહાત્માને મહારાષ્ટ્રની ધાર્મિક પ્રવૃત્તિના આદ્ય મહાપ્રવર્તક કહીએ તો ચાલે. એ ઈ. સ. ૧૩ મા શતકમાં થયા. એ મહાપુરુષના પિતા વિઠ્ઠલપંત દ્વારકા વગેરેની યાત્રાએ ફરેલા હતા, અને ન્હાનપણુથીજ વૈરાગ્યપરાયણ હોઇ સ્ત્રીની રજા લીધા વિના કાશી જતા રહ્યા અને ત્યાં પ્રસિદ્ધ મહાત્મા રામાનન્દ સ્વામીના શિષ્ય થઈ સંન્યાસ લઇ ચૈતન્યાશ્રમ એવું નામ ધારણ કર્યું. રામાનન્દ દક્ષિણની યાત્રાએ જતાં વિઠ્ઠલપંતને ગામ—આળંદી—ગયા, ત્યાં જાણવામાં આવ્યું કે વિઠ્ઠલપંતે સંન્યાસ ગ્રહણ કર્યો છે તે સ્ત્રીની રજા લીધાવિના, તેથી રામાનન્દજીએ તુરત કાશી પાછા ફરી, ચૈતન્યાશ્રમને પુનઃ ગૃહસ્થાશ્રમ સ્વીકારવાની આજ્ઞા કરી. તદનુસાર ગૃહસ્થાશ્રમ માંડતાં, એમને નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇ એમ ચાર સન્તાન થયાં—જે ચારે ભગવદ્‌ભક્ત અને જ્ઞાની નીવડ્યાં. નિવૃત્તિનાથની ગુરુપરંપરા આદિનાથ ( પાર્વતીપતિ શંકર ), મત્સ્યેન્દ્રનાથ, ગોરક્ષનાથ, ગૈનીનાથ, અને નિવૃત્તિનાથ એવી અપાય છે—એ જોતાં, મહારાષ્ટ્રનો જ્ઞાન—ભક્તિ—વૈરાગ્યનો ધર્મ નવીન ન હોતાં પ્રાચીન સંપ્રદાયસિદ્ધ છે એમ જણાઇ આવે છે. નિવૃત્તિનાથ પોતાના બન્ધુ જ્ઞાનેશ્વરના ગુરુ થયા—અને જ્ઞાનેશ્વરે '**જ્ઞાનેશ્વરી**' વા 'જ્ઞાનદેવી' નામે ઓળખાતી મરાઠીમાં ભગવદ્‌ગીતા રચી. એ ગ્રન્થ છન્દોબદ્ધ છે, અને તે માત્ર ભગવદ્‌ગીતાનું ભાષાન્તર નથી, પણ બહુ વિસ્તારપૂર્વક રચેલો દૃષ્ટાન્ત સિદ્ધાન્તવાળો જ્ઞાનથી ભરપૂર ગ્રન્થ છે.

(૨) **નામદેવ**:—એ જ્ઞાનદેવના સમકાલીન કહેવાય છે, પણ એમના લેખની ભાષા વગેરે પ્રમાણ જોતાં એ ઇ. સ. ૧૪ મા સૈકાને અન્તે થયા એમ ડૉ. ભાંડારકર વગેરેનું માનવું છે. નામદેવના પિતાનું નામ દામાશેઠ અને માતાનું નામ ગોણાબાઈ હતું. એઓ જ્ઞાતિએ દરજી હતા, અને દામાશેઠ દરજી હોઇને નેસ્તીનો ( કાપડ વેચવાનો ) ધંધો પણ કરતા. એ

મૂળ સતારાના હતા, પણ પછીથી પંઢરપુર જઇને વસ્યા, અને ત્યાં નામદેવનો જન્મ થયો. નામદેવ વિઠોબા( = વિષ્ણુ; પંઢરપુરના પુંડલીકનાથ પાંડુરંગ ) ના ભક્ત થયા. એમના ગુરુ વિસોબા ખેચરે એમને જ્ઞાનનો ઉપદેશ કર્યો—એમાં મૂર્તિપૂજા યજ્ઞ જપ તપ યોગયાત્રા વ્રત ઉપવાસ વગેરે ૩૯ ધર્મની નિરર્થકતા બતાવી,§ તદનુસાર નામદેવ પણ ઉપદેશ કરે છે. નિર્ગુણ બ્રહ્મમાં પણ વસવાની અગત્ય નથી, માત્ર હરિને ભજવો, એનું નામકીર્તન કરવું, એટલે પાંડુરંગ તમને દર્શન દેશે એમ એ ભક્તિનો મહિમા ગાય છે.

(૩) રામદાસ:—શિવાજી છત્રપતિના ગુરુ રામદાસ સ્વામી—જેમનું જન્મનામ નારાયણ હતું એ ઇ. સ. ૧૬૦૮ માં જન્મ્યા હતા. ન્હાનપણથી જ એ તીવ્ર વૈરાગ્યવાન હતા, અને લગ્નની ચૉરીમાં સાવધાનનો ઉચ્ચાર થતો હતો તે સાંભળતાં જ એ ચૉરીમાંથી નાશી ગયા—અને ચોવીસ વર્ષ સુધી એમનાં માબાપને એમના નામ—ઠેકાણાની પણ ખબર ન પડી બાર વર્ષ. નાશક પાસે તપશ્ચર્યા કરી હિન્દુસ્થાનની મહાયાત્રાએ એ નીકળી પડ્યા, તેમાં કાશી મથુરા અયોધ્યા જગન્નાથ રામેશ્વર અને લંકા સુધી ફર્યા, ગામ ગામ મઠ સ્થાપ્યા—આખરે ૧૬૪૪ માં એ વૃદ્ધ માતાને મળવા આવ્યા, અને કૃષ્ણા નદીને કાંઠે વાસ કર્યો. એક વાર એ પંઢરપુર ગયા હતા ત્યાં વિઠોબાએ એમને રામરૂપે દર્શન દીધું એમ કહેવાય છે, અર્થાત્ રામ ઉપર એમની એવી અનન્ય ભક્તિ હતી. ૧૬૪૯ માં એમનો અને શિવાજીનો પહેલો મેળાપ થયો. શિવાજીને રામદાસ ઉપર બહુ ભક્તિ ચોંટી, અને એક વખત ગુરુ ભિક્ષા લેવા આવ્યા ત્યારે એમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પોતાનું રાજ્ય એમને અર્પણ કરી દીધું, અને પોતે સંન્યાસની દીક્ષા માગી. રામદાસ સ્વામી—જેમને સંસારના માયિક પદાર્થોની જરા પણ વાસના નહોતી—તેમણે શિવાજીને એ રાજ્ય તે જ ક્ષણે પાછું આપી દીધું, અને પ્રભુના એક દાસ તરીકેજ રાજ્યગાદી ભોગવવી અને પ્રજાપાલન

---

§ મૂર્તિપૂજા વગેરેના ખંડન ઉપરથી ડૉ. ભાંડારકર મુસલમાન ધર્મની અસર માને છે. પણ વસ્તુતઃ આ મૂર્તિપૂજાખંડન તે પ્રાચીન જ્ઞાનમાર્ગ અને પરાભક્તિમાર્ગના પ્રકારનું જ છે—એ પાંડુરંગ પર એમની પ્રીતિ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

કરવું એવો ઉપદેશ કર્યો–શિવાજીએ એ ઉપદેશ માથે ચઢાવ્યો, અને રામદાસ સ્વામીને આપેલું દાન પોતે પાછું લીધું નથી : એના ચિહ્ન રૂપે પોતાનો વાવટો ભગવા રંગનો ('ભગવો ઝંડો') રાખ્યો. રામદાસ સ્વામીના ઉપદેશનું પુસ્તક 'દાસબોધ'–નામે પ્રસિદ્ધ છે. એમાં તત્ત્વજ્ઞાનનો સારો બોધ છે.

(૪) તુકારામ: (ઇ. સ. ૧૬૦૭–૮ થી ૧૬૪૯) મહારાષ્ટ્રના સર્વ સન્તોમાં તુકારામનું સ્થાન કાંઇક જુદું જ * છે. એમના જેવો રસીલી ભક્તિનો, કોમળ હૃદયનો, સામાન્ય જનતાથી ઊંચે રહીને ઉપદેશ કરનાર નહિ પણ એ જ જનતામાં સંપૂર્ણ નિરભિમાનપણે ભળી જનારો–મહારાષ્ટ્રનો લોકપ્રિય સન્ત બીજો નથી.

તુકારામ વિઠોબાના ભક્ત કુળમાં જન્મ્યા હતા, એમના એક પૂર્વજે એમના ગામમાં વિઠોબા અને રુખમાઇનું મંદિર બાંધ્યું હતું, અને વિઠોબાની યાત્રાએ પંઢરપુર જવાનો એમના કુટુમ્બનો રિવાજ હતો. એમના પિતાનું નામ બોલ્હોજી હતું, અને તે ગામડાના વાણીઆનો–ન્હાના સરખા મોદીનો–ધંધો કરતા. એમણે ઘડપણ થતાં પોતાનો ધંધો મ્હોટા દીકરાને સોંપ્યો, પણ એનો લોકવ્યવહારમાં જીવ નહોતો–અને તેથી કુટુમ્બનું સઘળું કામ તેર વર્ષની ન્હાની ઉમ્મરે તુકારામ ઉપર પડ્યું. ત્રણ ચાર વર્ષમાં એમના પિતા ગુજરી ગયા. તુકારામ સ્વભાવે સાદા હોઇ એમને પણ ધંધાની આવડ નહોતી. ધંધામાં ખોટ ગઈ, દેવું થઇ ગયું. જીજાબાઇ નામે એક બીજી સ્ત્રીને પરણ્યા, એની પાસે પૈસો હતો. એની મદદથી ફરી દુકાન ચલાવી અને કાંઇક કમાવા માંડ્યું. પણ પાસેના ગામમાં માલનું વેચાણ કરી પૈસા લઇ પાછા આવતા હતા ત્યાં રસ્તામાં એક દેવાદારને એનો લેણદાર પકડીને કેદમાં નંખાવવા લઇ જતો હતો—એને જોઇ તુકારામને દયા આવી, અને પોતાની પાસે જે હતું તે બધું એને આપી દઇ એને લેણદાર પાસેથી છોડવ્યો ! પોતાને પાછું દેવું થયું—દેશમાં દુકાળ પડ્યો, અને પહેલી સ્ત્રી પણ મરી ગઇ. તુકારામે ભાઇ સાથે વ્હેંચણ કરી

---

* કેટલાક તુકારામની જન્મતિથિ વીસ વર્ષ અગાઉ મૂકે છે, પણ વિષ્ણુ પારશરામ શાસ્ત્રી અને ડૉ. ભાંડારકર વગેરે પ્રતિષ્ઠિત વિદ્વાનો આ માને છે.

નાંખી—પોતાને ભાગ જે લ્હેણાના દસ્તાવેજ આવ્યા હતા તે નદી-(ઇન્દ્રાયણી) માં નાંખી દીધા, અને પોતે ભક્તજીવન ગાળવાનું શરૂ કરી દીધું. પ્રભુભક્તિ એમની જિહ્વાએ આવીને બેઠી, એમણે સ્થળે સ્થળે કીર્તનો કરવા માંડ્યાં, અને એમને મુખેથી સેંકડો પદ નીકળ્યાં—જે "તુકારામના અભંગ" ને નામે મહારાષ્ટ્રમાં સુપ્રસિદ્ધ છે, અને અદ્યાપિ ગવાય છે. તુકારામની ક્ષાન્તિ ( અપમાન, અપકાર સહન કરવાની અને ક્ષમા આપવાની શક્તિ ) અદ્દભુત હતી. પંઢરપુરમાં વિઠોબાના મંદિરની પાસે જોડેના ખેતરની વાડના થોરીઆ પડ્યા હતા તે વિઠોબાની પ્રદક્ષિણા કરતાં લોકને નડે તે માટે એમણે આઘા ખસેડ્યા એ જોઇ એ ખેતરવાળો એમના ઉપર દોડી આવ્યો, અને એમને થોરીએ થોરીએ માર્યા. પણ એથી એમને લેશભાર ક્રોધ ચઢ્યો નહિ, એટલુંજ નહિ પણ વિઠોબાએ એમને ક્રોધમાંથી બચાવ્યા અને ક્ષમા શીખવી તે માટે ભજન ગાયું ! તે જ પ્રમાણે એમને કેટલાક બ્રાહ્મણોએ કષ્ટ દીધાની પણ વાતો કહેવાય છે. પરંતુ તેઓની સામે પણ પોતે શૂદ્ર છે અને બ્રાહ્મણ સદા માન્ય છે એવી અતિશય નમ્રતાની વૃત્તિ રાખીને, બ્રાહ્મણોને શરમાવ્યા. એમની મ્હોટી કસોટી શિવાજી સાથેના પ્રસંગમાં થઇ. શિવાજીએ એમની કીર્તિ સાંભળી એમને તેડવાને પાલખી અને માણસો ('અષ્ટપ્રધાન'ની મંડળી) મોકલ્યા, પણ તુકારામે એ નિમન્ત્રણ ન સ્વીકારતાં ઉત્તર કહાવ્યો કે અમારે સાધુઓને રાજાનું શું કામ ? વળી રાજાના શા ધર્મ છે ઇત્યાદિ ઉપદેશના અભંગો પણ પાઠવ્યા. તુકારામની આ નિઃસ્પૃહતા જોઈ શિવાજી બહુ રાજી થયો, અને એમનાં કીર્તન સાંભળવાને સામાન્ય લોકની માફક એ પણ જઇને બેસતો.

આ સાદા સાધુ જનના ઉચ્ચારોમાં, વિઠોબા ઉપર અમાપ ભક્તિ ઉપરાંત, ભક્તિમાં રાગ દ્વેષ અભિમાન વગેરે કેવા કેવા વિક્ષેપ આવે છે, એ વિક્ષેપમાંથી છૂટવાનું સાધન પ્રભુના આશ્રય સિવાય બીજું નથી—ઇત્યાદિ બોધ બહુ અસરકારક શબ્દમાં થતો જોવામાં આવે છે.

---

## ઊતારા.

### પદ.

એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળિ તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે. એવારે.

જેનું મન જે સાથે બંધાણું, પેહેલું હતું ધરરાતું રે;
હવે થયું છે હરિરસમાતું, ઘેરઘેર હીંડે છે ગાતું રે. એવા રે.
સઘળા સાથમાં હું એક ભુંડો, ભુંડાથી વળિ ભુંડો રે;
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવા રે.
કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકિ પામે, મારા પ્રભુનિ તોલે નાવે રે. એવા રે.
હળવા કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે:
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે. એવા રે.

પદ.

જ્યાં લગી આતમા, તત્વ ચીન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષદેહ તાહરો, એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ. જ્યાં૦
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહિ દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મ લેપન કરે, શું થયું વાળ લોચન કીધે. જ્યાં૦
શું થયું તપ ને તિરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજળ પાન કીધે. જ્યાં૦
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગને રંગ જાણે,
શું થયું ખટદર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે. જ્યાં૦
એ છે પરપંચ સહુ, પેટ ભરવા તણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્ત્વદર્શન વિના, રત્નચિંતામણી જનમ ખોયો. જ્યાં૦

પદ.

જાગીને જોઉં તો, જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. જા૦
પંચમહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણુ અણુ માંહિ રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તેતો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિ રે અળગી. જા૦
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ્ય દે, કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી, નામરૂપ જૂજવાં, અંત્યે તો હેમનું હેમ હોયે. જા૦
જીવને શીવ તો, આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ, તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા. જા૦

નરસિંહ મહેતો.

૪૭

# નવીન યુગ.

૧. બ્રિટિશ રાજ્યની શરૂઆત થયા પછી આપણા દેશમાં જે નવી કેળવણી દાખલ થઇ તેને પરિણામે ચાલુ વિચારોમાં ઘણા ફેરફાર થયા. આ નવી કેળવણીમાં ત્રણ જુદાં જુદાં તત્ત્વો રહેલાં છે; એક તો પાશ્ચાત્ય ધર્મ ગ્રન્થો–બાઇબલ વગેરે; બીજું—પાશ્ચાત્ય સાયન્સ્, સાહિત્ય, તથા ધર્મવિચારના અને તત્ત્વચિન્તનના, ગ્રન્થો; અને ત્રીજું આપણા દેશના પ્રાચીન ધર્મના અને તત્ત્વજ્ઞાનના ગ્રન્થો. આ ત્રણ તત્ત્વો એક બીજા સાથે એવી રીતે ભળેલાં છે કે એ ઉપરથી, હિન્દુ ધર્મ જીવન્ત દશામાં છે—એના અનુયાયીઓમાં સત્ય જ્યાંથી મળે ત્યાંથી લેવાની ઉદારતા છે, અને તે સાથે વળી પોતાના પ્રાચીન ધર્મ માટે પણ અભિમાન આદર અને પોતાપણાનો ભાવ છે એમ જણાઈ આવે છે. એ ત્રણે તત્ત્વો મળીને પરિણામે નિષ્કર્ષ શો થયો એ વિચારીએ તો આ નવીન કેળવણીએ હિન્દુઓને આ વિષયમાં પોતાના ઘરની સમૃદ્ધિનું ભાન કરાવવામાં દીવાની ગરજ સારી છે—અર્થાત્, વર્તમાન સમયમાં જે જોઇએ તે એમના ધર્મના અવિચ્છિન્ન પાંચ હજાર વર્ષના ઇતિહાસમાંથી મળી શકે એમ છે એમ બતાવ્યું છે, હિન્દુધર્મમાં એ કેળવણીએ કોઈ તાત્ત્વિક રૂપાન્તર યાને ઊથલપાથલ કરી જણાતી નથી. અને તેથી **ભાષાયુગ**ની માફક આ **નવીન યુગ**ને પણ વસ્તુત: આપણે પ્રાચીન–નવીન, એટલે કે ગ્લાનિમાં આવી ગએલા હિન્દુ ધર્મના પુન: અભ્યુત્થાનનો એક કાળ ગણીશું.

૨. છતાં આ નવીન યુગમાં હિન્દુ પ્રજામાં કેટલાંક નવાં દષ્ટિબિન્દુઓ પ્રાપ્ત થયાં છે* એ જાણવા જેવાં છે.

(૧) વર્તમાન સમયમાં—પાશ્ચાત્ય અને અત્રત્ય વિદ્વાનોના ભગીરથશ્રમથી હિન્દુસ્થાનનો પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસ પ્રકાશમાં આવ્યો છે, અને તેથી હિન્દુ ધર્મના અનુયાયીઓની ઐતિહાસિક દષ્ટિ ઊઘડી છે.

---

* દષ્ટિબિન્દુઓ પ્રાપ્ત થયાં છે એમ કહું છું; કારણ કે એ દષ્ટિને લીધે જે કાર્ય થવાં જોઇએ તે હજી થાય છે, થતાં જાય છે, થયાં નથી.

ચાલુ રૂઢિ કે ચાલુ માન્યતા એ જ ધર્મ કે સત્ય નથીઃ હિન્દુ ધર્મ એક સનાતન જીવન્ત વૃક્ષ છે, જેમાં વખતોવખત ફેરફાર થયા છે, અને જેને ગ્લાનિ (અવનતિ) અને ઋદ્ધિ (ઉન્નતિ) બંનેના સમય આવ્યા છે—એમ ઐતિહાસિક દૃષ્ટિથી હવે સમજાય છે.

(૨) આ ઐતિહાસિક દૃષ્ટિને પરિણામે—સમજાવા લાગ્યું છે કે હિન્દુ ધર્મના વિવિધ પન્થો એ વસ્તુતઃ એક જ મહાવૃક્ષની ડાળીઓ છે, જે દરેકમાં કાંઇ ને કાંઇ ખૂબી રહેલી છે, અને જે સર્વનો પરસ્પર અવિરોધ અને મેળ કરી અવલોકવામાં આવે તો હિન્દુધર્મ એ કેવો સમૃદ્ધ ધર્મ છે એ સમજાય. વળી આ જ દૃષ્ટિથી એમ પણ સમજવામાં આવ્યું છે કે જૈન અને બૌદ્ધ ધર્મ એ હિન્દુ ધર્મથી વિરુદ્ધ કે સ્વતન્ત્ર ધર્મ નથીઃ જૈન બૌદ્ધ અને બ્રાહ્મણ સર્વ એક જ ધર્મની શાખાઓ છે, અને સર્વે એક જ ધર્મનાં જુદાં જુદાં તત્ત્વો વત્તા-ઓછા ભારથી પ્રકટ કરે છે.

(૩) ઉપર જણાવેલા સર્વ ન્હાના-મ્હોટા પન્થો મૂળમાં ગમે તેવા ઉત્તમ હોવા છતાં, જતે દહાડે એમાં સડો ઉત્પન્ન થએલો જોવામાં આવે છે—અને તેથી કોઇપણ પન્થને એના સડા સહવર્તમાન સારો માનવો એ મતાન્ધતા છેઃ દરેક પન્થના સારા-ખોટા અંશોનો વિવેક કરવો જોઇએ, અને સર્વમાંથી વર્તમાન સમયમાં ઉપયોગી થાય તથા ધર્મના સનાતન સત્ય સાથે મળતું આવે તે તે લેવું જોઇએ.

(૪) હિન્દુ ધર્મની સાથે સાંસારિક રિવાજો ભળેલા છે—તેનું મૂળ કારણ તો એ સાંસારિક રિવાજોમાં પવિત્રતા સીંચવાનો હેતુ છે; પણ તેથી એ રિવાજોમાં દેશકાલાનુસાર ફેરફાર ન જ થવો જોઇએ એમ નથી. એ રિવાજો સંસારવ્યવહાર માટે છે એમ સમજી એમાં સમયને ઘટતા ફેરફાર કરવા એથી હિન્દુ ધર્મને બાધ આવતો નથી.

**૩. સ્વામીનારાયણ પન્થ**—આ નવા યુગની ખાસ લાક્ષણિક ધર્મ-પ્રવૃત્તિઓ અવલોકતાં પહેલાં, આ સમયમાં ગયા સંસ્કૃત અને ભાષા યુગનું સ્મરણ કરાવતો‡ એક ધાર્મિક પન્થ, ચાલ્યો છે એ તરફ દૃષ્ટિ નાંખી

‡ એના સિદ્ધાન્ત સંસ્કૃત યુગના છે; એનો મુખ્ય ગ્રન્થ 'વચનામૃત' તે ગુજરાતી ભાષામાં રચાયો છે.

લઈએ. એ પન્થ જે **સ્વામીનારાયણ*** પન્થને નામે પ્રસિદ્ધ છે, તે **સહજાનન્દસ્વામી** નામે ઉત્તરહિન્દુસ્થાનના એક મહાત્માએ ગૂજરાતમાં આવી સ્થાપ્યો છે. **સહજાનન્દ** સ્વામી–જેમનું મૂળ નામ '**હરિકૃષ્ણ**' હતું–તે અયોધ્યા પ્રાન્તમાં છપૈયા નામે ગામમાં જન્મ્યા હતા (ઇ. સ. ૧૭૮૧). એમના પિતાનું નામ **ધર્મદેવ** અને માતાનું નામ **ભક્તિ** હતું એમ કહેવાય છે. બાર વર્ષની ઉમ્મરે પિતાને ઘેરથી વનમાં ચાલી જઈ, તીર્થાદિક કરતા કરતા ઇ. સ. ૧૮૦૦ માં ગૂજરાત–કાઠીઆવાડમાં આવ્યા, અને રામાનન્દસ્વામી નામે એક મહાપુરુષ પાસે દીક્ષા લઇ, ગુરુના દેહત્યાગ પછી પોતે ઉપદેશ કરવા લાગ્યા. એ ઉપદેશ એમના શિષ્યોએ '**વચનામૃત**' નામે ગ્રન્થમાં સંગ્રહ્યો છે—જે ઘણો ગંભીર અને મનન કરવા યોગ્ય, જ્ઞાન અને ઉપાસનના નિરૂપણથી ભરપૂર, ગ્રન્થ છે. **સહજાનન્દ** સ્વામીના ઉપદેશથી કાઠીઆવાડની ઘણી ક્રૂર અને લઢકારી જાતો કોમળ અને શાન્ત થઇ છે, તથા પ્રભુ તરફ વળી છે. એ મહાપુરુષે એમના શિષ્યો માટે 'શિક્ષાપત્રી' નામે સંપ્રદાયના સિદ્ધાન્ત તથા નિયમનો એક લઘુ ગ્રન્થ રચીને, તથા એમના સંપ્રદાયના સાધુ બ્રહ્મચારી સામાન્ય ગૃહસ્થ અને આચાર્યના વર્તન અને કાર્યવિભાગ સંબંધી ગોઠવણ કરીને, ઇ. સ. ૧૮૩૦ માં દેહત્યાગ કર્યો. એમનો સંપ્રદાય મૂળ ઉદ્ધવજીનો પ્રવર્તાવેલો કહેવાય છે અને તેથી એને 'ઉદ્ધવ સંપ્રદાય' એવું નામ આપવામાં આવે છે. એમનો તત્ત્વ–સિદ્ધાન્ત રામાનુજાચાર્યને અનુસરતો એટલે વિશિષ્ટાદ્વૈત છે, અને એમનું મોક્ષનું સ્વરૂપ તથા તે સિદ્ધ કરવાનો સાધનક્રમ પણ એમને જ મળતો છે. **નારાયણ** યાને વિષ્ણુ ભગવાનને પુરુષોત્તમ–પરમાત્મા–માનવામાં આવે છે, પણ શિવની એમના સંપ્રદાયમાં બિલકુલ નિન્દા કરવામાં આવતી નથી. પાછલા વખતમાં શૈવ અને વૈષ્ણુવ પન્થમાં જે અનાચાર દાખલ થઇ ગયો હતો તથા એક બીજાના ધર્મનો દ્વેષ કરવામાં આવતો હતો તે આ સંપ્રદાયમાં નિષિદ્ધ છે—એ એ સંપ્રદાયમાં આ નવીન યુગનું એક ખાસ લક્ષણ છે એમ કહીએ તો ચાલે.

એમના સિદ્ધાન્તનો ટૂંકામાં સાર નીચે પ્રમાણે છેઃ—જીવ માયા

---

* આ પન્થ હિન્દુસ્થાનના બીજા ભાગમાં પ્રવર્ત્યો નથી, પણ આપણા પ્રાન્તમાં—ગૂજરાત કાઠીઆવાડમાં—એ સારી રીતે ફેલાએલો છે. અને તેથી ગૂજરાતી વાચકને માટે એનું નિરૂપણ ઉપયોગી તેમજ મહત્ત્વનું છે.

ઇશ્વર બ્રહ્મ ને પરબ્રહ્મ એ પાંચ ભેદ અનાદિ છે. ભગવાન તથા મુક્ત અક્ષરધામમાં સદા દિવ્ય સાકાર છે. ભગવાન પોતાના ધામમાં રહ્યા થકા જીવ ઇશ્વિર સર્વને વિષે સાકારપણે સાક્ષીરૂપે રહીને કર્મફલને આપે છે. જડ–ચેતનમાં રહ્યા છતાં અતિશય નિર્લેપપણું એ ભગવાનનુ નિર્ગુણ સ્વરૂપ; બાકી તો એ સગુણ જ છે. જીવ ઇશ્વિર માયા ને માયાનાં કાર્યને વિષે તથા મુક્ત અને અક્ષરના હૃદયને વિષે ભગવાન નિયન્તાપણે રહ્યા છે એ એમનું અન્વય સ્વરૂપ; અને એ સર્વથી એ પર છે એ એમનું વ્યતિરેક-સ્વરૂપ. સ્થૂલદશાપન્ન જડચેતનના શરીરી પરમાત્મા તે કાર્યરૂપ છે, અને સૂક્ષ્મદશાપન્ન જડચેતનના શરીરી પરમાત્મા તે કારણ છે: અને કાર્યરૂપ અને કારણરૂપ પરમાત્મા તે બે એક જ છે (વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત.). મોક્ષ તે પરમાત્માના સાધર્મ્યરૂપ છે. ભગવાનના ભક્તે યજ્ઞ, વ્રત દાન, પૂર્ત (કૂવા તળાવ ખોદાવવાં), જપ, તપ, અને પોતપોતાના વર્ણાશ્રમ-ધર્મ, સન્ધ્યાવન્દનાદિક, તથા શ્રવણાદિક નવધા ભક્તિ-ઇત્યાદિ સર્વ ક્રિયા પ્રભુપ્રીત્યર્થે કરવી, તથા વસ્ત્ર વાહન ભોજન આદિ સર્વ પદાર્થો એને અર્પણ કરીને જ પોતાના ઉપયોગમાં લેવાં—એ ‘ભાગવત ધર્મ.’ આત્માને વિષે પરમાત્માની મૂર્તિ સાક્ષાત્ દેખતો હોય તેણે પણ યમ–નિયમ અવશ્ય પાળવા, તથા ધર્માદિક અંગયુક્ત ભક્તિ કરવી. તથા, અહિંસાધર્મ દૃઢ પાળવો,—અર્થાત્ કોઇપણ પ્રાણીનો મન–કર્મ–વચને દ્રોહ ન કરવો.

[‘**વચનામૃત**’ માંથી સિદ્ધાન્તભાગ સારરૂપે]

૪. **બ્રાહ્મધર્મ**:—‘બ્રાહ્મધર્મ’ મૂળ, બંગાળામાં અંગ્રેજી કેળવણીની અસર થતાં, પ્રાચીન (બ્રહ્મપ્રતિપાદક) ઉપનિષદ્ધર્મ ફરી જાગૃત કરવાના યત્નમાંથી ઉત્પન્ન થએલો છે. એના સ્થાપક **રાજા રામમોહનરાય**નો જન્મ બંગાળામાં હુગલી જિલ્લાના એક ગામમાં ઇ. સ. ૧૭૭૪ માં થયો હતો. રામમોહનરાયનો પિતૃપક્ષ વૈષ્ણવ અને માતૃપક્ષ શાક્ત હતો-અને ન્હાનપણમાં એ તીવ્ર ભક્તિ અને મૂર્તિપૂજાની હવામાં ઊછર્યા હતા. ઊંચા રાજદરબારી બ્રાહ્મણકુળમાં જન્મેલા હોઇ એમને ફારસી–આરબી–અને સંસ્કૃતની સારી કેળવણી મળી હતી સ્વતન્ત્ર વિચારવાળા આ પુરુષે સોળ વર્ષની ઉમ્મરે મૂર્તિપૂજા સામે એક પુસ્તક રચ્યું, તેથી એમને સગાં–સંબન્ધીઓ સાથે ઊંચું મન થયું, અને તેથી એ કાચી ઉમ્મરે ઘર છોડી દેશાટને નીકળી પડ્યા. તિબેટ વગેરે હિમાલયના પ્રદેશમાં આથડ્યા,

પાલી ભાષા(બૌદ્ધ ધર્મનાં પ્રાચીન પુસ્તકોની ભાષા)નું જ્ઞાન મેળવ્યું તથા બૌદ્ધ ધર્મનો અભ્યાસ કર્યો. કેટલેક વર્ષે ઘેર આવ્યા—પણ મૂર્તિપૂજા સામે એમણે એમના પ્રહાર ચાલુ રાખ્યા, તેથી એમને ફરી ઘર છોડવું પડયું. પિતાના મૃત્યુ પછી એ જ કારણથી એમની મા સાથે વિરોધ પડયો અને એ જુદા રહ્યા. પહેલી વારના દેશાટન પછી એમણે અંગ્રેજીનો સારો અભ્યાસ કર્યો હતો—અને 'બાઇબલ' (ખ્રિસ્તી ધર્મપુસ્તક) બરાબર સમજવા માટે એમણે યાહુદી ભાષા પણ હાથ કરી હતી. આમ વિવિધ ભાષાનું જ્ઞાન સંપાદન કરેલું હોવાથી એમણે વેદ-(બ્રાહ્મણધર્મગ્રન્થ), ત્રિપિટક (બૌદ્ધ) બાઇબિલ (ખ્રિસ્તી), અને કુરાન (મુસલમાની)—એમ ચાર ધર્મના ચાર મુખ્ય ગ્રન્થોનો ઊંડો અભ્યાસ કર્યો, અને એ સર્વની મદદથી શુદ્ધ અને સત્ય ધર્મ ઊપજાવી કાઢવાનો એમણે યત્ન આદર્યો. આ યત્નને અંગે એમને બ્રાહ્મણો તેમજ ખ્રિસ્તી પાદરીઓની સાથે વાદવિવાદમાં ઊતરવું પડતું—અને એમનું આખું જીવન આ પ્રકારના વાદવિવાદમાં જ ગયું છે એમ કહીએ તો ચાલે. મોધલ પાદશાહને કામે એ વિલાયત ગયા હતા ત્યાંથી પાછા આવતાં ફ્રાન્સમાં બ્રિસ્ટલ શહેરમાં એમનો દેહ પડયોઃ ઇ. સ. ૧૮૩૩. જે અરસામાં બંગાળામાં ખ્રિસ્તી પાદરીઓના ઉપદેશે કેટલોક ખળભળાટ ઉત્પન્ન કર્યો હતો, અંગ્રેજી કેળવણીની શરૂઆત થઇ હતી, અને હિન્દુ ધર્મનું ખરૂં સ્વરૂપ કેવું છે એ સંબન્ધી આત્માવલોકન કરવાની જરૂર પડી હતી–તે સમયમાં એક 'સમયવીર' તરીકે એ મહાપુરુષને ગણી શકાય.

રાજા રામમોહનરાય કોઇપણ સંપ્રદાયના માણસોની સાથે વાદવિવાદ કરતા ત્યારે સામાના જ ગ્રન્થને પ્રમાણરૂપ માનીને એનેજ આધારે બતાવી આપતા કે એનો રૂઢ ધર્મ ભ્રાન્તિ ભરેલો છે, અને મૂળ સિદ્ધાન્તને અનુસરતો નથી. આથી વસ્તુતઃ એ કોઇ પણ ધર્મપુસ્તકને ઐકાન્તિક પ્રમાણ માનતા નહિ એમ કહેવાય છે. મૂળ ઉપનિષદ્‌ને એ પ્રમાણ માનતા હશે, અને બહુધર્મના ગ્રન્થ અવલોક્યા પછી—સર્વ ધર્મનાં પુસ્તકો પ્રત્યે તથા તે તે ધર્મ પ્રત્યે એમને સમાનભાવ ઊપજ્યો હશે એમ લાગે છે. ઉપનિષદ્‌ના અર્થ એમણે શંકરાચાર્યના ભાષ્યને અનુસરતા કર્યા છે તેથી એમનો સિદ્ધાન્ત શંકરાચાર્યના અદ્વૈત તરફ ઢળતો છે એમ પણ કહેવામાં આવે છે. વસ્તુતઃ એમની દૃષ્ટિ પરમાત્માની એકતા તથા નિરાકારતા સિદ્ધ કરીને મૂર્તિપૂજાનું ખંડન કરવા તરફ હતી એમ સ્પષ્ટ સમજાય છે.

એમણે પોતાનો પન્થ જમાવવા માટે 'બ્રાહ્મસમાજ' નામે એક ધર્મમંડળ સ્થાપ્યું. એ મંડળમાં ૧૮૪૩ માં દેવેન્દ્રનાથ ટાગોર ભળ્યા. એમને ઉપનિષદ્‌ના કેટલાક ભાગમાં અદ્વૈત સિદ્ધાન્ત નજરે પડયો તે એમને રુચ્યો નહિ, તેમજ રાજા રામમોહનરાયથી આગળ વિચારની ગતિ વધતાં પ્રશ્ન થવા લાગ્યો કે—વેદને ઈશ્વરોચ્ચરિત માનવા કે કેમ ? ૧૮૪૫ માં આ સમાજે એનો નકારમાં જવાબ ઠરાવ્યો. અને તે પછી યજ્ઞોપવીત (બ્રહ્મસૂત્ર) રાખવું કે કેમ એમ પણ પ્રશ્ન ઊઠયો. દેવેન્દ્રનાથથી આગળ વધી કેશવચન્દ્રસેને યજ્ઞોપવીત કાઢી નાંખવાનું ઠરાવ્યું. બ્રાહ્મસમાજમાં ફાટફૂટ થઇ, બે ભાગ પડયા: જૂની દેવેન્દ્રનાથવાળી શાખા તે 'આદિ બ્રાહ્મસમાજ', અને કેશવચન્દ્રવાળી તે 'ભારતવર્ષીય બ્રાહ્મસમાજ' (ઇ સ. ૧૮૭૮) એમ નામ પડયાં. કેશવચન્દ્રસેન હૃદયના બહુ વેગવાળા અને અદ્ભુત વક્તા હતા, અને ઇંગ્લંડ ગયા ત્યાં એમણે પોતાનાં ભાષણથી ઇંગ્લંડની પ્રજાને પણ છક કરી દીધી. પણ દિવસે દિવસે એમનું વલણ ખાસ ખ્રિસ્તી ધર્મ તરફ થએલું જોઇને એમના કેટલાક મિત્રોને ઠીક ન લાગ્યું. વળી એમણે એમની કન્યાને પોતાની પ્રતિજ્ઞા તોડી બહુ ન્હાની ઉમ્મરે પરણાવી તેથી પણ એમના પ્રત્યે અણગમો થયો. અને 'સાધારણ બ્રાહ્મસમાજ' એ નામની એક બીજી શાખા સ્થપાઈ. અત્યારે 'બ્રાહ્મધર્મ' સર્વ ધર્મના સારસંગ્રહરૂપે બ્રાહ્મસમાજમાં મનાય છે.* પણ મૂળ એની ઉત્પત્તિ હિન્દુધર્મચિન્તનમાંથી થઇ, ઉપનિષદ્‌ધર્મરૂપે એનું પ્રતિપાદન થયું હતું—અને આગળ જતાં, દેવેન્દ્રનાથ અને કેશવચન્દ્રસેન બંને ઉપર પણ હિન્દુ ધર્મની જ છાપ છે. દેવેન્દ્રનાથ પ્રાચીન ઋષિઓના ધ્યાનયોગનું અને કેશવચન્દ્ર ગૌરાંગ(ચૈતન્ય)ની ઉન્મત્ત પ્રેમભક્તિનું જ સ્મરણ કરાવે છે, અને અન્ત ભાગમાં એ અદ્વૈત તરફ પણ વળ્યા હતા એમ કહેવાય છે.

બ્રાહ્મધર્મનાં સિદ્ધાન્તો નીચે પ્રમાણે છે:—

(૧) એ આ એક બ્રહ્મ જ પ્રથમ હતું; બીજું કાંઇ જ ન હતું. તેણે આ સર્જ્યું.

(૨) એ જ નિત્ય જ્ઞાન અનન્ત શિવ સ્વતન્ત્ર નિરવયવ એક અદ્વિતીય

* પરંતુ હાલ તો સ્વદેશાભિમાનની અસરથી હિન્દુસ્થાનના જ ઉપનિષદ્ અને ભાષાયુગના વિચારો તરફ વધારે વલણ થએલું જોવામાં આવે છે. કાઇક તો મૂર્તિપૂજામાં પણ ધર્મનું તત્ત્વ રહેલું સ્વીકારે છે: જુવો 'પાર્લ્યમેન્ટ ઑફ રિલિજિયન્સ્'ના પુસ્તકમાં પ્રતાપચન્દ્ર મઝૂમદારનું ભાષણ.

સર્વવ્યાપી સર્વનિયામક સર્વાશ્રય સર્વજ્ઞ સર્વશક્તિમત્ સ્થિર પૂર્ણ અને પ્રતિમારહિત છે.

(૩) એક એની જ ઉપાસના વડે પરલોક અને આ લોકનું શ્રેય થાયછે.

(૪) એનામાં પ્રીતિ, અને એને પ્રિય એવાં કાર્ય કરવાં—એ એની ઉપાસના.

આ બ્રાહ્મધર્મના બીજમાં વિશ્વના બ્રાહ્મધર્મ (Universal Religion)નું હું ગ્રહણ કરૂં છું.

[ 'બ્રાહ્મધર્મ'—દેવેન્દ્રનાથ વિરચિત.]

**૫. પ્રાર્થનાસમાજ:** પૂર્વોક્ત 'બ્રાહ્મધર્મસમાજ'નું આપણા ઇલાકામાં ઉત્પન્ન થએલું સ્વરૂપ તે 'પ્રાર્થનાસમાજ.' જે અંગ્રેજી કેળવણીની અસર તળે રહીને બંગાળામાં રાજા રામમોહનરાય વગેરેએ દેશની ધાર્મિક સ્થિતિનું ચિન્તન કર્યું તે જ કેળવણીની અસરથી આપણે ત્યાં પણ દાદોબા પાંડુરંગ દુર્ગારામ મહેતાજી વગેરેએ ધર્મની ચર્ચા શરૂ કરી. પણ રેલવે તાર પોસ્ટ વગેરે સાધનોથી ગુજરાત દખ્ખણ અને બંગાળા વચ્ચે મુસાફરીની વધારે સગવડ થઈ, તથા એક સ્થળના વિચારનો બીજે સ્થળે વધારે જોરથી પડઘો પડવા માંડયો. તે થતાં, બંગાળાના 'બ્રાહ્મધર્મ સમાજ' ને મળતી જ સંસ્થા અત્રે સ્થપાઇ. એને 'પ્રાર્થનાસમાજ' એવું નામ આપવામાં આવ્યું. આ બે સમાજ મૂળ સિદ્ધાન્તમાં એક જ છે, બલ્કે પ્રાર્થનાસમાજ પોતાના ધર્મને 'બ્રાહ્મધર્મ' જ કહે છે,—તથાપિ વ્યવહારમાં બે વચ્ચે એક બે મહત્ત્વના ફેર જોવામાં આવે છે. પ્રાર્થનાસમાજ એના સભાસદોને બ્રાહ્મધર્મ બને તેટલો પાળવાની સાથે, જ્ઞાતિમાં રહેવાની છૂટ આપે છે. બીજો ફેર—જે દખ્ખણમાં ખાસ જોવામાં આવે છે—તે એ છે કે તેઓ પોતાનાં ભજન અને ઉપદેશમાં ભાષાયુગના સન્તોના ધાર્મિક સાહિત્ય(જેમકે, તુકારામના અભંગ વગેરે)નો તથા તેઓનાં જીવનચરિત્રનો પુષ્કળ ઉપયોગ કરે છે, અને પોતાના ધર્મને 'ભાગવતધર્મ' (પ્રાચીનકાળથી હિન્દુસ્થાનમાં ભગવાનના ભક્તો જે ભક્તિ-પ્રધાન ધર્મ ઉપદેશતા આવ્યા છે તે) રૂપે મૂકે છે. પ્રાર્થનાસમાજનું આ વલણ રાનડે ભાંડારકર અને ચંદાવરકરથી થયું છે—તેમાં ખાસ કરીને રાનડેથી: જેમના "મહારાષ્ટ્રના સન્તો" નામે મરાઠા ઇતિહાસના પ્રકરણથી પ્રજામાં નવી જ દૃષ્ટિ આવી છે.

પ્રાર્થનાસમાજના ધર્મ સિદ્ધાન્તો નીચે પ્રમાણે છે:

(૧). ઈશ્વર એક છે, તે સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર સ્થિતિમાં રાખનાર તથા સંહાર કરનાર છે; સૃષ્ટ પદાર્થો થકી તે ભિન્ન છે, એના વિના બીજો કોઈ પણ દેવ નથી; તે સર્વજ્ઞ સર્વવ્યાપી છે, સર્વશક્તિમાન, ન્યાયકારી તથા કરુણામય પરમપવિત્ર છે. તે જ ઈશ્વર પૂજ્ય છે.

(૨). ભક્તિ એ જ ધર્મ.

(૩). સપ્રેમ શ્રદ્ધા ઉપાસના સ્તુતિ પ્રાર્થના અને સદાચાર એ ભક્તિ.

(૪). ભક્તિ વડે ઈશ્વર પ્રસન્ન થાય છે અને આત્માનું કલ્યાણ થાય છે.

[ ( ગૂજરાતી ) પ્રાર્થનાસમાજના ધર્મ સિદ્ધાન્તો ]

૬. **આર્યસમાજ:**—'આર્યસમાજ' દયાનન્દસરસ્વતીએ સ્થાપ્યો છે. દયાનન્દસરસ્વતી મૂળ કાઠીઆવાડી બ્રાહ્મણ હતા. ( જન્મ ઇ. સ. ૧૮૨૪ ) એક વખતે શિવરાત્રિએ એમના પિતાની સાથે મહાદેવમાં રુદ્રાભિષેક કરતા હતા તે કરતાં કરતાં મધ્યરાત્રિ થઈ ગઈ અને સૌને ઊંઘ આવવા માંડી, તે વારે અને માત્ર પોતે જ આગ્રહથી જાગરણ કર્યું; ત્યાં એક ઊંદરડીને શિવલિંગ ઉપર ફરીને ચોખા ખાતી જોઈ, એ દેખાવથી એમને મૂર્તિપૂજાની નિરર્થકતા લાગી. પોતે ન્હાણું ન્હાતાં પહેલાં શિવરાત્રિનો ઉપવાસ તોડ્યો અને મૂર્તિપૂજા વિરુદ્ધ બોલવા લાગ્યા. કુટુમ્બ સાથે વિરોધ શરૂ થયો, પિતાએ એમનું લગ્ન કરવા માંડ્યું, પણ તે ન થવા દેતાં પોતે છાનામાના પરદેશ જતા રહ્યા ( ઇ. સ. ૧૮૪૫ ). તે પછી સંન્યાસ ગ્રહણ કરી પંદર વર્ષ એ હિન્દુસ્થાનના જુદા જુદા ભાગોમાં પર્વતો નદીઓ અરણ્યો અને તીર્થસ્થાનોમાં ફર્યા, પુષ્કળ સાધુ સંન્યાસીઓ જોયા—હિમાલય વગેરે સ્થળે યોગસાધના પણ કરી—પણ એમના હૃદયને ખરો સન્તોષ મથુરામાં વિરજાનન્દ નામે એક સંન્યાસી મળ્યા તેનાથી થયો. એમણે એમને પ્રાચીન વેદધર્મ કેવો લુપ્ત થયો છે એ સમજાવ્યું અને એ ધર્મનું ફરી ઉત્થાન કરવાની પ્રેરણા કરી. તે ક્ષણેથી દયાનન્દસરસ્વતી વેદધર્મના એક મહાન ઉપદેષ્ટા થયા. એમનો સિદ્ધાન્ત એવો હતો—કે ખરો પ્રાચીન ધર્મ વેદની સંહિતાઓનો છે, અને એ જ કેવળ ઈશ્વરોચ્ચરિત ગ્રન્થ છે—બ્રાહ્મણ, વેદાંગ વગેરે ગ્રન્થો 'વેદ' (સંહિતા) સમજવામાં ઉપકારક છે; અને પુરાણ વગેરેમાં આવતાં પ્રાચીન ધર્મભાવના ભ્રષ્ટ થએલી જોવામાં આવે છે. સાયણાચાર્ય

વગેરેએ કરેલાં વેદ ઉપરનાં ભાષ્યો પણ ખોટાં છે. દયાનન્દ મૂર્તિપૂજાના કટ્ટા દુશ્મન હતો, અને એ વિષય ઉપર એમણે કાશી વગેરે સ્થાને પંડિતો સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો. એમના સિદ્ધાન્તમાં—ઇશ્વર જગતનો ઉત્પત્તિ સ્થિતિ અને લયનો કર્તા છે; જીવ જગત્ અને બ્રહ્મનું ઐક્ય નથી; 'અગ્નિ' વગેરે વેદમાં જે દેવતાવાચક શબ્દો છે એ એના ધાત્વર્થને અનુસરી પરમાત્માના જ વાચક છે; પરમાત્મા સગુણ છે પણ એને આકાર નથી તેથી મૂર્તિપૂજા અનિષ્ટ છે; પણ એમના ઉપદેશમાં અગ્નિમાં હોમ કરવાનો, તથા યજ્ઞોપવીત સન્ધ્યાદિક વગેરે કેવળ વેદમન્ત્રથી કરવાનો વિધિ છે. વળી, જેથી શારીરિક માનસિક અને આધ્યાત્મિક સુધારો થાય તેવાં કર્મ તે 'સંસ્કાર', વિદ્વાન અને શુભ આચારવાન જનો તે 'દેવ' અને 'આર્ય,' મૂર્ખ અને દુષ્ટ તે 'અસુર' અને 'દસ્યુ,' દુઃખસમુદ્ર તરવાનાં સત્યજ્ઞાન વગેરે સાધનો તે 'તીર્થ'-ઇત્યાદિ રીતે, સંસ્કાર-દેવ-તીર્થ આદિ પ્રાચીન શબ્દોના એ અર્થ કરે છે.

એમણે આર્યસમાજ માટે નીચે પ્રમાણે નિયમો બાંધ્યા છે.

(૧). સર્વ સત્યવિદ્યા, અને જે પદાર્થ વિદ્યાથકી જાણવામાં આવે છે તે-સર્વનું આદિ કારણ પરમેશ્વર છે.

(૨). ઇશ્વર સચ્ચિદાનન્દસ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાલુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે. એની જ ઉપાસના કરવી યોગ્ય છે.

(૩). વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે, અને વેદનું ભણવું-ભણાવવું તથા સાંભળવું-સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

(૪). સત્ય ગ્રહણ કરવામાં અને અસત્યનો ત્યાગ કરવામાં સર્વદા તત્પર રહેવું જોઇએ.

(૫). સર્વ કામ ધર્માનુસાર, અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ.

(૬). સંસારનો ઉપકાર કરવો આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે-અર્થાત્, શારીરિક, આત્મિક, અને સામાજિક ઉન્નતિ કરવી.

(૭). સર્વની સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

(૮). અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

(૯). પ્રત્યેકે પોતાની જ ઉન્નતિથી સન્તુષ્ટ ન રહેવું જોઇએ; કિંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

(૧૦). સર્વ મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતન્ત્ર રહેવું જોઇએ; અને પ્રત્યેકહિતકારી નિયમમાં સર્વ સ્વતન્ત્ર રહે.

[ **सत्यधर्मप्रकाश**માંથી ]

૭. **થિઑસોફિ અને વિવેકાનન્દ:** (૧) વર્તમાન હિન્દુ ધર્મના વર્ણનમાં થિઑસોફિની અસર વિષે તથા સ્વામી વિવેકાનન્દના કાર્ય વિષે પણ થોડુંક જાણવું જોઇએ. ગઇ સદીના ચતુર્થપાદમાં મૅડમ બ્લૅવેટસ્કી નામની એક રશિયન સ્ત્રીએ ‘થિઑસોફિ’ નામે એક ધર્મસંબન્ધી વિચારસરણિ ઉઘાડી. એનો મૂળભૂત સિદ્ધાન્ત એ હતો કે પ્રાચીન ધર્મોને મનુષ્યજાતિની બાલ્યાવસ્થાના ઉદ્ગાર ગણી કાઢવામાં આવે છે એ ભૂલ છે. વસ્તુતઃ પ્રાચીન સમયમાં ધર્મસંબન્ધી જગતને ઊંડું જ્ઞાન હતું, અને એ જ્ઞાન યજ્ઞાદિક ક્રિયાઓના અન્તરમાં ગુપ્ત વિદ્યા તરીકે રહેલું હતું, અને યોગ્ય અધિકારીઓને એ વિદ્યા આપવાનો સંપ્રદાય હતો, તે માટે સર્વ ધર્મના આચારો તથા પુરાણકથાઓ શ્રદ્ધાથી સમજવા પ્રયત્ન કરવો જોઇએ, અને તેમ કરવાથી ધર્મ સંબન્ધી ઘણું જાણવાનું મળે છે. નવો યુગ જેને વહેમ કહી કાઢી નાંખે છે તેમાં પણ સાયન્સ્ તથા સામાન્ય ધર્મ અને બ્રહ્મવિદ્યાનાં ઘણાં ઊંડાં સત્યો રહેલાં છે. માત્ર એ જાણવાની આપણે કુંચી મેળવવી જોઇએ—આ રીતની વિચારદૃષ્ટિ આપીને થિઑસોફિએ ઘણા હિન્દુઓને પોતાની પ્રાચીન ધર્મક્રિયાઓ તરફ તથા ધર્મ પુસ્તકો તરફ શ્રદ્ધા અને માનની વૃત્તિ ઉત્પન્ન કરી છે. વિશેષમાં, થિઑસોફિ પ્રમાણે સર્વ ધર્મ મૂળ એક જ છે અને માત્ર તે તે દેશકાલને અનુસરી એનાં જુદાં જુદાં રૂપો થાય છે એમ જણાવે છે તેથી થિઑસોફિની અસર તળે આવેલા હિન્દુઓ પરધર્મનો પણ તત્ત્વભાગ લઇ એના પ્રત્યે ભાવથી જુવે છે. (૨) વિવેકાનન્દ: આ બંગાળી સંન્યાસી પૂર્વાશ્રમમાં કલકત્તા યુનિવર્સિટિમાં સારી અંગ્રેજી કેળવણી લઇ પાર ઊતર્યા

હતા, અને તે પછી રામકૃષ્ણ પરમહંસ નામે એક ખરા ત્યાગી જ્ઞાની અને ભક્ત એવા મહાપુરુષ સાથે સંબન્ધમાં આવ્યા હતા એમણે સંન્યાસાશ્રમ ગ્રહણ કરીને હિન્દુધર્મના ઉત્તમ ભાગનો—અર્થાત્ વેદાન્તનો હિન્દુધર્મના ખરા રહસ્ય તરીકે ઉપદેશ કર્યો, અને અમેરિકા સુધી જઇને ત્યાંના લોકોને પણ હિન્દુ ધર્મ પ્રત્યે માન ઉપજે એવાં ભાષણો કર્યાં, તથા વેદાન્તના અધ્યયનની સંસ્થાઓ સ્થાપી. જેઓને નવીન યુગના આર્યસમાજાદિ પન્થ રુચતા નથી, તેમ જ હિન્દુધર્મનો ક્રિયાભાગ પણ વહેમોથી છવાએલો લાગે છે, છતાં જેમને દેશકાલને અનુસરતો હિન્દુધર્મ જોઇએ છે અને એના જ્ઞાનભાગ તરફ રુચિ છે—તેવા ઘણા જનો સ્વામી વિવેકાનન્દના ઉપદેશને માને છે.

૮. **સનાતન ધર્મ:** ઉપર ગણાવેલી બ્રાહ્મસમાજથી માંડી વિવેકાનન્દ સુધીની બધી પ્રવૃત્તિઓ એકઠી કરીએ તોપણ તે, જનસંખ્યાની કસોટીએ, બહુ અલ્પ છે. સનાતન હિન્દુધર્મ હજી દેશમાં પુષ્કળ પળાય છે, પણ એના ઉપર વર્તમાન દેશકાળની બિલકુલ અસર થતી નથી અથવા તો પ્રાચીન કાળથી આજ પર્યન્ત એ અવિકૃત રૂપે ચાલ્યાં જ કર્યો છે એમ સમજવાનું નથી. એમાં સમયે સમયે ઘણા ફેરફાર થયા છે, અને જુદા જુદા પ્રાન્તમાં એનાં કાંઇક કાંઇક જુદાં જુદાં સ્વરૂપ બંધાયાં છે. તથાપિ કેટલાક સિદ્ધાન્તો એના પ્રાણભૂત છે—અને તે અદ્યાપિ પર્યન્ત મનાય છે: એ સિદ્ધાન્તને સર્વથા અનુસરતો આચાર થાય છે કે નહિ એ જુદો પ્રશ્ન છે—બલ્કે એમાં ઘણી શિથિલતા પણ આવી છે, પણ હજી તત્ત્વ નાશ પામ્યું નથી. આ સનાતન ધર્મના અનુયાયીઓમાં એક પ્રાચીનમાર્ગી જ્ઞાની અને એક અજ્ઞાની એવા બે ભાગ પાડી શકાય. તેમાં પહેલા વર્ગમાં શાસ્ત્રીઓ સંન્યાસીઓ વગેરે આવે; અને બીજા વર્ગમાં ગતાનુગતિક આજ્ઞાકારી સામાન્ય લોક આવે. આ ઉપરાંત સનાતન ધર્મના અનુયાયીઓનો એક ત્રીજો વર્ગ ઉત્પન્ન થતો જાય છે કે જે હિન્દુ ધર્મના સમગ્ર ઇતિહાસ ઉપર ધ્યાન રાખી એનું સ્વરૂપ સમજવા યત્ન કરે છે—અને દેશકાલને અનુસરતા નવદેહમાં પણ સનાતન હિન્દુ ધર્મનું ચૈતન્ય જીવતું જાગતું જોવા ઇચ્છે છે.

---

